આ ગ્રંથનું લેખન જેમની શુભ પ્રેરણાને આભારી છે
તે મારા સન્મિત્ર
રાષ્ટ્રશાયર
સ્વ. ઝવેરચંદ કાળિદાસ મેઘાણીને
સપ્રેમ સાદર અર્પણ

કેશવરામ

# અશુદ્ધિ-શોધન

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૧ | ધનુપ | ધનુપ |
| ૬ | ૬ | વ્યુત્પતિને | વ્યુત્પત્તિને |
| ૧૩ | ૨૨ | ભ્રૂકુટી | ભ્રુકુટી |
| ૧૮ | ૮ | વ્યંજનની | વ્યંજનથી |
| ૨૯ | ૭ | સંબેધાન- | સંબોધન- |
| ૩૭ | ૧૧ | ચોકડીપો | ચોકડીઓ |
| ૪૭ | ૧૮ | કૂતરું | કૂતરૂં |
| ૫૧ | ૨૦ | અટક્યા | અટકાયા |
| ૫૨ | ૨૩ | જોઇએ | જોઇયે |
| ૫૯ | ૪ | રાંધતું | રાંધતું |
| ૬૩ | ૩ | ધૂળ | ધૂળ |
| ૧૧૨ | ૧ | ફસાણુંએ | ફસાણુંએ |
| ,, | ૨૨ | વિષ્ય- | શિષ્ય- |
| ૧૪૭ | ૨૫ | અવસ્થા | અર્થપ્રકૃતિ |
| ૧૪૮ | ૨૪—૨૫ | ,, | ,, |
| ૧૪૯ | ૧૪ | શુકસે | પંડયાએ |
| ૧૫૫ | ૪ | ફીદા | ફિદા |
| ૧૬૬ | ૯ | બધું | બધું |
| ૧૭૯ | ૧૭ | આપનારું | આપનારી |
| ,, | ,, | નીવડતું | નીવડતી |
| ૧૯૦ | ૧૦ | ઇસ્લામલના | ઇસ્લામના |
| ૨૪૩ | ૧૦ | વિષે | વિશે |
| ૨૪૭ | ૧૫ | મૂસળધાળ | મુસળધાર |
| ૨૫૧ | ૨૫ | કરુણ | દૈન્ય |
| ૨૫૪ | ૩ | ઉત્ક્રમણ | ઉત્ક્રમણ |

# પ્રાસ્તાવિક

કાંઇક પણ લખવાની જેમને ઉમેદ છે તેવા હરકોઇ લેખક જે કાંઈ લખે તે પ્રામાણિક જ લખી શકે એવું સાધન ગુજરાત સમક્ષ રજૂ કરવાના અનેક પ્રયત્નોમાંનો આ **ગુજરાતી ભાષા–લેખન** એ પણ એક પ્રયત્ન છે. આ પૂર્વે આવા પ્રયત્ન અવશ્ય થયા છે, એમનું બહુમાન કરી અહીં ભાષા–લેખનના પ્રત્યેક અંગની વિશિષ્ટતાને પ્રધાન રાખી વિષય–નિરૂપણ કરવાનો આ નવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ ગ્રથમાં અપાયેલાં પંદરે પ્રકરણ એવા પંદર ગ્રંથોની રૂપરેખા જ વ્યક્ત કરે છે. ગુજરાતી ભાષા પાસે એવા વિશદ પંદર ગ્રંથોની જ આવશ્યકતા છે. તે તે વિષયને પ્રધાન રાખી એ પ્રત્યેક વિષયનાં અંગોપાંગની વિસ્તૃત નિરૂપણા આપનારા ગ્રંથ તૈયાર ન થાય ત્યાંસુધી તો લેખકોને, વિદ્યાર્થીઓને, શિક્ષકોને—કાંઇક પણ લખવાની પ્રવૃત્તિ કરનારા હરકોઇ ગુજરાતીને કે ગુજરાતીમાં લખવાની પ્રવૃત્તિ હાથ ધરનારા હરકોઈ ધતરને—આ ગ્રંથ જરૂર ઉપયોગી નીવડશે.

લેખનશુદ્ધિ એ કોઇપણ ભાષાના લેખનનું પ્રધાન અંગ છે. આપણે જોઇયે છિયે કે બેદરકારીને અંગે ભલભલા લેખકો પણ શુદ્ધ લેખનમાં થાપ ખાઇ જાય છે. અહીં એવા દોષ બતાવવાનો કોઇ હેતુ નથી. વ્યવસ્થિત નિયમના અભાવે ભૂલો થઇ જવી સ્વાભાવિક છે. આવી ભૂલોમાંથી કેમ બચી જવાય એ પ્રત્યેક ભાષા–લેખકે જાણવું જરૂરનું છે. એ બતાવવાનો આ ગ્રંથનાં પહેલાં ચાર પ્રકરણોમાં પ્રયત્ન છે. જોડણી, લીટીને અંતે શબ્દો કેમ તોડવા, અને વિરામચિહ્નો, એ ભાષા–લેખનનાં ઉપકરણ છે. એનાથી લેખન અર્થગ્રાહી અને એકધારું સાધી શકાય છે. એનાથી શુદ્ધ લેખન અને પછી લેખકની વિશિષ્ટ ભાષાશૈલી સાધી શકાય છે.

ભાષા–લેખન સચોટ બનાવવાને માટે ભાષા જેમ બને તેમ સ્વાભાવિક હોવી જોઇયે. આ વસ્તુ રૂઢિપ્રયોગો અને કહેવતોથી સાધી શકાય છે. આ માટે પ્રકરણ ૫ અને ૬ આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે.

સાતમા પ્રકરણથી વિશિષ્ટ લેખનમાં પ્રવેશ થાય છે વિદ્યાર્થીઓથી લઈ દરેકોઈ લેખન-વ્યવસાયી વ્યક્તિને ડગલે અને પગલે વ્યવહારમાં પત્ર-લેખન આજે અનિવાર્ય બની ગયુ છે. પશ્ચિમની પત્ર-લેખન-પદ્ધતિની ગુજરાતી પત્ર-લેખન ઉપર પ્રાકૃત છાયા પડી છે આ છાયાને આપણે દૂર કરી શકિયે એમ નથી સાથોસાથ જૂની પદ્ધતિનો પણ આપણે ત્યાગ કરી શકતા નથી. આ ઉભય પદ્ધતિને એનાં અંગોપાંગોમાં રજૂ કરવાનો અહીં પ્રયત્ન છે ત્રણેક પત્રો સિવાય બધા જ પત્ર આ પ્રકરણમાં સ્વતંત્ર જ ઉપજાવી કાઢેલા છે. વ્યવહારમાં ઉપયુક્ત લગભગ બધી શાખાઓને સમાવી લેવાનો પ્રયત્ન કર્યો છે

સાર-લેખન વાર્તા-લેખન, સંવાદ-લેખન, નિબંધ-લેખન, અને અન્વયાર્થ અને વિવરણ, આ પ્રકરણો રચવામાં મુખ્ય ધ્યેય વિદ્યાર્થીઓનુ રાખવામાં આવ્યુ છે પ્રત્યેક વિષયની ઝીણી-મોટી વાતો તરફ જ્યાંત્યાં ધ્યાન દોરવામાં આવ્યું છે. નમૂના તરીકે આ પાંચે પ્રકરણોમા ગુજરાતના સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓ જ પસંદ કરવામા આવી છે એક રીતે આ સમગ્ર ગ્રંથ વિવેચનનો મૂળભૂત ગ્રંથ હોઇ બની શકે ત્યાંસુધી એમાં નવુ રચી દાખલ કરવુ યોગ્ય માન્યુ નથી એ ઉદ્દેશને લક્ષ્યમાં રાખી નિબંધ-લેખનમાં લેવામાં આવેલા બધા જ નિબંધ ભાષા-લેખનનાં રત્નો-શા અહીંતહીંથી વીણી લાવી એકઠા આપ્યા છે આવે સ્થળે નવા જ નિબંધ લખી આમેજ કરવામા આવે તો તેથી નિબંધોને ન્યાય આપી શકાય નહિ, એમ મને લાગ્યુ છે એક જ લેખક બધા વિષયોમાં નિષ્ણાત હોઇ ન જ શકે અને તેથી એવા પ્રત્યેક વિષય ઉપર પોતે સ્વતંત્ર રીતે લખવા ચાહે તો એને હું બાલ-ચાપલ જ માનું છુ આપણે ત્યાં તે તે વિષયના નિષ્ણાત લેખકો છે જ એમની કૃતિઓમાંથી યોગ્ય અને વિશિષ્ટ પ્રસાદી મળી શકતી હોય તો એવી કૃતિ કે કૃતિઓ જ અપાવી જોઇયે ઉપરના પાંચે પ્રકરણોમા એવી કૃતિઓ નમૂના તરીકે આપી તે તે વિષયના અંગોપાંગ કેવી રીતે ગુજરાતી ભાષામાં વિકસિત થયા છે અને થઈ શકે છે એ બતાવવાનો પણ નમ્ર પ્રયત્ન છે

વર્તમાનપત્રકારત્વ આજનો એક વિકાસ સાધતો અને આશાસ્પદ વ્યવસાય છે. વર્તમાનપત્રોમાં લખનારાઓને આ ગ્રંથ ઉપયોગી નીવડે એ દૃષ્ટિ પણ રખાઈ છે. અને તેથી જ પ્રસંગ મળતાં તદ્વિષયક વસ્તુ આપવાનો એક પણ પ્રસંગ જતો કરાયો નથી.

છેલ્લાં ત્રણ પ્રકરણ પિંગળ-પરિચય, કવિતા અને રસ, અને અલંકાર, એ આ રૂપમાં કદાચ ગુજરાતી ભાષામાં પ્રથમ જ આવા ભાષા-લેખનના ગ્રંથમાં અપાતાં માલૂમ પડશે. આ ત્રણે વિષયો તરફ આપણે ત્યાં ભારે બેદરકારી સેવવામાં આવી છે. જે કાંઈ અલ્પ પ્રયત્ન વ્યાકરણો તેમજ ભાષા-લેખનના ગ્રંથોમાં થયા છે તે કાં તો બહુ જ ટૂંકા છે, યા તો કેટલાક પ્રસંગોમાં સાચું અને પ્રામાણિક માર્ગદર્શન કરાવનારા નથી. કવિતા અને રસ, અને અલંકાર વિશે તો પ્રાયઃ અજ્ઞાન જ જોવામાં આવે છે. આ અજ્ઞાન પ્રમાણમાં રહી દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ત્રણે પ્રકરણોમાં ઉદાહરણ બની શક્યાં તેટલાં ગુજરાતના સિદ્ધહસ્ત કવિઓ-લેખકોની સુપ્રસિદ્ધ કૃતિઓમાંથી લેવામાં આવ્યાં છે. પ્રત્યેક વિષયની શાસ્ત્રીય ઝિણવટમાં ઊતરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પણ એ એવી રીતે કે એના અભ્યાસપ્રેમીઓને એ સમજવામાં જરા પણ કઠિનતા ન નડે. રસ અને અલંકાર એ એવા વિષય છે. આપણા નિત્યના જીવનમાં એ વણાયેલા હોવા છતાં, આપણે નિત્ય એનો અનુભવ તેમજ પ્રયોગ કરતા હોવા છતાં, આપણને ખ્યાલ સુધ્ધાં નથી હોતો. આવા અંદરથી સરળ છતાં વ્યવહારમાં કઠિન ગણાતા વિષયોને અહીં સમજી શકાય એવા સ્વરૂપમાં આપવાનો પ્રયત્ન કર્યો છે.

આ ગ્રંથ લખવામાં, મારું મુખ્ય ધ્યેય તો ગુજરાતીનો પ્રધાનપણે અભ્યાસ કરનારા મેટ્રિક્યુલેશન તેમજ વર્નાક્યુલર ફાઇનલ સુધીના વિદ્યાર્થીઓનું છે. એઓને તો અવશ્ય આ ગ્રંથ ઉપયુક્ત થશે. પણ એઓ ઉપરાંત ગુજરાતી ટ્રેનિંગ કૉલેજો તેમજ આર્ટ્સ કૉલેજોના વિદ્યાર્થીઓ, ઉપરાંત શુદ્ધ ભાષાલેખન ઇચ્છનારો લેખન-પ્રિય હરકોઈ

ભક્તિ—તે ચિઠ્ઠી ચપાટીથી લઇ મોટા લેખો અને ગ્રંથો લખનાર લેખક અને નાનાં જોડકણાંથી મહાકાવ્યો લખનારા કવિઓ સુધી સૌ કોઇ-ને પણ સહાયક બનશે એવી મને દૃઢ શ્રદ્ધા છે આ ગ્રંથ જેઓ માં લખાયો છે તેઓને ઉપયોગમાં આવે એટલે લેખનનું સાર્થક્ય

આ ગ્રંથ-લેખનમાં મારા સન્મિત્ર સ્વ. ઝવેરચંદ મેઘાણીની પ્રેરણાનો ઉલ્લેખ કરવો જ જોઇએ અમારા બન્ને વચ્ચે થતી સામાન્ય વાતચીતને એમણે જ મહત્ત્વ આપ્યું ને ગયા વર્ષના ઓક્ટોબરમાં ગજહોટ મુકામે મળેલી ગુજરાતી સાહિત્ય સંમેલનની બેઠકમાં સાહિત્ય વિભાગના પ્રમુખપદેથી બોલતાં આ ગ્રંથ-લેખનની આદર પૂર્વક એમણે જાહેરાત કરી, મારા ઉત્સાહને વેગવંત બનાવ્યો.

આ ગ્રંથના ૫ રૂઢિપ્રયોગ અને ૬. કહેવતો એ બે પ્રકરણ આ ગ્રંથમાં કદાચ ન જ હોત, જો મારા પરમમિત્ર નગરરલાલ ઘ દેસાઇ-તંત્રી-“ગુજરાતી” એમણે એ વિષયની મહત્તાનો ખ્યાલ ન આપ્યો હોત તો

છેલ્લું પ્રકરણ ‘અલંકાર’ વિષેનું મારા નાના ભાઇ પ્રો નાગરદાસ કા બાભણિયાએ આખું ફરી વાર લખી આપી એ વિષયને શાસ્ત્રીય છતાં સરળ કરી આપવાની મહેનત લીધી છે

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો યશ ‘ભારતી સાહિત્ય સંઘ’ના સંચાલક શ્રી ઇશ્વરલાલ દવેને અને છાપી આપવાનો યશ વસંત મુદ્રણાલયના સંચાલક શ્રી જયંતી દલાલને છે.

આ બધા જ મિત્રો અને સ્વજનોનો આભાર માનું છું

હું ગુજરાતના વિદ્વાનોને નિમંત્રણ આપું છું કે આ ગ્રંથમાં અપાયેલાં પંદરે પ્રકરણોમાંથી પોતાને જે વિષય પસંદ હોય તે ઉપર એક એક સ્વતંત્ર ગ્રંથ રચી આપી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરે અને એ રીતે આજે જણાતી ખોટ પૂરી પાડી આપે

મીઠાખળી અમદાવાદ,
તા ૩૦-૬-૪૭

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

# ગુજરાતી ભાષા-લેખન

## ૧. જોડણી

કોઈ પણ શિષ્ટ ભાષાનું એ પ્રધાન લક્ષણ છે કે એમાં પ્રયોજવામાં આવતા શબ્દોનું લખાણ એકધારું હોય. એકના એક લખાણમાં એકનો એક શબ્દ એક વાર એક રીતે લખાય અને બીજી વાર બીજી રીતે લખાય, જ્યારે ત્રીજી વાર ત્રીજી જ રીતે લખાય, એ લેખકનો દોષ છે. એક શબ્દનું એક પ્રકારનું રૂપ લેખનમાં બહુમાન્ય થયું હોય તો એ પ્રમાણે સર્વત્ર સ્વીકારાય એમાં ભાષાનું અને લેખકોનું ગૌરવ છે. ગુજરાતી ભાષામાં શબ્દોનું લખાણ એકધારું જ રહે એવા ઘણા પ્રયત્ન થયેલા, તેમાંનો છેલ્લો પ્રયત્ન ગુજરાત વિદ્યાપીઠ તરફથી થયો, અને વિદ્વાનોમાં સામાન્ય રીતે સંમાનિત થયેલા નિયમો પ્રમાણે શબ્દોની જોડણી બતાવનારો શબ્દકોશ એ સંસ્થાએ બહાર પાડચો. કેળવણી ખાતા તરફથી ગુજરાત વિદ્યાપીઠની જોડણીને માન્યતા મળી ત્યારથી હવે જોડણીકોશ પ્રમાણે શબ્દોની એકધારી જોડણી કરવામાં માત્ર પાઠચપુસ્તકોના જ લેખકો નહિ, પણ ઇતર લેખકો, વર્તમાનપત્રકારો, અને સામાન્ય શિક્ષિત વર્ગ પણ હવે સાવધાની રાખે છે.

જે પ્રમાણે આપણે બોલિયે છિયે તે પ્રમાણે બધા જ સંયોગોમાં લખવું શક્ય નથી; વળી પ્રાંતભેદે પણ ઉચ્ચારણમાં ભેદ મળે છે. નરી વ્યુત્પત્તિ પણ આપણને બીજી તરફ જ ખેંચી જાય છે. આવાં આવાં કારણોએ પ્રત્યેક શબ્દનું કોઈ પણ એક બહુમાન્ય રૂપ આપણે અપનાવવું જરૂરી બને; તો જ લેખનમાં એકવાકચતા જાળવી શકાય.

જીવનનાં અનેક ક્ષેત્રોમાં શિસ્તની જરૂર આપણને રહે છે. આવી શિસ્ત લેખનમાં પણ ઘણી જરૂરની હોય છે. શિસ્ત વિનાનો માણસ જીવન જીવવા પાત્ર નથી. જેને પોતાના હૃદય ઉપર કાબૂ નથી તેનું

જીવન તુચ્છ છે. આ શિરસ્ત જ આપણને ભાષાલેખનમાં પણ સાવચેતી અને સાવધાની રાખવાની પ્રેરણા કરે છે.

ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશે શબ્દોની એકધારી જોડણી કરવાનો જે રાજમાર્ગ સ્થાપિત કર્યો છે તેનું જરૂરી જ્ઞાન પ્રત્યેક લેખક, પછી એ નાનો વિદ્યાર્થી હોય કે મોટો વિદ્વાન હોય, નાનો વેપારી હોય કે મોટો રાજદ્વારી પુરુષ હોય, પ્રત્યેક વાંચી લખી શકનાર માટે જરૂરી છે.

આજે જોડણીકોશમાં જોડણીના બધા મળી ૩૩ નિયમ થવા જાય છે. સર્વસામાન્ય જનતાને એ બધા સમઝવા અને યાદ રાખવા મુશ્કેલ જ પડે. એ દૃષ્ટિને ખ્યાલમાં રાખી, બહુ જ થોડી સંખ્યામાં એ બધા નિયમોનો સમાવેશ થઇ જાય એ રીતે અહીં નવા નિયમ આપવામાં આવે છે.

આપણી ભાષામાં સંસ્કૃત અરબી ફારસી ઉર્દૂ અંગ્રેજી વગેરે પરભાષાના શબ્દ પણ ભારોભાર વપરાય છે. લાંબા પરિચય પછી એવા શબ્દોની શુદ્ધિ સરળ બને છે. પણ કોઈ પણ રીતે ગુજરાતી થઈ ચૂકેલા અને તળપદા ગુજરાતી શબ્દોની લેખનશુદ્ધિ તો મોટે ભાગે જોડણીના નિયમોમાંથી જ સમઝી લઈ શકાય.

એ નિયમોને મુખ્યત્વે બે વિભાગમાં જુદા પાડી શકાય: ૧. સંસ્કૃત અરબી ફારસી ઉર્દૂ અંગ્રેજી વગેરે પરભાષાના મૂળ **તત્સમ** શબ્દ શુદ્ધ સ્વરૂપમાં હોય તે કેવી રીતે લખવા, અને ૨. તે તે પરભાષાઓમાંથી વિકાર પામીને આપણે ત્યાં આવેલા **તદ્ભવ** અને તળપદા શબ્દ કેવી રીતે લખવા.

## તત્સમ શબ્દોની જોડણી

૧. સંસ્કૃત અરબી ફારસી અંગ્રેજી વગેરે ભાષાના શુદ્ધ શબ્દોની જોડણી ગુજરાતી ભાષામાં જાણીતાં ઉચ્ચારણોને ધ્યાનમાં રાખી મૂળ પ્રમાણે કાયમ રાખવી.

સંસ્કૃત નામ અને વિશેષણ હોય તો એઓનાં વિસર્ગ અને સંસ્કૃત પ્રત્યય વિનાનાં પહેલી વિભક્તિ એકવચનનાં રૂપ લખવાં; જેમકે—

મતિ, રતિ, સ્થિતિ, ગતિ, વિજ્ઞપ્તિ, યતિ, પતિ, સ્મૃતિ, શ્રુતિ, ઉક્તિ, જાતિ, શુદ્ધિ, બુદ્ધિ, ઋદ્ધિ, પુષ્ટિ, તુષ્ટિ, દૃષ્ટિ, સૃષ્ટિ, ઉત્પત્તિ, રીતિ, પ્રીતિ, નીતિ, સ્તુતિ, પદ્ધતિ, યુક્તિ, હાનિ, ગ્લાનિ; નિધિ, ગુરુ, આધિ, વ્યાધિ, ઉપાધિ, વિધિ, ભાનુ, સિંધુ, બિંદુ, ધેનુ, શ્રીયુત, પાશ્ચાત્ય, પૌરસ્ત્ય, ચરણ, મરણ, શરણ, સ્મરણ, અંતઃકરણ, પત્ની, પ્રામાણિક, સ્વાભાવિક, વ્યાવહારિક, કર્તા, પિતા, વિદ્યાર્થી, હસ્તી, યશસ્વી, મનસ્વી, વિદુષી; ભગવતી, શ્રીમતી, સુદિ, વદિ, વિશેષ, વિશેષણ, સાત્ત્વિક, તાત્ત્વિક, મહત્ત્વ, સ્વીકાર, અર્વાચીન, પ્રાચીન, દિવસ, અધીન, પરાધીન;

આગાહી, અમીરી, ઉર્દૂ, કાબૂ, કાબુલી, કિસ્સો, કીમતી, ખૂબી, ગિરો, ચાકૂ, જાદૂ, જાસૂસી, તંબૂ, તૂતી, તૈયારી, દારૂ, દાવુદી, પીલુ, આર્જૂ, રજૂ, રૂબરૂ;

મ્યુનિસિપાલિટી, કમિટી, યુનિવર્સિટી વગેરે.

સૂચના ૧—જેને છેડે વ્યંજન હોય તેવા શબ્દ ગુજરાતી પ્રત્યય ા હોય એઓને અકારાંત ગણીને લખવા; એ રીતે જગત્ નહિ ણુ જગત. એ રીતે—

વિદ્વાન, ભગવાન, બુદ્ધિમાન, નીતિમાન, શ્રીમાન, પરિષદ, સંસદ, ધનુષ, આશિષ, આયુષ, અકસ્માત;

અફીક, અજબ, અંગૂર, અંજીર, આલિશાન, ઇજાર, ઈમારત, ઈલાજ, કબૂતર, કબૂલ, કસૂર, કાનૂન, કૂચ, કોશિશ, કોહિનૂર, ખુદ, ખૂન, ગુમ, ચાબુક, જરૂર, જાસૂસ, ઝનૂન, તવારીખ, તારીખ, (તાસીર), દસ્તૂર, દીવાન, દીવાલ, નસીબ, નાબૂદ, નાજુક, પુલ, બહાદુર, બારીક, બંદૂક, સાબિત;

અપીલ, કોર્ટ, ફ્રેમલ, પેન્સિલ, બૂટ, સ્કૂલ, બુક, ડૉક્ટર, સ્ટેશન, હૉસ્પિટલ, બલૂન, એરોપ્લેન વગેરે.

**સૂચના ૨**—અરબી ફારસી શુદ્ધ શબ્દોમાં મધ્યે લઘુપ્રયત્ન અ જેવો ઉચ્ચાર હોય ત્યા એ શબ્દોમાં વ્યંજન ખોડો ન લખતાં અકાર ઉમેરી જોડણી કરવી; અખ્બાર નહિ પણ અખબાર. એ રીતે—

અકબર, અફલાતૂન, અબલક, અરજી, અશરફી, આબકારી, આબરૂ, આસમાન, ઇલકાબ, કસરત, કાગફુન, કુદરત, ખુશબો, ખિદમત, ગિરદી, ચકમક, ચરબી, જાનવર, તકરાર, તદબીર તસવીર, તોહમત, દરજી, દરદી, દિલગીર, પરહેજ, ફારસી, બાદશાહ બિલકુલ, દૂરબીન;

**સૂચના ૩**—અંગ્રેજી શબ્દોમાં જ્યાં જ્યાં પહોળા એ કે ઓ હોય ત્યાં ત્યાં ગુજરાતીમાં એ ઊંધી માત્રાથી જોડણીમાં બતાવવા ડાક્ટર નહિ પણ ડૉક્ટર. એ રીતે—

ઍક્ટ, બૅંક, હૉસ્પિટલ, લૉર્ડ, ઑગસ્ટ, પૉસ્ટમૅન વગેરે.

**અપવાદ**—પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, ક્વચિત્, સાક્ષાત્ એકસ્માત્ (અવ્યયના જ અર્થમાં), આ શબ્દો એકલા આવે ત્યાં છેલ્લો વ્યંજન ખોડો લખવો; પરંતુ આ શબ્દો પછી જ અવ્યય આવે તો વ્યંજન આખો લખવો; ક્વચિત જ, કિંચિત જ.

**સૂચના ૪**—તત્સમ શબ્દોમાં અનુસ્વારના ભિન્નભિન્ન ઉચ્ચાર દર્શાવવા ચિહ્ન વાપરવાં નહિ; છતાં શક્ય હોય ત્યાં અનુસ્વારને વિકલ્પમાં અનુનાસિક વ્યંજનો વાપરી શકાય. અંગ્રેજી વગેરે શબ્દોમાં જ્યાં મ્ અને ન્ સ્પષ્ટ હોય ત્યાં અનુસ્વાર ન વાપરવો હોય તો મ્ અને ન્ લખી શકાય. એ રીતે—

અંત કે અન્ત, દંડ કે દણ્ડ, સાંત કે સાન્ત, શાંત કે શાન્ત ચંદન કે ચન્દન, મંદિર કે મન્દિર, તંબૂ કે તમ્બૂ; બેંક કે બેન્ક, સુપરિંટેંડંટ કે સુપરિન્ટેન્ડન્ટ, સ્ટૅંપ કે સ્ટૅમ્પ વગેરે.

## તદ્‌ભવ શબ્દોની જોડણી

### ઇ–ઈ ઉ–ઊ

૨. વિકાર પામેલા શબ્દોમાં કોઈ પણ સ્થળે રહેલો ઈ, અને શબ્દને છેડે ન હોય તેવો ઉ નાકમાંથી બોલાતા (પોચા) ઉચ્ચારવાળા હોય, તે દીર્ઘ લખવા; જેમકે—

વીંછી, દહીં, અહીં, તહીં, જહીં, કહીં, નીંદર, મીંઢું, છીંકું, સીંચવું, વીંટવું, લીંટ, ટૂંકું, ઊંચું,* ઊંઘું, ઊંચકવું, મૂંઝાવું, મૂંઝવણ, ઠૂંઠું, સૂંઢ, ચૂંટણી, લૂંટવું, લૂંટ.

અપવાદ—કુંવર–કુંવરી, કુંવારું, કુંભાર, સુંવાળું, એ વગેરે શબ્દોમાં ઉં હ્રસ્વ જ લખવો. ઉંદર–ઊંદર એમ બેય ચાલે.

૩. તદ્‌ભવ શબ્દને છેડે આવતા ઇ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ લખવા; જેમકે—

ઘી, ઘણી, બીડી, ખાલી, જોગણી, સીડી, કીડી, જૂઈ, સૂઈ, જઈ, ગઈ, રહી, લઈ, કહી, પિયુ, લાડુ, ચાલુ, લાગુ, ખેડુ, વાળુ, વેળુ, (નિયમ ૨ જાથી પ્રાપ્ત) શું, લખું, કૂદવું, કરું, વળું, બધા ઉં પ્રત્યય.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નાકમાંથી ન બોલતો ઉ દીર્ઘ લખવો; જૂ, લૂ, થૂ, ભૂ, છૂ, રૂ, દૂ; તેમ વિનંતિ હ્રસ્વ 'ઇ'થી લખવો.

૪. તદ્‌ભવ શબ્દોમાં આવતા જોડાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઇ કે ઉ જે હોય તે હ્રસ્વ જ લખવા; જેમકે—

શિસ્ત, કુક્કર, સુસ્ત, ગુસ્સો, છુટ્ટું, ખુલ્લું, ભુક્કો, કિલ્લો, જિલ્લો, બિલ્લો, છેતરપિંડી, જિંદગી, દુંદ, તુંડાઇ વગેરે.

તેથી જ લઘુપ્રયત્ન ય હોય તેવા જોડાક્ષર પહેલાં ઈ–ઊ દીર્ઘ રહી શકે છે, થડકાતા નથી માટે; જેમકે ખૂટ્યું, છૂટ્યું, વીત્યું, જીત્યું વગેરે.

૫. બે અક્ષરના જે શબ્દોમાં ઉપાંત્ય (છેડે ન આવના હોય તેવા) ઇ અને ઉ હોય તે દીર્ઘ લખવા; લુખું નહિ પણ લૂખું. એ રીતે—

બીડી, ખીલી, સીડી, ઝીણું, રીઢું, ચીક, સીધું, ઈસ, ફીનો, ચૂરો, ચૂક, ચૂનો, સૂનું, ફૂફ, ફૂણું, થૂલી-લું, ફૂલ, સૂએ-ઓ, પીએ-ઓ વગેરે.

અપવાદ—પણ જ્યાં વ્યુત્પત્તિને કે રૂઢિને કારણે જુદી જોડણી થતી હોય તેવા શબ્દોમાં હ્રસ્વ લખવા; જેમકે—

મુજ, તુજ, વિશે, સુધી, જુદું, જુએ-ઓ, રુએ-ઓ, ધુએ-ઓ, ખુએ-ઓ વગેરે.

૬. ત્રણ અક્ષરના શબ્દોમાં પહેલી શ્રુતિ( છેક પહેલા સ્વર )માં રહેલા ઇ કે ઉ પછી હ્રસ્વ સ્વરવાળો વ્યંજન હોય તો એ દીર્ઘ લખવા, પણ દીર્ઘસ્વરવાળો વ્યંજન હોય તો હ્રસ્વ લખવા; જેમકે—

નીકલ, ઊતર, મૂલવ, સૂચવ, ઊપડ, ખેડૂત, મજૂર, અધૂરું વગેરે; પણ કિનારો, વિમાસ, ખુશાલ, વિસામો, નિસાસો, દુકાળ, સુતાર, ભુલાવો, દુખાવો, દુભાવો વગેરે.

અપવાદ ૧—પરંતુ જ્યાં વ્યુત્પત્તિ કે રૂઢિને કારણે જુદી જોડણી થતી હોય ત્યાં અપવાદ કરવો; જેમકે—

ઉપર, ચુગલી, કુરતું, ટુકડો, ટુચકો, કુમળું, કુસકી, ચુટકો, કુલડી, મુગટ, ટહુકો, મહુડું, મધુરું, ફુઉડી, સ્ફુરતું; અને પૂજારી, દંતૂડી, કબીલો, ગોટીલો, શોભીતું, રંગીલું વગેરે. તેમ ઉગમ-ઊગમ બેય ચાલે.

અપવાદ ૨—વિશેષણ ઉપરથી થતાં નામ તેમજ નામો ઉપરથી થતા ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી; જેમકે—

ગરીબ-ગરીબાઇ, વકીલ-વકીલાત, ચીકણું-ચીકણાશ-ચીકણાઈ-ચીકાશ, મીઠું-મીઠાશ-મીઠાઈ, જૂઠું-જૂઠાણું, પીળું-પીળાશ વગેરે.

અપવાદ ૩—ક્રિયાપદોના મૂળ રૂપને કે સાધિત રૂપને કૃદંતના પ્રત્યય લગાડવા હોય ત્યારે ઉપર મુજબ મૂળ તેમજ સાધિત રૂપની જોડણી સિદ્ધ કર્યા પછી જ પ્રત્યય લગાડવા; જેમકે—

ભૂલ(વું) ઉપરથી ભૂલનાર-ભુલેલું; પણ સાધિત રૂપ ભુલા(વું) ઉપરથી ભુલાનાર, ભુલાવેલું, ભુલાવડાવેલું વગેરે.

**સૂચના**—ઊતરવું, નીકળવું, મૂલવવું એ પ્રમાણેના સર્વ મૂળ ક્રિયાવાચક ધાતુઓમાં 'વું' રહિત જ રૂપો અક્ષર ગણતરીમાં રાખી નિયમ ૬ પ્રમાણે જોડણી કરવી. મૂળ ધાતુ ઉપરથી કર્મણિ કે ભાવેનાં રૂપ બનાવતાં પણ એ નિયમ ધ્યાનમાં રાખવો; જેમકે નીસર(વું), વીસર(વું) વગેરે ઉપરથી નીસરા(વું), વીસરા(વું); એ જ પ્રમાણે ઊતર(વું), ઊપડ(વું) વગેરે ઉપરથી ઊતરા(વું), ઊપડા(વું); પણ ઉતાર(વું), ઉપાડ(વું) વગેરે.

૭. ચાર અથવા એથી વધારે શ્રુતિ(અક્ષર)ના શબ્દોમાં શરૂમાં આવતો વ્યંજનવાળો કે વ્યંજન વિનાનો ઇ-ઉ હ્રસ્વ લખવો; જેમકે—

હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી, ઉતરડ, ટિપણિયો, કિકિયારી, ટિટિયારી, ટિચકારી, નિમણૂક, ઉજાગરો, ઉનામણો, ઇતરડી, ઝિણવટ, જુનવટ, જુનવાણી, પુરવણી, ખિલવણી વગેરે.

'ગુજરાત'માં 'ગૂજરાત' એવો વિકલ્પ સ્વીકારવામાં આવ્યો છે, પણ એવા વિકલ્પની સર્વથા જરૂર જણાતી નથી. ઇષ્ટ છે કે સર્વસામાન્ય 'ગુજરાત-ગુજરાતી-ગુજરાતણ' એમ લખાય.

### લઘુપ્રયત્ન ય

૮. શબ્દના બંધારણમાં ઇ પછી લઘુપ્રયત્ન ય નું શ્રવણ વ્યક્ત થતું હોવાથી પૂર્વનો ઇ હ્રસ્વ રાખી પછીના સ્વરમાં ય ઉમેરી જોડણી કરવી; જેમકે—

દરિયો, કડિયો, રેંટિયો, ફળિયું, ધોતિયું, ઘોડિયું, વાળિયું, ઢાળિયું, કાઠિયાવાડ, એશિયા, રશિયા, ઑષ્ટ્રિયા, પિયેર-પિયર,

દિયેર-દિયર, પિયળ, મદિયર, વણિયર, રૂપિયો, સહિયર, પિયુ, મિયાં વગેરે.

અપવાદ ૧—પણ પીચો( ચેપટો )માં ઇ દીર્ઘ કરવો.

અપવાદ ૨—વિભક્તિ કે વચનના એ ઓ લગાડતાં કાંઈ ફેરફાર કરવો નહિ; જેમકે—

નદી-નદીએ-નદીઓ; સ્ત્રી-સ્ત્રીએ-સ્ત્રીઓ, ખૂબી-ખૂબીઓ, તેમ પીએ-પીઓ વગેરે.

સૂચના—વર્તમાનકાળ ૧લા પુ. બહુવચનમાં હાલ ઈએ એવો પ્રત્યય ગુજ. વિદ્યાપીઠે કોઇ કારણે માની લીધો છે, એ પ્રત્યય જ ઇયે છે; એથી કરિયે ખાઇયે હસિયે એવી શુદ્ધ જોડણી છે તેની સ્વીકારવામાં ઉચ્ચારણની સ્વાભાવિકતા વધુ છે. એનો એથી અપવાદ કરવાની જરૂર જણાતી નથી.

૯. ભૂતકૃદંતનાં 'એલું' પ્રત્યયવાળાં રૂપોમાં 'એલું' પહેલાંનાં અંગમાં અ આ ઓ આવ્યા હોય ત્યારે એમાં લઘુપ્રયત્ન ય નું શ્રવણ વ્યક્ત થતું હોવાથી 'એ' માં ય ઉમેરી જોડણી કરવી; જેમકે—

ગયેલું, થયેલું, સચવાયેલું, મૂંઝાયેલું, ગાયેલું, મુકાયેલું, જોયેલું, રોયેલું, ખોયેલું, ધોયેલું, સોયેલું.

## ઐ-ઔ

૧૦. શબ્દના રૂપમાં અ+ઇ અ+ઉ જેવા ઉચ્ચારણનો ખ્યાલ છે ત્યાં ઐ અને ઔ લખવા; જેમકે—

પૈસો, પૈડું, ચૌટું, ચૌદ, કૌંસ, રવૈયો, ભૈયો, ગવૈયો, ઇ.

અપવાદ—પણ પાઇ, પાઉંડ એ શબ્દો છૂટા લખવા; વળી જાઇયે, થઇયે, ધઉં, ગેડઈ, સઈ, સંબંધક ભૂતકૃદંતનો 'ઇ' લાગી થયેલાં જઈ થઇ, અને નારી જાતિનાં ગઈ થઈ વગેરેમાં 'ઈ' છૂટો જ રાખવો.

### મહાપ્રાણિત સ્વર કે હશ્રુતિ

૧૧. વિકાર પામેલા શબ્દોમાં હકારનું સ્વરિત ઉચ્ચારણ થતું હોય ત્યાં વચ્ચે હ રાખી પૂર્વના વ્યંજનમાં અ ઉમેરી જોડણી કરવી; બ્હેન નહિ પણ બહેન. એ રીતે—

વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, મહેરબાન, મહોલ્લો, પહોળું, પહેલવાન, મહાવરો, મહોર, કહે, રહે, પહેર, પહોંચ વગેરે.

અપવાદ ૧—પરંતુ મ્હને નહિ, પણ મને રાખવું. એ જ રીતે બધાં સર્વનામોમાં હ ન બતાવવો; જેમકે—

મારું, તારું, અમારું, તમારું, તને, તારે, મારે, તમારે, અમારે; જે–તે–એ ઉપરથી થતાં રૂપ જ્યાં, ત્યાં, કયાં, જ્યારે, ત્યારે, ક્યારે; નાનું, મોઢું, બીક, સામું, ઊનું, મોર (આંબાનો), મોં, મોવું ( લોટનું ) વગેરે રૂપ સ્વીકારવાં.

**સૂચના**—નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ, સોહ એ ધાતુઓનાં રૂપ નીચે મુજબ સ્વીકારવાં:—

**નાહ:**—નાહું, નાહિયે, નહાય, નાહો, નાહ્યું–હી–હ્યો–હ્યાં–હ્યા, નાહીશ, નાહીશું, નહાશે, નહાશો, નહાત, નહાતું–તી–તો–તાં–તા, નાહનાર, નાહેલું–લી–લો–લાં–લા, નહા, નહાજે, નાહવું.

નવડા(–રા)વવું, નવ્રાવું, નવાય, નાવણ, નાવણિયો, નવેણ, નવાણ.

**ચાહ:**—ચાહું, ચાહિયે, ચાહે, ચાહો, ચાહ્યું–હી–હ્યો–હ્યાં–હ્યા, ચાહીશ, ચાહીશું, ચાહશે, ચાહશો, ચહાત, ચહાતું–તી–તો–તાં–તા, ચાહનાર, ચાહેલું–લી–લો–લાં–લા, ચાહ, ચાહજે, ચાહવું.

**સાહ:**—'ચાહ' પ્રમાણે.

**મોહ:**—મોહું, મોહિયે, મોહે, મોહો, મોહ્યું–હી–હ્યો–હ્યાં–હ્યા, મોહીશ, મોહીશું, મોહશે, મોહશો, મોહત, મોહતું–તી–તો–તાં–તા, મોહનાર, મોહેલું–લી–લો–લાં–લા, મોહ, મોહજે, મોહવું.

મોહડા(-રા)વવું, મોહાવું, મોહાય.

લોહઃ—લોહું, લોહિયે, લુહે, લુહો, લોહ્યું-હી-હ્યો-હ્યાં-હ્યા, લોહીશ, લોહીશું, લોહશે, લોહશો, લોહત, લોહતું-તી-તો-તાં-તા, લોહનાર, લોહેલું-લી-લો-લાં-લા, લોહ, લોહજે, લોહવું.

લોવડા(-રા)વવું, લોવાય, લોવણિયું.

દોહઃ—દુહત-દોહત. બાકીનાં 'લોહ' પ્રમાણે.

દોવડા(-રા)વવું, દોવાવું, દોવણ, દોણી.

કોહઃ—'મોહ' પ્રમાણે.

કોવાવું, કોવાય, કોહપણ, કોહવાણ, કોહવાટ.

સોહઃ—'મોહ' પ્રમાણે.

અપવાદ ૨—જ્યાં મૂર્ધન્યતર ઢ સ્પષ્ટ છે તેવા શબ્દોમાં હ જુદો ન પાડતા ઢ જ લખવો; જેમકે કઢાડવું નહિ પણ કાઢવું. એ રીતે—

વાઢ, કઢી, ટાટ, અઢાર, કઢવું, ટેઢ, વેઢ, સઢ, મઢવું, લઢવું (ધસારો આપવો), લઢણ.

પણ લડવું (લડાઇ કરવી), ચડવું, ચીડ વગેરેમાં મુખ્યત્વે 'ડ' રાખવો.

## પ્રકીર્ણ વ્યંજનો

૧૨. જોડાક્ષરોમાં નિકટના અલ્પપ્રાણ અને મહાપ્રાણ ન લખતાં મહાપ્રાણ એવડા લખવા; જેમકે ચોકખું નહિ પણ ચોખ્ખું. એ રીતે—

પથ્થર, ઝભ્ભો, ઓધ્ધો, જોધ્ધો, સુધ્ધા, સભ્ભર, દખ્ખણ વગેરે.

અપવાદ—માત્ર ચ્+છ કરવા; જેમકે—

અચ્છેર, પચ્છમ, અચ્છું, ગુચ્છો વગેરે.

સૂચના—સંસ્કૃત શુદ્ધ તત્સમ શબ્દોમાં અલ્પપ્રાણ+મહાપ્રાણ

સામાન્ય રીતે લખવાનો પ્રઘાત છે, એટલે ત્યાં એવી જ જોડણી કરવી; શુદ્ધ, બુદ્ધિ, ઋદ્ધિ, યુદ્ધ વગેરે.

૧૩. જેના ઉચ્ચારણમાં વચ્ચે યશ્રુતિની ભ્રાંતિ છે તેવા શબ્દોમાં યઁ ન લખતાં મૂળ શુદ્ધ વ્યંજન જ લખવો; ચાયણી નહિ પણ ચાળણી. એ રીતે—

પારણું, બારણું, શેરડી-શેલડી, દોરડું, બરણી, ખાંડણી, દળણું, શરણાઈ વગેરે.

૧૪. નીચેના શબ્દોમાં બતાવ્યા મુજબ જોડણી રાખવી:

અ. ડોશી–સી, માશી–સી, ભેંશ–સ, બેશી–બેસી, પેશી–સી, નાશી–નાસી, છાશ–સ, બારશ–સ, એંશી–સી, વીશ–સ, ત્રીશ–સ, ચાળીશ–સ, પચાશ–સ વગેરે; પણ શોધવું, શકવું, વિશે એમ જ લખવું.

આ. સજા લખવું, પણ ગોઝારું, મોઝાર, સૂઝ, બૂઝ, વાંઝણી, સાંઝ, મઝા, સમઝ એમ વ્યુત્પત્તિથી પ્રાપ્ત ઝ રાખવો.

ઇ આંબલી–આમલી, લીંબડો–લીમડો, ઉંબરો–ઊમરો, તુંબડું–તૂમડું, કાંબળી–કામળી, ડાંભવું–ડામવું, પુંભડું–પૂમડું, ચાંદલો–ચાલ્લો, કડલાં–કલ્લાં, સાડલો–સાલ્લો, ગાડલું–ગાલ્લું વગેરે બંને રીતે લખાય.

આ ૧૪ નિયમોથી સામાન્ય જોડણી લક્ષ્યમાં આવી જશે; છતાં શંકા પડે ત્યાં 'જોડણીકોશ' જોવો હિતાવહ છે. જેમ અંગ્રેજી શબ્દોની જોડણી આપણે એ રીતે કાબૂમાં લઇ શકિયે છિયે તે પ્રમાણે ગુજરાતી શબ્દોની પણ આપણે કાબૂમાં લઈ શકિયે. જ. વ્યાકરણ અને વ્યુત્પત્તિ ઉપર જેને પ્રભુત્વ છે તેને આ વિષયમાં ભાગ્યેજ અગવડ પડે; એટલે વિદ્યાર્થીઓ એ જ સારી રીતે સાધે એ પ્રથમ જરૂરનું છે.

## કેટલાક નિત્યના ઉપયોગી શબ્દોની જોડણી

અકિંચન
અગસ્ત્ય
અઠવાડિક
અદ્‌ભુત
અનુકૂળ
અપીલ (અં)
અર્વાચીન
અવધિ
અહર્નિશ
આકૃતિ
આધ્યાત્મિક
આમ્રદ્રુમ
આશીર્વાદ
આસિસ્ટંટ (અં.)
આચ્છાદક
આવાહન
ઈશ્વર
ઉગમ, ૦ણું
ઉચિત
ઉજમ, –વણી
ઉકરડું
ઉમર
ઉર્દૂ
ઉષ્ણ
ઉંદર
ઉંબર(–રો)

ઊર્ધ્વ
ઊર્મિ
ઊલટી,–ટું
ઋણ
ઋતુ
ઐચ્છિક
ઓષધિ
ઔંસ (અં.)
કાજી,–ઝી
કારકિર્દી
કાષ્ઠ
કિફાયત
કીમત,–તી
કીર્તિ
કુલીન
કૃતિ
કૃપા
કૃષ્ણ
કૂચ (ફા.)
કોટ્યધિપતિ
કોશ (સં.–ગુ.)
કોશિશ
કોષ્ઠક
ગંજીફો
ગીરો
ગૂમડું

ગૃહ—(ઘર)
ગૃહીત
ગોષ્ઠિ(–ષ્ઠી)
ગ્રહ (મંગળ વગેરે)
ચુંગી
જગા,–ગ્યા
જરૂર
જાગૃતિ
જાગ્રત
જાદુ(–દૂ)ઈ
જિજ્ઞાસા
જીસસ
ટિકિટ (અં)
ટિંગાવું
ટુક, ૦ડી, ૦ડો
ઠિંગુજી
ડિલ
ડુંગર
ડુંગળી
ઢિંગલી
ઢેઢ
તરીક
તુષ્ટમાન
તુંબડું,–ડી
તારીખ
ત્રૈમાસિક

દારિદ્ર
દિન, દિવસ
દીન (ગરીબ)
દીક્ષા
✓દીવાલ
દૃઢીભૂત
દૃષ્ટિ
દૂબળું
દ્રષ્ટા,–ષ્ટવ્ય
ધાર્મિક
નમૂનો
નવીન
નાબૂદ,–દી
નિઃશ્વાસ
નિમણૂક
નિરવધિ
નિરીક્ષક
નિષ્ઠા
નીરસ
✓નીરોગ,–ગી
નુકસાન
નૃત્ય
નૈઋર્ત્ય
પત્રકાર, ૦ત્વ
✓પરીક્ષા
પંડિત
પાઉંડ (અં.)

પિપાસા
પુરોહિત
પુલ (ફા.)
પ્રકટ,–ટીકરણ
પ્રગટવું,–ટાવવું
પ્રતિકૂલ
પ્રતિષ્ઠા
✓પ્રત્યક્ષ
✓પ્રામાણિક
ફિલસૂફ,–ફી
ફોક(–ગ)ટ
બહાદુર,–રી
✓બહેન, ૦પણી
બાજ
બિંદુ
બીચારું
બીભત્સ
બીમાર
બ્રિટિશ (અં.)
ભરૂ(–રો,–રાં)સો
ભુંગળ,–ળી,–ળું
ભૃકુટી
મજકૂર
✓મજૂર
મરહૂમ
મશહૂર
મસ્જિદ

મહત્ત્વ
માલૂમ
માહાત્મ્ય
માહિત,–તી
માંગલિક
મીમાંસા
મુખત્યાર
✓મૂર્તિ
મોજુદ
✓યુધિષ્ઠિર
રજૂ,૦આત
રસીદ
રાષ્ટ્રિય
રૂઢિ
રોજિંદું
✓રોગિષ્ઠ
લિખિત
લિપિ
લિમિટેડ (અં.)
વગેરે
વદિ
વર્તણૂક
વહેવારુ
✓વાર્ષિક
વિગત
વિનંતિ
વિલ (અં.)

વિવિધ
વિશિષ્ટ
વિશે
વિસ્મરણ
વૃત્ત-વૃત્તાંત
વૈષ્ણવ
વ્યાવહારિક
વ્રત (અપવાસ)
શરત (હોડ)
શાપ
શારીરિક

શિંગ,૦ડી,૦ડું
શિખંડ
શીતલ
શીલ
શ્વાસોચ્છ્વાસ
સમકાલીન
સમજ,-જુ -જૂતી
સરત,૦ચૂક
સવાર,-સવારી
સહસ્ર
સંમોહન

સાત્ત્વિક
સામાજિક
સાહ્ય (મદદ)
સિવાય
સુવાંગ
સૂર (સ્વર)
સ્થિતિ
સ્વાસ્થ્ય
સ્વીકાર્ય,-રવું
હુમલો
હૂબહૂ

## અભ્યાસ

૧. તત્સમ શબ્દોની જોડણીના નિયમ પાંચ પાંચ ઉદાહરણ સહિત આપો.

૨. મૂળ શબ્દમાં જ ઇ-ઉ ને લગતા નિયમ પાંચ પાંચ ઉદાહરણો સાથે આપો.

૩. મૂળ શબ્દ ઉપરથી સાધિત શબ્દો થતાં દીર્ઘ ઇ-ઊના કયા કયા સંજોગોમાં હ્રસ્વ થાય છે, કયા સંજોગોમાં હ્રસ્વ થતા નથી, એનાં પાંચ પાંચ ઉદાહરણ આપો.

૪. લઘુપ્રયત્ન ય ક્યાં બતાવવામાં આવે છે? 'ય'ની પહેલાં 'ઈ' કેવો રહે છે? એનાં આઠ ઉદાહરણ આપો. અને ક્યાં ક્યાં અપવાદ કરવામાં આવ્યો છે એ પણ બતાવો.

૫. ક્યાં અઇ અઉ અને ક્યાં ઐ ઔ લખવામાં આવે છે? એનાં ત્રણ ત્રણ ઉદાહરણ આપો.

૬. હશ્રુતિ એટલે શું અને શબ્દોમાં એ કેવી રીતે બતાવવામાં આવે છે? ક્યાં ક્યાં એ નથી બતાવવામાં આવતી? આનાં દસ દસ ઉદાહરણ આપો.

૭. હશ્રુતિવાળાં ક્રિયાપદોમાંનાં ચારનાં પૂરાં રૂપ આપો.

૮. અલ્પપ્રાણ+મહાપ્રાણના સંયોગનો નિયમ અને અપવાદ બબ્બે ઉદાહરણો સાથે આપો.

૯. નીચેના શબ્દોમાં જોડણીમાં જ્યાં ક્યાંય ફેર હોય તે સુધારી આપોઃ અર્વાચિન, મજુર, આનાકાનિ, સદ્દર, મુંઝાય, બાંણુ, નિતી, કારકૂન, દીલગીરી, દુરબિન, ઓગષ્ટ, પ્રિતી, કુંભાર, નુકશાન, વૈશ્નવ, કૃપા, બલિષ્ટ, કુલિન, દ્રઢ, મનનિય, શિવાય, નીમણુંક, ઊજાગરો, પિળાશ, ઊભરાવવું, મેહેમાન, વ્હેપાર, વેહેગે, ચાહવું, દોહોણી, તેહને, કહાડવું, લોહોડું, મોહોડું, જબ્બો, અછ્છેર, દોયડું, શેયડી, વિસ, વાંજણી, ઉર્ધ્વ, કાષ્ટ, રુણ, અવધિ, અહોનિશ, મુર્તિ, ડીગ્રી, શિધ્ર, દીવ્ય, વાર્ષીક, ( અહીં નિત્યના સંખ્યાબંધ, જોડણીકોશથી જુદી જોડણીવાળા લખાતા, શબ્દ પૂછવા.)

## ૨. શબ્દો કેમ છૂટા પાડવા?

લેખન તેમજ મુદ્રણમાં ક્યાં શબ્દો છૂટા રાખવા, ક્યાં ભેળા કરવા, તેમજ લીટીને અંતે શબ્દોના અંગના કેવી રીતે ટુકડા પાડવા એ પણ સમજવા જેવું છે. શબ્દોના બંધારણમાં ક્યાંક પ્રત્યય લાગ્યા હોય છે, ક્યાંક અનુગ કે પૂર્વગ લાગ્યા હોય છે, ક્યાંક નામયોગી અવ્યય આવેલાં હોય છે, તો કેટલાક શબ્દ સમાસના રૂપમાં હોય છે. લેખનમાં આના ત્રણ વિભાગ પડી જાય છે: ૧. ચાલુ લેખનમાં શબ્દોમાં ક્યાં જોડીને લખવું, ૨. ક્યાં જુદું લખવું, અને ૩. લીટીને અંતે અધૂરો રહેલો શબ્દ કેવી રીતે તોડવો.

### ૧. શબ્દો ક્યાં જોડીને લખવા?

૧. નામિકી તેમજ આખ્યાતિકી વિભક્તિના, કૃત્ અને તદ્ધિત પ્રત્યયો શબ્દના અંગમાં જોડીને લખવા; જેમકે—

કરું, કરીશ, કરશે, કરનાર, કરતું, કરવું; ઘોડાએ, ઓઓ; ઘોડાવાળો, બુદ્ધિમંત, મામાની વગેરે.

૨. નામિકી વિભક્તિનો અર્થ આપવા ઉમેરાતા અનુગ શબ્દના અંગમાં જોડીને લખવા; જેમકે—

હાથીથી, હાથીનું, હાથીમાં, હાથીમાંનું, હાથીમાંથી, લખવાનું, કરનારથી, કરવામાં વગેરે; તેમ ઉપરનું, ઉપરથી, જ્યાંથી, ત્યાંથી, જ્યારનું, ત્યારનું વગેરે.

૩. શબ્દોને લાગેલા પૂર્વગ શબ્દની સાથે જ લખવા; જેમકે—

અધિકાર, અભિમાન, સુવાસ, પ્રતિહારી, પરાજય, અનુમાન, અતિરેક, વિદેશ, પ્રદેશ વગેરે.

૪. સમાસમાં સમાસના અંગભૂત શબ્દ સાથે જ લખવા; અર્થ-પ્રતીતિ માટે જરૂર હોય તો જ વચ્ચે નાની રેખા કરવી; જેમકે—

માબાપ, ધણીધણિયાણી, ભાઇબહેન, ગોળધાણા, મન-ગમતું, ગુણસંપન્ન, દોષગ્રસ્ત, મહાબાહુ, દેવભક્તિ, ગજગમના, સોદાગર, જહાંપનાહ, ભવસાગર, ચંદ્રમુખ, કાળુંધોળું, ગાજવીજ, સગુંવહાલું, પ્રતિદિન, યથાશક્તિ, અત્યુદાર કે અતિ-ઉદાર વગેરે.

૫. અવ્યયો 'ય એ યે' જે શબ્દોની પછી આવતા હોય તેઓની સાથે જ લખવા; જેમકે—

હુંય આવીશ; અમોએ-અમોયે આવીશું.

૬. 'સુધી લગી લગણ' આ નામયોગી અવ્યય 'જ્યાં ત્યાં ક્યાં' એ ત્રણ અવ્યય પછી આવે ત્યારે જોડીને લખવાં; જેમકે—

જ્યાંસુધી, ક્યાંલગી, ત્યાંલગણ વગેરે.

૭. 'તોપણ, કોઈપણ, કોઈપણ, અગરજો, કેમકે, હાંકે, જોકે, ઘણુંખરુ' આ જોડકાં ભેળાં જ લખવાં.

૮. 'દ્વારા' જે શબ્દો સાથે પ્રયોજાય છે તે શબ્દો એકવચનમાં હોય કે બહુવચનમાં, 'દ્વારા' સાથે જ લખાય છે.

## ૨. શબ્દો ક્યાં જુદા લખવા ?

૧. શબ્દો પછી આવેલાં નામયોગી અવ્યય સર્વત્ર જુદાં લખવાં; જેમકે—

હાથી ઉપર, તેને માટે, તમારા સારુ, તમારા તરફ, પેટીની અંદર, ઝાડ નજીક, ઘોડા પાસે, અવ્યય તરીકે, ઘર સુધી વગેરે.

૨. સાહાય્યકારક 'છ' ધાતુનાં રૂપ, તેમજ બધાં સંયુક્ત ક્રિયા-પદ અલગ રાખવાં; જેમકે—

કરું છું, કરિયે છિયે, કરે છે, કરો છો; કર્યું છે, કરી લઈશ, કરી બેસ, જોઈ નાખ્યું, કરતો હશે, બોલતા હોત, બોલી ચૂકયો વગેરે.

૩. 'જ' અવ્યય છૂટો લખવો; જેમકે—

હું જ, રાજાજી જ, કરશે જ.

અપવાદ—'ભાગ્યેજ' શબ્દમાં અને 'તથા'ના અર્થમાં 'તેમજ' શબ્દમાં 'જ' ભેળો લખવો.

૪. 'કારણ કે'માં 'કે' છૂટો રાખવો.

## ૩. લીટીને અંતે શબ્દનું અંગ કેમ તોડવું?

૧. નામિકી તેમજ આખ્યાતિકી વિભક્તિના, કૃત્ અને તદ્ધિત વ્યંજનની શરૂ થતા પ્રત્યય લીટીને અંતે જુદા પાડી શકાય; જેમકે—

કર- કર- કર- કર- કર- ઘોડા-
શે શો નાર તું વું વાળો

બુદ્ધિ- માયા- શક્તિ- હોશિ- પહેર-
મંત વી માન યાર ગીર વગેરે.

૨. નામિકી વિભક્તિનો અર્થ આપવા ઉમેરાતા અનુગ શબ્દના અંગમાથી જુદા પાડી શકાય; જેમકે—

હાથી- હાથી- હાથી- હાથીમાં- લખવા- કરનાર-
થી નું માંનું નું નું થી

ઉપર- જ્યાર- ક્યાં- અત્યાર-
નું થી થી માં વગેરે.

૩. શબ્દોને લાગેલા પૂર્વગ લીટીને અંતે જુદા પાડી શકાય; જેમકે—

અધિ- અભિ- સુ- પ્રતિ- પરા-
કાર માન વાસ હારી જય

અનુ- અતિ- પ્ર- વિ- સં-
માન રેક દેશ દેશ જય વગેરે.

૪. સમાસમાં સમાસના અંગભૂત શબ્દ લીટીને અંતે જુદા પાડી શકાય; જેમકે—

| મા– | ધણી– | ભાઈ– | મહા– | દેવ– |
|---|---|---|---|---|
| બાપ | ધણિયાણી | બહેન | બાહુ | ભક્તિ વગેરે. |

૫. નામની સાથે જોડાતા 'ય–યે–એ' તેમ 'સુધી–લગણુ–લગી' એ જુદા પાડી શકાય.

૬. 'તોપણ, કોઈપણ, કાંઈપણ, અગરજો, કેમકે, કાંઠે' માંનાં બંને અંગ એ રીતે છૂટાં પાડી શકાય.

૭. શબ્દના અંગમાં ઉચ્ચાર કરતાં જેટલો ભાગ સાથે બોલાય તેટલો જુદો પાડી શકાય; જેમકે—

| કૂક- | કાગ- | ઘર- | તક- | હિંક- | ઉત- | ઉકર- |
|---|---|---|---|---|---|---|
| ડો | ડો | ડું | રાર | મત | રડ | ડો વગેરે. |

લઘુપ્રયત્ન અ

આ ૭ મો નિયમ લીટીને અંતે કયાં શબ્દનું અંગ છોડી શકાય એનો નિર્ણય આપનારો છે. જેટલો ભાગ સાથે બોલી શકાય તેટલો પછીનાથી જુદો પાડી શકાય. આમાં લઘુપ્રયત્ન અ આપણું ધ્યાન ખેંચે છે. આપેલાં ઉદાહરણોમાં પણ કૂક–, કાગ–, ઘર–, તક–, હિંક–, ઉત–, ઉકર–, આમાં લઘુપ્રયત્ન અકારવાળું અંગ જુદું તરી ગયું છે. આપણે 'ચોપડી' શબ્દ લઈયે તો 'ચોપ–ડી' એવા બે ભાગ પડશે, પણ 'ચોપડીઓ' લઈયે તો પ માં અકાર પૂર્ણપ્રયત્ન થઈ જતો હોવાથી 'ચોપ–ડીઓ' એવો ભાગ નહિ પડી શકે; એ માત્ર 'ચો–પડીઓ' એ રીતે જ છૂટો પડશે. ઉતરડ, ઉકરડો આ બે શબ્દોમાં લઘુપ્રયત્ન અકાર કયાં છે ? પેલા શબ્દમાં ત્રણ અકાર છતાં બીજા 'ત'માં અને છેલ્લા 'ડ'માં લઘુપ્રયત્ન અ છે, જ્યારે બીજા શબ્દમાં 'ર'માં છે. આ પાછળ કોઈ નિયમ ખરો ? નિયમ છે જ.

૧. વિભક્તિનો પ્રત્યય કે અનુગ, તેમ કાળના પ્રત્યય લાગ્યા હોય કે ન લાગ્યા હોય તેવા કોઈપણ શબ્દાંગને અંતે આવેલો અકાર લઘુપ્રયત્ન છે; જેમકે—

કામ, કામમાં, કામથી, ગામ, ગામને; કરશે, ભરશે, કરનારો, કરવું, જોનાર.

૨. શબ્દને અંતે 'અ' સિવાયનો કોઈપણ સ્વર હોય, અને એની ઉપાંત્ય શ્રુતિમાં 'અ' હોય તો એ 'અ' લઘુપ્રયત્ન છે; જેમકે—

કબજો, માણસો (પણ માણસ), મેળવણી, શિખવણી, કપડું, અડપલું, અંગરખું, વગેરે.

-પણું, પણ જેવા પ્રત્યય પોતાનો પૂર્ણપ્રયત્ન અ ગુમાવતા નથી. થીને 'બાલપણ, ગાંડપણ, પોચાપણું'માં 'પ' માં અકાર લઘુપ્રયત્ન નથી આવતો.

૩. બે લઘુપ્રયત્ન 'અ' સાથે આવી શકતા નથી, તેથી અકારવાળી શ્રુતિની પૂર્વે શબ્દોમાં સ્વરભારવાળો કોઈપણ સ્વર હોય તો એવો અ લઘુપ્રયત્ન હોય છે; જેમકે—

ગુજરાત, ગરબડ, ખળભળાટ, હિકમત, તકરાર વગેરે.

લઘુપ્રયત્ન અકાર પછીનો ટુકડો લીટીને અંતે શબ્દાંગ છૂટું પાડવામાં કામ લાગે.

### લઘુપ્રયત્ન ઇ-ઉ-ઓ

જેમ અકાર લઘુપ્રયત્ન છે તેમ ઇ-ઉ-ઓ પણ લઘુપ્રયત્ન હોય છે; તફાવત માત્ર એટલો કે અ કોઈપણ વ્યંજન સાથે જ હોય છે, જ્યારે સામાન્ય રીતે ઇ-ઉ-ઓ એકલા હોય છે, પછી લેખનમાં ભલે ને 'ઈ' દીર્ઘ લખાતો હોય; જેમકે—

કોઈ, હોઈ, રોઈ, કાંઈ, કંઈ, ગાઉ, કમાઉ, ઉડાઉ, જાઓ, આઓ, ગાઓ વગેરે.

વિશેષ—રૂપિયો, ખડિયો, કડિયો, કરિયે વગેરેમાં વ્યંજનમાં રહેલો 'ઇ' પણ લઘુપ્રયત્ન છે.

૧. શબ્દને અંતે એકલા ઇ-ઉ-એ હોય અને એઓની પૂર્વેના સ્વર ઉપર ભાર હોય ત્યારે ઇ-ઉ-એ લઘુપ્રયત્ન ઉચ્ચારાય છે (એટલે કે અર્ધી માત્રા જેટલો કાળ પણ ઉચ્ચારણમાં લઈ શકતા નથી), તેથી શબ્દાંગ છૂટું પાડતાં આવા ઇ-ઉ-એ છૂટા ન પાડતાં પૂર્વના સ્વર સાથે જ રહે છે; જેમકે—

કોઈ— જમાઈ— રોઈ— અડ— ચડાઉ કમાઉ
એ નું રોઈને બાઉ ... ...

## સામાન્ય સૂચના

શબ્દો લીટીને અંતે છૂટા પાડવાના વિષયમાં નીચેની બાબત બરોબર ધ્યાનમાં રાખવી :

૧. બેથી ત્રણ અક્ષરના શબ્દ લીટીને છેડે કદી તોડવા નહિ.

૨. ચાર અક્ષરથી વધુ અક્ષરના શબ્દો લીટીને અંતે તોડવાના હોય ત્યારે જેટલા અક્ષરોનું ઉચ્ચારણ સાથે થતું હોય તેટલા લખી પછીના અક્ષરો નવી લીટીમાં શરૂ કરવા.

૩. આવા શબ્દોમાં પણ નિયમથી પ્રાપ્ત પહેલા સ્વરવાળો એક અક્ષર પૂર્વની લીટીમાં લખી બાકીના અક્ષરો બીજીમાં લખવા એ ઠીક નથી. બેથી ઓછા અક્ષર લીટીને અંતે કદી ન રહે એવું ધ્યાન રાખવું.

## અભ્યાસ

૧. કયા કયા શબ્દો જોડીને લખવામાં આવે છે એનાં દસ દસ ઉદાહરણ આપો.

૨. કયાં કયાં શબ્દો છૂટા લખવામાં આવે છે એનાં દસ દસ ઉદાહરણ આપો.

૩. શબ્દોનું અંગ લીટીને અંતે કેવી રીતે તોડવું એ પાંચ દાખલા આપી બરોબર સમજાવો.

૪. સમાસમાં લીટીને અંતે શબ્દ કેવી રીતે તોડવા એનાં દસ ઉદાહરણ આપો.

૫. પ્રત્યયો અને અનુગોને લીટીને અંતે કેવી રીતે તોડવા એનાં ચાર ઉદાહરણ આપો.

૬. અકાર ક્યાં લઘુપ્રયત્ન છે એ આઠ દાખલા આપી સમજાવો.

૭. લઘુપ્રયત્ન ઇ-ઉ-ઓ એટલે શું? એનું સ્થાન પાંચ પાંચ દાખલા આપી નક્કી કરી બતાવો.

## ૩. વિરામ-ચિહ્નો

લેખનમાં અર્થ સમજવામાં સરળતા થાય એ ઉદ્દેશે વિરામ-ચિહ્નો પ્રયોજવાનો પશ્ચિમના તેમજ પૂર્વના દેશોમાં પ્રાચીન સમયથી ચાલુ છે. સંસ્કૃત ભાષાના અને એને અનુસરી પ્રાકૃત વગેરે ભાષાના ગ્રંથોમાં વિરામ-ચિહ્ન તરીકે ઊભી લીટીનો પ્રયોગ સામાન્ય હતો. સાદા લખાણમાં પૂરી '।' ઊભી લીટી શ્લોકાર્ધની પછી, તેમ ગદ્ય-લખાણ હોય તો વાક્યખંડમાં નાના નાનાં વાક્ય પૂરાં થતાં હોય ત્યાં. સંપૂર્ણ શ્લોકને છેડે તેમજ સંપૂર્ણ વાક્યખંડને છેડે પૂરી બે '॥' ઊભી લીટી મૂકવામાં આવતી. ઉપરાંત નિજી અભ્યાસના ગ્રંથોમાં પદચ્છેદ પાડવા પ્રત્યેક શબ્દને છેડે ઉપર જમણા હાથે નાની ' ઊભી લીટી કરવામાં આવતી હતી. છાપકામ શરૂ થયું ત્યારે વાક્ય વાક્ય વચ્ચે ટપકું કરવાનો આરંભ થયો, અને પછીથી નવી પદ્ધતિનો આરંભ થયો. આજે આપણે ત્યાં જે વિરામ-ચિહ્નો યોજવામાં આવે છે તે આપણને મુખ્યત્વે અંગ્રેજી લેખનમાંથી મળ્યાં છે.

### મુખ્ય વિરામ-ચિહ્નો

આપણે ત્યાં હાલ નીચે મુજબનાં મુખ્ય ૬ વિરામ-ચિહ્ન પ્રયોજાય છે :

| | |
|---|---|
| ૧. . પૂર્ણવિરામ | ૪. , અલ્પવિરામ |
| ૨. ? પ્રશ્નાર્થ-ચિહ્ન | ૫. ; અર્ધવિરામ |
| ૩. ! ઉદ્ગાર-ચિહ્ન | ૬. : મહાવિરામ |

### ૧. પૂર્ણવિરામ

૧. સામાન્ય રીતે કોઈ પણ એક વિચાર પૂરો થઈ જતાં ત્યાં પૂર્ણવિરામ વપરાય છે. એનો અર્થ એ કે કોઈ પણ એક સાદું વાક્ય પૂર્ણ થતાં ત્યાં પૂર્ણવિરામ આવે છે; જેમકે—

(૧) અકબર નામે મહાન મોગલ પાદશાહ હતો.

(૨) એનું શબ્દદ્વારા વર્ણન ન થાય.

(૩) છોકરાઓને રમવાનું બહુ ગમે છે.

૨. બે કે એથી વધુ સાદાં વાક્ય એવી રીતે જોડાયાં હોય કે એનું મિશ્રવાક્ય યા સંયુક્ત વાક્ય, કે એનાં મિશ્ર વાક્ય અને સંયુક્ત વાક્ય બનતાં હોય ત્યારે છેક છેલ્લા વાક્યને અંતે પૂર્ણવિરામ આવે; જેમકે—

(૧) જ્યાં જ્યાં તે જતો ત્યાં સર્વત્ર લતાઓની જેમ અપ્સરાવૃંદ એને વીંટળાઈ જ વળ્યું હતું.

(૨) પુરાણોમાંથી વાર્તાઓ ઉપાડીને રસિક રીતે લોકો આગળ એ રજૂ કરવી અને એમને આનંદ સાથે બોધ આપવો એ ઉચ્ચ આશયથી આપણા અનેક કવિઓએ આખ્યાન રચ્યાં છે અને એ તે તે કવિના સમયમાં અત્યંત લોકપ્રિય થયાં હોવાનો પાકો સંભવ છે.

(૩) ધાર્મિકતાનો પ્રચાર કરવાનો જેનો મુખ્ય હેતુ ન હોય તેવી રંજનપ્રધાન કથાઓ આપવાની પદ્ધતિ જૂના સમયથી પ્રચલિત છે.

(૪) આપણું જૂનું સાહિત્ય માત્ર ધાર્મિકતાનું છે એ માન્યતા હવે ક્યારની ખોટી ઠરી ચૂકી છે.

૩. એક વિચાર સંપૂર્ણ થઈ ગયા પછી ' અને, કિંતુ, પરંતુ, પણ, છતાં, આમ છતાં ' વગેરે ઉભયાન્વયી અવ્યય મોટા વાક્યના આરંભમાં આવ્યાં હોય ત્યારે પૂર્વના વાક્યને છેડે અલ્પવિરામ અર્ધવિરામ વગેરે નિયમથી પ્રાપ્ત થતાં હોય તે ન કરતાં પૂર્ણવિરામ વાપરવામાં આવે છે; જેમકે—

(૧) તત્સમ શબ્દોની શુદ્ધિ માટે આપવામાં આવેલા સાત નિયમોમાં ૪ નિયમ માત્ર સંસ્કૃત તત્સમ શબ્દો માટે છે. આમ

છતાં એક પગલું નિયમ બીજામાં ભરવામાં આવ્યું છે; અને તે એ છે કે એમાં સંસ્કૃત શબ્દોની સાથે જ બે સંસ્કૃતેતર શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

(૨) સારા માણસ કદી એવું કરે નહિ. અને વાત પણ સાચી છે કે જગતમાં નિંદિત કર્મ કરનારા કદી સુખ મેળવતા નથી એ જો અનુભવથી જોવા જાણવામાં આવ્યું હોય તો જેઓને સુખ મેળવવાની આકાંક્ષા છે તેઓ નિંદિત કર્મ કરનારાઓનું અનુકરણ કરવા તત્પર ન જ થાય.

૪. કોઈપણ મથાળાં અને શબ્દ કે વાક્યની શરૂઆતમાં ૧ ૨ ૩ વગેરે અંક કે અ આ ઇ, અ બ ક, ક ખ ગ વગેરે અંક કે અક્ષર મૂકવાના હોય ત્યારે તે અંક કે અક્ષર પછી પૂર્ણવિરામ મૂકવામાં આવે છે; જેમકે—

| | |
|---|---|
| ૧. વિશેષણ | ૨. સર્વનામ |
| અ. વાક્ય | આ. ઉપવાક્ય |
| ક. ક્રિયાપદ | ખ. કૃદંત |

સૂચના—આમ સામાન્ય રીતે પ્રચાર છે, છતાં હવે અંકો પછી પૂર્ણવિરામ ન કરવાનું વધુ પસંદ કરવામાં આવે છે; જેમકે—

| | |
|---|---|
| ૧ વિશેષણ | ૨ સર્વનામ |

૫. પૂર્ણ શબ્દોને સ્થાને સંક્ષિપ્તતા બતાવવા માત્ર આદ્ય અક્ષર કે તેથી વધુ અક્ષરો મૂકવામાં આવે છે ત્યાં પૂર્ણવિરામ અવશ્ય આવે; જેમકે—

| | |
|---|---|
| પહેલી વિભક્તિ | પ. વિ. |
| પાંચમી વિભક્તિ | પાં. વિ. |
| એકવચન | એ. વ. |

| | |
|---|---|
| સર્વનામ | સર્વ. |
| ગુજરાત વર્નાક્યુલર સોસાયટી | ગુ. વ. સો. કે ગુજ. વર્ના. સો. |
| દાખલા તરીકે | દા. ત. |
| બેચલર ઓફ આર્ટ્સ | બી. એ. |
| રૂપિયા આના પાઈ | રૂ. આ. પા. |

પૂર્ણ વિરામનો દુરુપયોગ—વાક્ય પૂરું ન થતું હોય તેવા કોઈ પણ પ્રસંગે પૂર્ણવિરામ કરવું એ અણઘટતું છે. વિષયનાં-ગ્રંથનાં-પ્રકરણોનાં મથાળા વગેરેને અંતે પહેલાં પૂર્ણવિરામ કરવામાં આવતું એ એનો અણઘટતો ઉપયોગ હતો; જેમકે—

વ્યાકરણનાં મૂળ તત્ત્વો.
ભૂમિકા.
પ્રસ્તાવના.
[લેખક] નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા.

## ૨. પ્રશ્નાર્થચિહ્ન

૧. જ્યારે વાક્યમાં પ્રશ્નનો અર્થ હોય છે ત્યારે પૂર્ણવિરામને બદલે પ્રશ્નાર્થચિહ્ન '?' મૂકવામાં આવે છે; જેમકે—

(૧) તમારું નામ શું છે ?

(૨) હમણા જ આવ્યા કે ?

(૩) પેલા સિપાઈઓ ગાંડાને શા માટે મારતા હતા ?

૨. મિશ્રવાક્ય હોય અને મુખ્ય વાક્યમાં પ્રશ્ન હોય તો છેક છેડે પ્રશ્નાર્થચિ આવે; જેમકે—

(૧) હું કેમ જાણું કે તમે અહીં બેઠા હશો ?

(૨) છોકરો બાપડો શું જાણે કે હવે એનો બાપ એને મળવાનો નથી ?

૩. મિશ્રવાક્ય હોય અને પેટાવાક્યમાં પ્રશ્ન હોય, અને બંને વચ્ચે કાંઈ સંયોજક ઉભયાન્વયી ન હોય તો પેટાવાક્યને છેડે પ્રશ્નાર્થ આવે; જેમકે—

(૧) અકબરે પૂછ્યું : કેમ, હવે ક્યાં જવાનો છે ?

(૨) શિક્ષક કહે : તમે વહેલા કેમ ન આવ્યા ?

**સૂચના**—જો વચ્ચે ઉભયાન્વયી હોય તો પ્રશ્ન હોય છતાંય એવા પેટાવાક્ય પછી પૂર્ણવિરામ જ આવે; જેમકે—

(૧) અકબરે પૂછ્યું કે હવે ક્યાં જવાનો છે.

(૨) શિક્ષક કહે કે તમે વહેલા કેમ ન આવ્યા.

પેટાવાક્ય પ્રથમ હોય અને પછી મુખ્ય વાક્ય હોય, અને પેટાવાક્યમાં પ્રશ્નાર્થ હોય તોયે વચ્ચે પ્રશ્નાર્થચિહ્ન યોજવું નહિ; જેમકે—

(૧) હું શા માટે આવ્યો એ મગન જાણતો નથી.

(૨) અકબરે બિરબલને શિરપાવ શા માટે આપ્યો એ હું નથી જાણતો.

અહીં 'આવ્યો ?' 'આપ્યો ?' એમ ન થઈ શકે.

૪. જ્યારે કોઈ અન્યના ગ્રંથનું કોઈ અન્ય વિદ્વાન સંપાદન કરતો હોય, યા કોઈ લેખકે ખોટો પ્રયોગ કર્યો હોય તે બીજો લેખક બતાવવા માગતો હોય ત્યારે અસ્પષ્ટ તેમજ ખોટા શબ્દની પછી કૌંસમાં પ્રશ્નાર્થચિહ્ન મૂકવામાં આવે છે; જેમકે—

(૧) સામાન્ય લોકો પણ સમજી (?) શકે એવી વાતો અને એવા ભાવ કવિએ આ કાવ્યમાં મૂક્યા છે

(૨) કેટલાકને સ્વાભાવિક (?) બુદ્ધિ થોડી હોય છે.

અહીં 'સમજી' 'સ્વાભાવિક' એમ હોવાનું લેખક કહેવા માગે છે.

### ૩. ઉદ્ગારચિહ્ન

૧. જ્યારે વાક્યમાં કોઈ પણ લાગણીનો ઉદ્ગાર હોય છે ત્યારે પૂર્ણવિરામને બદલે ઉદ્ગારચિહ્ન '!' મૂકવામાં આવે છે; જેમકે—

(૧) સંધ્યા કેવી ખીલી ઊઠી છે!

(૨) ચાંદનીની આ શોભા શી હૃદયંગમ છે!

૨. જ્યારે વાક્યમાં ઉત્પ્રેક્ષા—આશ્ચર્યનો અર્થ વ્યક્ત કરવાનો હોય ત્યારે પણ ઉદ્ગારચિહ્ન પ્રયોજવામાં આવે છે; જેમકે—

(૧) બારણા પર કોઈના ટકોરા સાંભળું છું એ જાણે છાતી-પર હથોડા ન ટિપાતા હોય!

(૨) એ જ પાઘડી, પેલો સીસો એસ ને બરુ, વિશંભર-દાસવાળી પેલી લાકડી પણ મેં હાથમાં દેખી તો!

(૩) આ એકના તો રસમાં ખાંડ ન નાખી!

૩. કેવળાન્વયી અવ્યય અને સંબોધનવાચક શબ્દ પછી સામાન્ય રીતે પહેલાં ઉદ્ગારચિહ્ન કરવામાં આવતું હતું; જેમકે—

(૧) હે ભગવાન! મારો તારણહાર તું છે.

(૨) અહો! આવડું મોટું અંધારું!

(૩) અધધધ! કાળેતરો!

પરંતુ હવે કેવળાન્વયી અવ્યય અને સંબોધન પછી અલ્પ-વિરામ જ વપરાય છે; જેમકે

(૧) હે ભગવાન, મારો તારણહાર તું છે.

(૨) અહો, આવડું મોટું અંધારું!

(૩) અધધધ, કાળેતરો!

૪. કથનના આવેગમાં એકથી માંડી ઉદ્ગારચિહ્નની ત્રણ સુધી સંખ્યા વધે છે; જેમકે—

ઓ ! આવો ! આવો ! ! પાછા આવો ! ! !

પણ આ હાલ બહુ સામાન્ય નથી.

### ૪. અલ્પવિરામ

વિરામચિહ્નોમાં વધુમાં વધુ ધ્યાનથી અને વિવેકથી પ્રયોજવાનું હોય તો તે આ અલ્પવિરામ ( , ) છે. એનો નીચેના સંયોગોમાં ઉપયોગ છે :

૧. ટૂંકા વાક્યને આરંભે કેવળાન્વયી અવ્યય અને સંબોધનવાચક શબ્દ પછી; જેમકે—

(૧) અહો પ્રભુ, તારા વિના બીજા કોને શરણે જઉં ?

(૨) અધધધ, આવડો મોટો સાપ!

(૩) બાપલ્યાના બાપ, મારી નાખ્યા!

(૪) હા મહારાજ, એટલે જ હવે તમારે ત્યાં જમવા આવવાનો છું.

૨. 'હા, ના, જી, કાં, કેમ' વગેરે અવ્યયો વાક્યને આરંભે હોય છે ત્યારે એ અવ્યયો પછી; જેમકે—

(૧) હા, એ હું જરૂર કરીશ. તમે મદદ કરશો ને ?

(૨) ના, મારાથી એ નહિ બને.

(૩) કેમ, આ કામ કરશો ને ?

(૪) જી, મને કાંઈ વાંધો નથી.

૩. સમુચ્ચયવાચક તેમજ વિકલ્પવાચક ઉભયાન્વયી અવ્યયથી જ્યારે બેથી વધુ પદો, વાક્યાંશો, ઉપવાક્યો કે વાક્યો જોડાયેલાં હોય ત્યારે પૂર્વના એવા પ્રત્યેક પદ, વાક્યાંશ કે ઉપવાક્ય પછી અલ્પવિરામ લખવાનો સામાન્ય રિવાજ છે; જેમકે—

(૧) માર્ગમાં સંખ્યાબંધ બેતરો, વાવડીઓ, સુંદર બગીચા, નાનાં નાનાં તળાવડાં, અને વહેળા જોવામાં આવ્યાં.

(૨) ઘરમાં, રસ્તા ઉપર, ગામને દરવાજે, બહાર પાધરમાં, અને સિમાડે જ્યાં જ્યાં ગરીબ મળ્યાં ત્યાં ત્યાં એણે છૂટે હાથે નાણાં વાપર્યાં.

(૩) લોકોની ફરિયાદ સાંભળવામાં, એઓની તકલીફ ટાળવામાં, તકલીફ આપનારાઓને શિક્ષા કરવામાં, અને યોગ્ય પ્રજાજનોને રાજમાં ઊંચો દરજ્જો આપવામાં રાજાએ પાછું વાળી જોયું નહોતું.

(૪) પાંચ પંદર જણનું નાક કાપી નાખો, પાંચ પંદર જણને ચાબુકે ફટકારો, પાંચપંદર જણને જોય ભેળા કરો, અને પછી જુઓ, તમારું નામ કોણ દે છે.

૪. 'વગેરે' 'ઇત્યાદિ'ની પહેલાં બેથી વધારે પદો હોય ત્યારે અલ્પવિરામ પૂર્વના દરેક પદ પછી આવે છે; જેમકે—

(૧) અમે મુંબઈથી કલ્યાણ, કલ્યાણથી નાશીક, મનમાડ, ચાળીસગામ, ધૂળિયા, જલગામ, વગેરે સ્થળોએ થઈ અજિંઠા ગયા.

(૨) અજિંઠામાં પેલી બૌદ્ધ ગુફાઓમાં સુંદર ભીંતચિત્રો, કોતરેલી મૂર્તિઓ, થાંભલા, છત, ઇત્યાદિ અદ્ભુત વસ્તુઓ અમે જોઈ શકયા.

સૂચના—'અને, ને, તથા, વગેરે, ઇત્યાદિ' જે છેલ્લા વાક્યાંશ કે વાક્ય વગેરેને અંતે હોય તે પહેલાં અલ્પવિરામ ન હોય તોયે ચાલે.

૫. મુખ્ય વાક્ય અને પેટાવાક્ય મોટાં હોય તો ઉભયાન્વયી પૂર્વે અલ્પવિરામ પ્રયોજવામાં આવે છે; નાનાં વાક્ય હોય તો મૂકવાની જરૂર નથી; જેમકે—

(૧) જ્યાંસુધી વિદ્યાર્થીઓને નિષ્ણાત શિક્ષકોદ્વારા વ્યાકરણના વિષયમાં રસ લેતા કરવામાં ન આવે, ત્યાંસુધી વ્યાકરણ હૃદયારૂઢ થવાની આશા રાખવી નહિ.

(૨) જો તમે દાખલા કરશો તો પરીક્ષામાં જરૂર ફળ મેળવશો.

**સૂચના**—અલ્પવિરામ બની શકે એટલું ઓછું વાપરવું હિતાવહ છે. જ્યાં અન્વયાર્થને બાધ આવવાનો સંભવ હોય, વિશેષણો એવી રીતે વપરાયેલાં હોય કે અલ્પવિરામ ન મૂકતાં એકને બદલે બીજા શબ્દનો વધારો બતાવી નાખે, તેવાં સ્થળોએ જ અલ્પવિરામ વાપરવું; વિશેષણો વિનાના શબ્દ 'અને' 'ને' 'કે' 'તથા' વગેરેથી જોડાયેલાં હોય ત્યારે અલ્પવિરામ ન કરે તો ચાલે; જેમકે—

(૧) માર્ગમાં પશુ પક્ષી વાંદરાં વામણાં અને અર્ધમાનવ પ્રાણીઓને જોઈ અમે આશ્ચર્યમુગ્ધ થઈ ગયાં.

(૨) માર્ગમાં અનેક પ્રકારનાં પશુઓ, ચિત્રવિચિત્ર પક્ષીઓ, અનેક જાતનાં વાંદરાં, કેટલાંક વામણાં, અને જંગલી અર્ધમાનવ પ્રાણીઓને જોઈ અમે આશ્ચર્યમુગ્ધ થઇ ગયાં.

૬. વાક્યયોગી 'કે'ની પહેલાં કેટલીક વાર વાપરવામાં આવે છે, પણ ત્યાં એની જરૂર નથી; માત્ર 'પણ, પરંતુ, કિંતુ, કેમકે, કારણ કે, છતાં, એટલે' એ વાક્યયોગી ( ઉભયાન્વયી ) પહેલાંના વાક્યને અંતે અલ્પવિરામ જરૂરી બને છે; જેમકે—

(૧) મેં એને ખૂબ સમજાવ્યો, પણ એ એકનો બે ન થયો.

(૨) એક અંગ્રેજ લેખક એક સ્ત્રીપાત્ર પાસે કહેવડાવે છે કે ઇંગ્લેંડનો પ્રધાન કોણ છે એ કરતાં મારા ધણી કોણ છે એ મારે અગત્યનો પ્રશ્ન છે.

(૩) હું ત્યાં આવવા માગું છું, કેમકે એ કાર્ય મારે જ કરવાનું છે.

૭ એકથી વધારે ઉપાધિ [ ડિગ્રી ] લાગી હોય ત્યારે દરેક ઉપાધિની પહેલાં અલ્પવિરામ જોઇયે; જેમકે—

(૧) દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી, એમ. એ., એલએલ. બી.

(૨) પં. સતીંદ્રચંદ્ર ભટ્ટાચાર્ય, ન્યાયાચાર્ય, તર્કતીર્થ.

## ૧. લઘુ રેખા

૧. સમાસમાં બે કે તેથી વધારે શબ્દો વ્યક્ત રાખવા હોય ત્યારે – લઘુરેખા વપરાય છે : જેમકે—

અતિ-ઉદાર  બાપ-દાદા  તન-મન-ધન

૨. લીટીને છેડે શબ્દ તૂટતો હોય ત્યારે – લઘુ રેખા કરી નવી લીટીમાં બાકીનો શબ્દાંશ લખવામાં આવે; જેમકે—

અમદા-  સુરત-  જ્યાર-  મુંબઈ-
વાદ  ચૂકથી  થી  વાસીઓ

## ૨. ગુરુ રેખા

૧. વાક્યની વચ્ચે જ વધુ સ્પષ્ટતા ખાતર કાંઈ ઉમેરણ કરવાનું હોય ત્યારે એ ઉમેરણની આગળ જરૂર, અને પાછળ કોઈવાર — ગુરુ રેખા પ્રયોજવામાં આવે છે; જેમકે—

(૧) આજે હું — કવિ ઉશનસ એકલો — માગ જીવનનો વિધાતા, શક્તિ અને સંજીવનીનો સ્વામી, સર્વલક્ષી દેવોની ભક્તિનો રોધક, આ બધાની અધમતાની આડે ઊભો છું—મુક્તિમંત્રો ઉચ્ચારતો ને શીખવતો.

૨. એક વાત શરૂ કરવામાં આવે એક બે શબ્દ બોલતાં જ વાત તોડી નાખવામાં આવે ત્યાં ગુરુ રેખા પ્રયોજાય છે; જેમકે—

(૧) હું હમણાં જ —. ના, હવે કાંઈ નથી કહેવું.

(૨) જો હું આવ્યો હોત —. પણ એ નહિ કહું.

૩. ઉદાહરણ તરીકે કે અવતરણ તરીકે મોટો વાક્યખંડ ઉપજાવવાનો હોય છે ત્યારે મહાવિરામ કે ગુરુ રેખા, અથવા મહાવિરામ સાથે ગુરુ રેખા પ્રયોજાય છે; જેમકે—

(૧) પહેલા અને પછીના સુધારેલા નિયમોમાં નીચેનો એક પેટાનિયમ દગ્ગોચર થાય છે:—

આવે સ્થળે 'કે' 'જેમકે' હોય તો ગુરુ રેખા આવે; જેમકે—

(૧) ગુજ. વર્ના. સોસાયટીના કાચા ખરડામાં એવી સૂચના કરવામાં આવી છે કે—

આવે સ્થાને અલ્પવિરામ ચાલે, અથવા કાંઈ ચિહ્ન જ નહિ.

### ૩. અવતરણચિહ્ન

અંગ્રેજીમાં સીધી રચનામાં આનો ઉક્તિને બેઉ બાજુથી આવરી લેવા ઉપયોગ થતો હતો, જેની ગુજરાતીમાં ખાસ જરૂર નથી. પણ નીચેનાં સ્થળોમાં એ જરૂરી બને છે :

૧. જ્યારે કોઈ અક્ષર કે શબ્દના વિષયમાં કાંઇ કહેવામા આવે ત્યારે સામાન્ય રીતે એકવડાં અવતરણચિહ્ન મુકાય છે; જેમકે—

(૧) શબ્દના બંધારણમાં 'ઇ' પછી લઘુપ્રયત્ન 'ય'નું શ્રવણ વ્યક્ત થતું હોવાથી પૂર્વનો 'ઈ' હ્રસ્વ ગણી પછી જ સ્વરમાં 'ય' ઉમેરી જોડણી કરવી.

બેશક આ સર્વથા જરૂરી નથી.

૨. ઉદાહરણ કે સમર્થન તરીકે અન્યનું વાક્ય, પ્રાચીન સુભાષિત, કહેવત વગેરે ઉદ્ધૃત કરવાનાં હોય ત્યારે મુખ્યત્વે બેવડાં અવતરણચિહ્ન પ્રયોજાય છે; જેમકે—

(૧) આ બધાને બરાબર લક્ષ્યમાં રાખી ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળે પ્રથમ સ્પષ્ટ વિકલ્પ સ્વીકાર્યો કે—

"૧૩. તત્સમ શબ્દોમાં અનુસ્વારનો અને અનુનાસિકનો વિકલ્પ રાખવો. ( જેમકે 'ગન્ધ' 'ગંધ', 'બન્ધુ' 'બંધુ', 'આનન્દ' 'આનંદ' )"

(૨) ત્યારથી લોકમાં કહેવત થઈ પડી કે "વાવે તેવું લણે."

આવાં અવતરણ નાનાં કે કવિતાની કડી-રૂપે હોય તો એકવડાં ચિહ્ન પ્રયોજવાનો શિરસ્તો છે.

### ૪. કૌંસ

૧. વાક્યમાં ચાલુ વાક્યે કાંઇ સ્પષ્ટતા કરવાની હોય ત્યારે નાનો કૌંસ પ્રયોજવામાં આવે છે; જેમકે—

(૧) સૂર્ય-સૂરજ, કાર્ય-કારજ, વીર્ય-વીરજ (કાવ્યમાં વપરાયા છે) આ ત્રણ શબ્દની એક સરખી રચના છે.

૨. પૂર્ણવિરામ નથી વપરાતું ત્યારે અંકોની તેમજ અ આ ઇ વગેરે વર્ણોની આસપાસ નાનો કૌંસ મુકાય છે; જેમકે—

"(૧) (૧) સૂરજ અને (૧૦) ફિકર એ શબ્દોની સ્થિતિ સમઝવા જેવી છે."

૩. ચાલુ લખાણે કોઈના અવતરણનું કે વિધાનનું અનુસંધાન આપવા લેખકનું કે ગ્રંથનું નામ વગેરે લખવાનાં હોય ત્યારે નાનો કૌંસ મુકાય છે; જેમકે—

(૧) (નરસિંહ) (જુઓ ગ્રંથ અને ગ્રંથકાર.)

૪. મધ્યમ કૌંસ જ્યારે હાંસિયામાં કોઇ વિગત આપવાની હોય છે ત્યારે જ વપરાય છે; જેમકે—

મનોમુકુર, ભાગ ૨ જો }
કવિચરિત, ભાગ ૧ લો } આ પુસ્તક હાલ મળતાં નથી.
જોડણીકોશ, ચોથી આવૃત્તિ }

૫. મોટા કૌંસ મૂળના લખાણમાં રહી ગયેલું કે વિશેષ તરીકે કાંઇ ઉમેરવાનું હોય ત્યારે પ્રયોજાય છે; જેમકે—

(૧) શુકાચાર્યઃ [ હર્ષથી દેવયાની સામું જોઇને ] ખરેખર!

(૨) ઇ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ કરવા [ આ કેટલું બેહૂદું છે એ સમઝાશે. ]

આમાંના નાના મોટા કૌંસનો પ્રચાર હાલ વધતો જાય છે. વાપરવામાં વિવેક ખૂબ જરૂરી છે.

### ૫. વર્ણલોપચિહ્ન

૧. જ્યારે લેખનમાં કોઈ વર્ણ લુપ્ત થઇ ગયેલો બતાવવાનો હોય ત્યારે આ (') વર્ણલોપચિહ્ન પ્રયોજાય છે; જેમકે—

(૧) માર્ગમાં મને મોહન સામો મળ્યો'તો.
અહીં 'મળ્યો હતો'માંથી 'હ' ગયો છે.

૬. ખંડવર્ણચિહ્ન

૧. કોઈ અક્ષર કે શબ્દ તોડનો કે તૂટતો બતાવવાનો હોય છે ત્યારે ... ત્રણ ટપકાં બતાવવામાં આવે છે; જરૂર પડતાં ઓછાં કે વધુ પણ યોજી શકાય: આ ખંડવર્ણચિહ્ન કહેવાય છે; જેમકે—

(૧) 'જોડણીની...થાય છે.' વગેરે વિધાન મને બરોબર નથી લાગતું.

(૨) શિલાલેખમાં મહા...સ એમ મળે છે, જ્યાં મહા પછી બે અક્ષર ખૂટે છે.

૨. વાક્ય કે વાક્યો છોડી દેવાનાં હોય ત્યારે × × × ચોકડીયો વપરાય છે.

અભ્યાસ

૧. વિરામચિહ્નોનો ઉપયોગ શા માટે કરવામાં આવે છે? મુખ્ય વિરામચિહ્ન કયાં છે અને એઓનો કેવા પ્રકારનો ઉપયોગ છે એ સમઝાવો. એવાં બધાં સ્થળોએ ચાર ચાર વાક્ય પ્રયોજી આપો.

૨. ગૌણ વિરામચિહ્ન કયાં છે અને એઓનો કેવા પ્રકારનો ઉપયોગ છે એ ચાર ચાર વાક્ય પ્રયોજી આપી સમઝાવો.

૩. નીચેના વાક્યખંડમાં યોગ્ય વિરામચિહ્નો દાખલ કરો:

એ માણસમાંનાં ઘણાંને જ્યારે પહેલવહેલાં એઓ વનમાં આવ્યાં ત્યારે આ વન ઘણું ગમ્યું હતું શાં સુંદર મેદાનો શાં ફૂલ શી ઉત્કટ ગંધ આવું આવું તે કોને ન ગમે એઓ આમ કહેતાં અને આહ્લાદથી પેલા સુંદર રસ્તાઓ ઉપર થઈને પુષ્પકુંજોમાં ફરતાં ફૂલોનું સૌંદર્ય જોતાં અને સુગંધ લેતાં એ કુંજોની વચ્ચે સુંદર લીલા ઘાસ પર લાંબાં થઈ સૂવાનું અને ફૂલોના સૌંદર્યનું પાન કરવાનું એમને મન થતું પણ કાળ એમને અટકવા કે ઊભાં રહેવા

દેતા નહિ ક્ષણવાર એઓ ઊભાં રહેવા પામે આનંદ પામે પણ તુરત જ પાછળ કાળની ચાબુક વીંઝાતી સંભળાય અને કસાણું મોં કરી એમને આગળ ચાલવું પડે પણ એની એમને દરકાર નહોતી

એ વનમાં થોડાં બહુ થોડાં બીજાં માણસો હતાં તેઓ ઉપરનાં માણસો જેવાં નહોતાં એમને મોટા રસ્તા પર અને કુંજોમાં જવું જરાયે ન ગમતું એમના વિચાર બહુ જુદા હતા એ પુષ્પકુંજો બહુ સુંદર છે ખરી પણ એઓ કહેતાં એ કુંજો અને મેદાનોના રસ્તા ક્યાંયે લઈ જાય છે એ રસ્તે ભટકી ભટકીને અંતે જઈશું ક્યાં ચકરાવા ખાઈ ખાઈને પાછા જવાનાં ત્યાં વિરામ નથી વિશ્રામ નથી સુગંધ છે પણ શાંતિ નથી સ્વામી આનંદ

૪. નીચેના વાક્યખંડમાં વિરામચિહ્નોના વપરાશની ભૂલો હોય તે સુધારી બતાવો :

'પાંડુ અને માદ્રી'નું આ સાથે આપેલું 'છાયાચિત્ર' એ ચિત્રકળાનો એક અનોખો જ પ્રકાર છે. આપણી છાયા કે પડછાયામાં જેમ આપણાં મોં, આંખ, નાકકાનની રેખાઓ, કપડાંની કરચલીઓ કે એવી કોઈ વિગતો. નથી દેખાતી, પણ માત્ર સળંગ કાળું ધાબું દેખાય છે; તેમ આ ચિત્રપ્રકારમાં પાત્રો અને પદાર્થની એવી વિગતો ન આલેખતાં એઓની આકૃતિઓના ગાળાને સળંગ રંગથી ભરી દેવામાં આવે છે. કોઈ કહેશે, 'ઓ હો! એમ સાદાં ધાબાં ભરી દેવાં એ તો બહુ સહેલું.' પણ આમ ઉપલક નજરે લાગે છે એટલી સહેલી એ ચિત્રણા નથી. એવાં ચિત્રોનું આયોજન બહુ આયોજનપૂર્વક કરવું પડે છે. પાત્રો માત્ર કાળાં નિર્જીવ ધાબાં ન બની રહે પણ ચિત્રમાં જે વાત કહેવાની હોય તે અસરકારક રીતે અને છટાંતપણે કહી બતાવે એવી રીતે એની બેસણી, અભિનય તથા ક્રિયા ગોઠવવાની હોય છે. અને એમાં કુશળતા જોઈએ. કેમકે બીજાં ચિત્રોમાં ચહેરા અને અંગઉપાંગ ઉપર ભાવ બતાવવાની જે સરળતા છે તે આમાં નથી હોતી.

# ૪. ભાષાશૈલી : લેખનશુદ્ધિ

## શૈલી

**વિ**ષયના સ્વરૂપને અનુકૂળ રહી લેખન આપવામાં ન આવે તો તેથી લેખકનો ઉદ્દેશ માર્યો જાય છે. બાળકોને ઉપયોગી એવું સાહિત્ય આપણે રજૂ કરતા હોઇયે ત્યારે બાળકોને જેનો વિચાર પણ ન આવી શકે તેવી બાબત ઊંચા ઊંચા શબ્દોમાં રજૂ કરિયે તો એનો ઉપયોગ ન કરી શકે. સર્વસામાન્ય લોકોને જાણ કરવાના ઉદ્દેશથી આપણે એક પ્રવાસવર્ણન વર્તમાનપત્રમાં મોકલતા હોઇયે તેમાં કલ્પનાનાં ઉડ્ડયન પણ કરતા હોઇયે તો એનાથી થોડાં રસિક સિવાય કોને મઝા આવે?

વિષય અને પાત્રને જોઇને ભાષા કેવી આપવી એ શૈલીનો વિષય છે. અંગ્રેજીમાં style–'સ્ટાઇલ' અને સંસ્કૃતમાં રીતિ આને કહેવામાં આવે છે. 'કાવ્યનો આત્મા રીતિ છે' એમ જૂના સંસ્કૃત-સાહિત્યશાસ્ત્રીઓ દઢપણે માનતા. રીતિ એટલે પદો—નામ સર્વનામ વિશેષણ ક્રિયાપદ અને અવ્યયની જ્યાં જેમ જરૂર હોય તે પ્રમાણે ગોઠવણી, શરીરમાં જ્યાં જે અંગ જોઇયે ત્યાં ચિત્રકાર ગોઠવે છે તે પ્રમાણે. સંસ્કૃત-સાહિત્યકારોએ દેશપરત્વે વૈદર્ભી ગૌડી પાંચાલી અને લાટી એવી ચાર રીતિ કહેલી. આમાં મુખ્ય બે : **વૈદર્ભી** અને **ગૌડી**.

મધુર અક્ષરો, ટૂંકા શબ્દ તેમ નાના નાના સમાસ જેમાં છે તેવી મનોહર રચના તે **વૈદર્ભી**.

ખડતલ કઠણ અક્ષરો, ભારોભાર સમાસથી આડંબર જેમાં છે તેવી કઠોર રચના તે **ગૌડી**.

જુદા જુદા રસનું વર્ણન થતું હોય ત્યારે વિષયપરત્વે ભાષા કઠોર કરી શકાય, પણ સામાન્ય લેખનમાં તો સરળ અને મનોહર રચના જ જોઇયે.

શૈલી સચોટ થાય એ માટે સંસ્કૃત-સહિત્યકારોએ લેખનના ત્રણ ગુણ કહ્યા છે: **માધુર્ય ઓજ અને પ્રસાદ.**

કાનને કર્કશ ન લાગે તેવા અક્ષર, જરૂર પ્રમાણે મીઠા સરળ જોડિયા વ્યંજન, સરળ શબ્દો, કે નાના સમાસ જેમાં હોય તે **માધુર્ય.**

સબળ પણ મીઠા જોડિયા વ્યંજન, મહાપ્રાણ અક્ષરો, ખૂબ સમાસ, ઉદ્ધત રચના જેમાં હોય તે **ઓજ.**

વાંચતાં કે સાંભળતાં જ લેખકનો વિચાર વાચકના કે શ્રોતાના મનમાં વ્યાપી જાય એવી સરળ મીઠી રચના તે **પ્રસાદ.**

પ્રસાદ ગુણ સર્વગુણોમાં શ્રેષ્ઠ છે. અમુક રચના કેટલી **પ્રાસાદિક** છે એ એ જ કારણે આપણે કહિયે છિયે.

આમાંથી આપણા સર્વસામાન્ય ગુજરાતી લેખનને માટે નીચેની વસ્તુઓ જરૂરની થઈ પડે છે:

1. શૈલી વિષયને અનુરૂપ જોઇયે.
2. એ માટે સરળ અને સ્પષ્ટ અર્થના શબ્દોની પસંદગી, ટૂંકી વાકયરચના, ઉક્તિની મીઠાશ, તેમજ જરૂર પૂરતી વિશદતા હોવી જોઇયે.
3. ભાષા એકધારી હોવી જોઇયે.
4. ભાષા સ્વાભાવિક હોવી જોઇયે.

અહીં આ વિશે કાંઈક ખ્યાલ આવે એ માટે થોડા ઉદાહરણ જોઇયે.

### સુઘડતા

"સુઘડતા એટલે ભપકો કે ઠાઠમાઠ નહિ; સુઘડતા એટલે બાંકાઈ કે ટાપટીપ નહિ; સુઘડતા એટલે ઠાવકાઈ ભરેલી સ્વચ્છતા.

પૈસાદારો જ સુઘડતા રાખી શકે એવું કંઈ નથી. ખરું પુછાવો તો સુઘડતા તો માણસ બહુ જ ઓછે ખરચે માત્ર પોતાની કાળજીથી રાખી શકે છે.

તમે ગરીબ હો તેથી શું થયું ? દરરોજ નવાં કપડાં ન પહેરી શકો, પણ જૂનાંને સ્વચ્છ રાખી સુઘડ રીતે તમારા શરીર પર સજી શકો. ફાટેલાંને થીગડાં દઈ પહેરવામાં શરમ નથી. શરમ તો ચીંથરેહાલ ફરવામાં છે. થીગડાંવાળાં ભલે હોય પણ સ્વચ્છ રીતે ધોયેલાં હોય તો એ કપડાં પહેરવામાં શરમ નથી. શરમ તો પરસેવાની બદબોથી ગંધાતાં મેલાંદાટ કપડાં પહેરવામા છે; પછી ભલે ને એ રેશમી, કસબી કે જરિયાન હોય ! ”

( શ્રી. બચુભાઇ રાવતનો એક નિબંધ )

'તાડ

“ તાડ એ નાળિયેરી ખજૂરી ને સોપારીની જાતનું ઝાડ છે એમ કહી શકાય. સોપારી ને નાળિયેરીની પેઠે એનું થડ ઊંચું વધે છે ને માથે પાંદડાંનું છત્ર ઓઢે છે.

ડુંગરોની તળેટીમાં અને દરિયાને કિનારે તાડની શોભા દૂરથી સુંદર લાગે છે.

વેગથી જતી રેલવેમાં બેસીને જતાં દૂરથી નજીક આવતી તાડોની હાર આંખને જોવી ખરેખર ગમે છે.

તાડ જમીનથી જેટલો ઊંચો છે તેટલો જ જમીનમાં ઊંડો છે. એનાં મૂળિયાં જમીનમાં ખૂબ ખૂબ ઊંડે જાય છે અને પવનના સપાટાઓ સામે તાડને ટટ્ટાર ઊભો રાખે છે.” (સ્વ. ગિજુભાઈ)

પાણીનાં પરાક્રમ

“ સવારમાં નળ પર ગયો તો જ્યાં પાણી ટપકતું હતું ત્યાં ખાસો ખાડો પડી ગયો હતો. જમીન કાંઈ પોચી નહોતી—સિમેન્ટ

અને ઈંટ વડે બાંધેલી સખત જમીન હતી. ત્યાં ખાડો કોણે કર્યો હશે! અને આવી જગ્યાએ ખોદીને ખાડો કરવો કંઈ સહેલું કામ નહોતું! થોડી વારે મને સમઝાયું કે આ તો પાણીનાં પરાક્રમ છે. નળમાંથી ટપક ટપક કરતું પાણી પડ્યા કરતું હતું. મહિનાના મહિના, વરસોનાં વરસો થયાં પાણી ટપક્યા કરતું હતું—અને એ પાણીનાં નાનાં નજીવાં નબળાં ટીપાંએ જ આ પથ્થર જેવી સખત જમીનને ખોદી નાખી હતી." (શ્રી. નગીનદાસ પારેખ)

## નદી

"નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે, નદીને કાંઠે રહિયે એટલે દુકાળની બીક તો રહે જ નહિ. મેઘરાજા દગો દે ત્યારે નદી માતા આપણો પાક પકવે. નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા. નદીને કાંઠે કાંઠે ફરવા જઇયે એટલે કુદરતના માતૃવાત્સલ્યના અખંડ પ્રવાહનું દર્શન થાય છે. નદી મોટી હોય અને એનો પ્રવાહ ધીરગંભીર હોય ત્યારે તો કાંઠા ઉપર રહેનાર લોકોની જાહોજલાલી એ નદીને જ આભારી હોય છે. સાચે જ નદી જનસમાજની માતા છે. શહેરમાં શેરીએ શેરીએ આપણે ફરતા હોઇયે અને એકાદ ખૂણા તરફથી નદીનું દર્શન થાય ત્યારે આપણને કેટલો આનંદ થાય છે! શહેરનું મેલું વાતાવરણ ક્યાં અને નદીનું પ્રસન્ન દર્શન ક્યાં? તરત જ ફેર જણાઈ આવે છે. નદી ઈશ્વર નથી પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે. જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું ઘટે છે. (શ્રી. દ. બા. કાલેલકર)

## મૈસૂરનું વૃંદાવન

"મૈસૂર રાજ્યની ભૂમિ અત્યંત રમણીય છે. એનો આખો વિસ્તાર સાગરનાં મોજાં જેવી લીલીછમ ટેકરીઓથી ભરપૂર છે. એમાં જોગના ધોધ જેવાં અનુપમ નૈસર્ગિક દૃશ્યો છે. શ્રવણ-બેલગોડા, હળેબીડ અને બેલૂર જેવાં સ્થાપત્યનાં અજોડ કળાધામો છે.

પણ કુદરતે તથા ભૂતકાળે આપેલી સુંદરતાથી સંતોષ માનીને મૈસૂરનું રાજ્ય બેસી રહ્યું નથી. મૈસૂરનગરને અનેક રીતે સૌંદર્યમંડિત બનાવવામાં આવ્યું છે. રાજાના મહેલો તો સુંદર હોય જ, પણ સાધારણ લોકોને માટે અનેક સુંદર બગીચાઓ બનાવેલા છે.× × ×

વૃંદાવનનો બાગ જાણે સૌંદર્યની મીઠાઈનો ભરચક થાળ છે. કાશ્મીરના શાલેમાર બાગને બાદ કરિયે તો આખા હિંદમાં આટલું સુંદર ઉદ્યાન બીજે જડવું મુશ્કેલ છે.

એક રીતે તો આ સ્થળ શાલેમારને પણ ટપી જાય, કારણ અહીં એકલા ઉદ્યાનના સૌંદર્યનો ચમત્કાર નથી, પણ ત્રણ ચમત્કારિક દસ્યો એક સ્થળે ભેગાં થયાં છે. દૂબળીપાતળી કાયાવાળી કાવેરી નદીની આરપાર પોણાબે માઈલની, ૧૨૦ ફૂટ ઊંચી વજ્ર જેવી કાયાવાળી એક દીવાલ ઊભી કરી લઈ, કુશળ ઇજનેરોએ કરેલો એક બાજૂ વિશાળ જળ-સાગર ઊભો છે. × × બીજી બાજૂ આ અત્યંત લાક્ષણિક એવું ઉદ્યાન છે. અને એ બે વચ્ચે મનુષ્યના બાહુબળની અને એ કરતાંય બુદ્ધિબળની મૂર્તિ જેવો આ બંધ પડ્યો છે. × × ×

આપણે એ બાગમા જઈયે × × બાગમાં વૃક્ષો તો હોય જ, પણ આ તો માત્ર પાણીનો જ બાગ એમ કહિયે તો ચાલે. વૃક્ષોને તો ઊગીને મોટાં થતાં વરસો લાગે, પણ પાણીને તો છૂટું મૂકો કે તરત વહેતું થયું; એટલે અહીંના માળીએ પાણીમાંથી જ છોડ વૃક્ષો કમાનો મંડપો અને રંગભવનો બનાવી લીધાં છે; અને તે માત્ર એક ફુવારાની નાનકડી યુક્તિનો જ આશરો લઇને.× ×

દરેક ફુવારાને ઇંદ્રધનુના સાત રંગોમાંથી એકાદ મજાનો રંગ ભેટ આપેલો છે. કોક નસીબદાર ફુવારાને ભાગે એક કરતાં વધારે રંગો પણ આવેલા છે. અને એ અનેક રંગોથી શોભતા ફુવારા કેવી લીલા રચે છે! આ ફુવારાની એક સીધી ધારામાં જ ત્રણ

ચાર જુદા જુદા રંગો જોઈ લો. આ પેલો બીજો વર્ષાઋતુના કાંચીડા પેઠે ઘડી ઘડીમાં પોતાના રંગ બદલે છે. અને પેલો ધોધ! એ તો આખી જાણે રંગની નદી જ બનીને વહેવા લાગ્યો છે. અને એ એક પગથારે એક રંગની તો બીજા પગથારે વળી બીજા રંગની! એમ રંગ બદલતી એ નદી કાવેરી મૈયાના ઠેઠ હૃદય લગી પહોંચી જાય છે. × × આ સ્થળને વૃંદાવન નામ આપનાર ખરેખર કવિ જ હોવો જોઈએ!"

(શ્રી. સુંદરમ્)

## હૃદયનો હક

"વિશ્વની દૃષ્ટિએ જોતાં આ વિશાળ વિશ્વમાં કોઈ પણ વ્યક્તિનું મરણ હિસાબમાં ગણવા જેવી વસ્તુ નથી, કેમકે પ્રતિક્ષણ આ વિશ્વરૂપી ગહન વનમાં અસંખ્ય પાંદડાં ખરે છે અને અસંખ્ય નવાં જન્મે છે. 'तत्र को मोहः कः शोक'।' પણ વિશ્વવિરુદ્ધ મનુષ્યને પોતાના હૃદયના હક પણ રજૂ કરવાનો અધિકાર છે. એ રીતે જોતાં 'હું' અને 'મારું' પણ અવગણવા જેવા પદાર્થો નથી. બલ્કે એની સ્વાભાવિકતાથી એ દૃષ્ટિ મનુષ્યને અધિક હૃદયંગમ અને રુચિકર થાય છે. ભલે એ દૃષ્ટિ મનુષ્યની ઊંચી ભાવના સાથે અસંગત હોઈ વસ્તુતઃ અયથાર્થ ગણાય; પણ મનુષ્યની સાધારણ મનુષ્યતા તો એમાં જ રહેલી છે એમ કહેવામાં ખોટું નથી. આમ હોઈ, મનુષ્ય એના નિકટનાં સંબંધીઓ—'ઘર દીવડાંઓ,' વા મનુષ્ય જાતિના મહાન જ્યોતિઓ આ લોક છોડીને ચાલ્યા જાય છે ત્યારે પોતાના સંબંધ પ્રમાણે વા એ જ્યોતિના તેજ પ્રમાણે એક વા અનેક શોક અને ખેદના ઉદ્ગાર તો કરે છે જ. સમગ્ર મનુષ્ય જાતિને ખળભળાવે એવાં મરણ તો થોડાં જ થાય, કારણ કે એ કોટિના મહાન પુરુષો થોડા જ હોય. પણ સામાન્ય જનતાથી અધિક એવા નાના મોટા જનોમાં મરણ એમના પોતાના પ્રદેશમાં તો મહત્ત્વનાં જ ગણાવા જોઈએ."

(શ્રી. આનંદશંકર બા. ધ્રુવ)

સુધરતા, તાડ, પાણીનાં પરાક્રમ, નદી, મૈસૂરનું વૃંદાવન, અને હૃદયનો હક, આ ક્રમિક રીતે વિષય પરત્વે શૈલીના આદર્શ નમૂના છે. એમાં ખોટા ડોળ, ઉક્તિની અસ્પષ્ટતા, ક્લિષ્ટતા જેવું કાંઈ પણ જોવામાં આવતું નથી. આવી સરળ અને હૃદયંગમ શૈલી આવકારવા લાયક છે.

## લેખનશુદ્ધિ

શૈલીને શિથિલ કરનારા લેખનના દોષ હોય છે. રૂઢિએ નક્કી કર્યા હોય તેવા શબ્દપ્રયોગો અને વાક્યપ્રયોગોથી જુદી રીતે લખવું એ લેખનનો દોષ છે. એકધારી જોડણી, શબ્દો કેવી રીતે છૂટા પાડવા, વિરામચિહ્ન ક્યાં કેમ વાપરવાં, એ ભાષાની બહારની ખોડખાંપણ દૂર કરે છે. ભાષાની અંદરની ખોડખાંપણ દૂર કરનારો તો વાક્યમાં શબ્દોનો યોગ્ય રીતે સચવાયેલો સંબંધ છે. વાક્યમાં શબ્દોનો સંબંધ પરંપરાગત રૂઢિથી, નવાં આભાસસામ્યોથી તેમ બીજી ભાષાઓના સંપર્કે મળેલા નવા પ્રયોગ પ્રચલિત થઈ જવાથી સ્થાપિત થયેલો હોય છે. લેખકના પોતાના સમયમાં સ્થિર થઈ ચૂકેલા પ્રયોગોનો સમાદર એની શૈલીને હૃદયંગમ બનાવે છે. આવા કેટલાક ચલણી પ્રયોગો તરફ અહીં ધ્યાન દોરવામાં આવે છે.

### ૧. ક્રિયાનાથ અને ક્રિયાનો સંબંધ

(૧) ક્રિયાનાથ જે વચનમાં હોય તે પ્રમાણે ક્રિયાપદ આવે છે. જ્યાં ભૂતકૃદંત ક્રિયાવાચક પદ તરીકે વપરાયેલાં હોય ત્યાં ક્રિયાનાથ પ્રમાણે એવાં ભૂતકૃદંતોની જાતિ પણ હોય છે; જેમકે—

| | |
|---|---|
| હું ગામમાં આવ્યો. | સ્ત્રી ગામ ગઈ. |
| છોકરું ઘેર ગયું. | માણસો ગામમાં હતાં. |
| મગને પાઠ વાંચ્યો. | મગને ચોપડી વાંચી. |
| મગને ચિત્ર દોર્યું. | મગને પાઠ વાંચ્યા. |
| મગને ચિત્ર દોર્યાં. | મગને ચોપડીઓ વાંચી. |
| ઘણાં ઢોરાં આવ્યાં. | ઘણી સ્ત્રીઓ આવી. |

(૨) એક કરતાં વધુ ક્રિયાનાથ હોય અને 'અને' વગેરે સમુચ્ચયવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયેલા હોય ત્યારે એઓનું ક્રિયાવાચક વિધેયરૂપ કૃદંત બહુવચનમાં આવે; જેમકે—

મગન મોહન ઉપેંદ્ર અને મંજુલાલ ઘેર હતા.
બધાંએ મગન મોહન ઉપેંદ્ર અને મંજુલાલને ઘેર જતા જોયા.

સૂચના—'અને' વગેરેના પ્રયોગમાં કેટલીક વાર વસ્તુઓ અલગ અલગ નિર્દિષ્ટ હોય છે ત્યારે છેલ્લા શબ્દની સાથે અન્વય પામે; આવી સ્થિતિમાં ક્રિયાનાથ કર્મ તરીકે વપરાયેલું હોય છે; જેમકે—

મેં અભિમન્યુ આખ્યાન, મામેરું, અને દશમસ્કંધ વાંચ્યો.
મેં અભિમન્યુ આખ્યાન મામેરું અને દશમસ્કંધ વાંચ્યાં.

ગાયકે મૃદંગ, વીણા, અને સારંગી તૈયાર રાખી.
ગાયકે મૃદંગ વીણા અને સારંગી તૈયાર રાખ્યાં.

પરીક્ષા વખતે વિદ્યાર્થીએ ખડિયો અને કલમ તૈયાર રાખવી.
પરીક્ષા વખતે વિદ્યાર્થીએ ખડિયો અને કલમ તૈયાર રાખવાં.

બહુ જ વિવેકથી સમઝીને આ પ્રયોગ કરવાનો છે. આવા સંયોગોમાં સંદેહ હોય ત્યારે તો સર્વથા બહુવચન જ વાપરવું.

'તેમજ' આ ઉભયાન્વયીના પ્રયોગમાં ક્રિયાનાથ કર્તા હોય તો 'અને' જેમ જ, પણ જો ક્રિયાનાથ કર્મ હોય તો નજીકના શબ્દ પ્રમાણે વિધેય ફરે છે; જેમકે—

હું, મોહન, તેમજ ગોકુળ આવ્યા હતા.
મેં ઘોડો, હાથી, તેમજ ઊંટ ખરીદ્યું.

નીચેના નિયમોમાં પણ આ રીતે વિવેક કરવો.

(૩) જ્યારે પહેલા પુરુષના સર્વનામ સાથે બીજા પુરુષનું અને ત્રીજા પુરુષનું સર્વનામ જોડાય ત્યારે ક્રિયાપદ પહેલા પુરુષ બહુવચનમાં આવે; બીજા પુરુષનું સર્વનામ ત્રીજા પુરુષના સર્વનામ સાથે આવે ત્યારે ક્રિયાપદ બીજા પુરુષમાં આવે; જેમકે—

હું તું અને તે દરરોજ સવારે વાંચિયે છિયે.
તું અને તારો ભાઈ દરરોજ ભણવાં આવજો.

(૪) ક્રિયાનાથ એક કરતાં વધુ જાતિમાં આવ્યા હોય તો ક્રિયાવાચક વિધેયરૂપ કૃદંત નાન્યતર જાતિમાં આવે છે; જેમકે—

મગન, તેની બા અને નાની બહેન ઘરમાં હતાં.
મેં ઘોડો ગાય અને કૂતરું મેદાનમાં ફરતાં જોયાં.

(૫) સંમાનાર્થે જેમ નરજાતિના શબ્દ બહુવચનમાં આવે છે તેમ નારીજાતિના શબ્દ પણ બહુવચનમાં આવે છે; વિશેષ માત્ર એટલો કે આવા સંયોગમાં નારીજાતિનાં નામ નાન્યતર જાતિમાં આવે છે; જેમકે—

મારા પિતાજી ઘેર આવ્યા. મારાં માતાજી ઘરમાં હતાં.
અનસૂયાબહેન હમણાં જ મુંબઈ સિધાવ્યાં.

(૬) એક કરતાં વધુ ક્રિયાનાથ હોય અને 'કે' વગેરે વિકલ્પવાચક ઉભયાન્વયી અવ્યયથી જોડાયેલા હોય ત્યારે ક્રિયાપદ તેમજ ક્રિયાવાચક વિધેયરૂપ કૃદંતો નજીકના ક્રિયાનાથનાં જાતિ વિભક્તિ અને વચન લે છે; જેમકે

હું તું કે તે જાય. હું તું કે તે આવશે.
મેં ઘોડો ગાય કે કૂતરું જોયું એની મને ખબર નથી.

સૂચના—'કે'નો પ્રયોગ ગુજરાતીમાં કાંઈક વિચિત્ર છે : સમુચ્ચયનો ભાવ હોય છે ત્યારે 'અને' જેમ જ પ્રયોગ થાય છે; જેમકે—

મારા પિતાજી, મારાં બા કે કનકબહેન ઘરમાં હતાં.

હું, મોહન કે નરોત્તમ તમને મળિયે તો તમારે ગુસ્સે ન થવું જોઇયે.

## ૨. વિશેષણ અને વિશેષ્ય

૧. નામ પહેલાં જ્યારે વિશેષણ વપરાયું હોય છે ત્યારે અવિકારી વિશેષણોમાં અંગ એમ ને એમ આવે છે; વિકારી વિશેષણોમાં ૧ લી—

૭. વિશેષ્યોની સાથે સમાન વિભક્તિએ જો કોઈ બીજી જાતિનું નામ આવ્યું હોય છે અને તે નામની સાથે જો કોઈ વિશેષણ આવ્યું છે તો એ વિશેષણ એ જુદી જાતિના નામ પ્રમાણે જાતિ લે છે; જેમકે—

સરોજિની નાયડુ હિંદનું સારામાં **સારું** નારી-રત્ન છે. મુનશીનાં નાટક ગુજરાતી સાહિત્યનો એક **અનોખો** પ્રકાર છે.

૮. વિશેષણ તેમજ આસપાસના સંયોગો ઉપરથી વિશેષ્યનું બહુવચન વ્યક્ત થતું હોય તો વિશેષ્યને બહુવચનનો 'ઓ' લગાડવાની જરૂર નથી. નાન્યતર વિકારકઅંગમાં બહુવચનમા 'આં' થતું હોવાથી ત્યાં 'ઓ'ની કાંઈ ખાસ જરૂર નથી રહેતી; બંનેનાં ઉદાહરણ:

લશ્કરમાં મેં ઘણા સિપાઇ જોયા.
વરઘોડામાં દસ **હાથી** અને પચીસ ઘોડા હતા.
ઝાઝા **હાથ** રળિયામણા.
જંગલમા મેં ઘણા **ઘેટાં** ચરતાં જોયાં.

આવાં નામોને જ્યારે કોઈ પ્રત્યય, અનુગ કે નામયોગી અવ્યય લાગે ત્યારે નર-નારી જાતિમાં 'ઓ' લગાડવો જરૂરી છે.

### ૩. સર્વનામ અને નામનો અન્વય

૧. સામાન્ય રીતે સર્વનામોની સ્થિતિ વિશેષણ જેવી જ છે; માત્ર પહેલા અને બીજા પુરુષનાં સર્વનામ નામની સાથે વપરાયેલાં હોય છે ત્યારે નામ જેમ જ રૂપાખ્યાન પ્રયોજાય છે; જેમકે—

**મને-તને** સારા માણસને — **અમને-તમને** સારા માણસોને
**મારું-તારું** સારા માણસનું — **અમારું-તમારું** સારા માણસોનું

આમ છતાં બહુવચનમાં 'અમો-તમો' અંગ પણ આવે છે:

**અમો-તમો** સારા માણસોને
**અમો-તમો** સારા માણસોનું

૨. સાપેક્ષ સર્વનામ 'જે–તે'ની રચના ખૂબ લક્ષ્યમાં લેવા જેવી છે. પરંપરાએ ઊતરી આવેલી રૂઢિ પ્રમાણે વિશેષ્ય હોય છે ત્યારે 'જે' વિશેષ્યની પૂર્વે જ વપરાય છે; જેમકે—

જે માણસ હાજર હતા તેઓને સાહેબે બોલાવ્યા.

પણ કેટલીકવાર 'તે' સાથે પણ વિશેષ્ય જઈ શકે છે; જેમકે—

જે હાજર હતા તે માણસોને સાહેબે બોલાવ્યા.

**રચનાદોષ**—આ રચનામાં અંગ્રેજી વાક્યરચનાના આંધળા અનુકરણે કેટલીક વાર સારા લેખકોને હાથે પણ રચનાદોષ થાય છે; જેમકે:—

માણસ ( કે ) જે હાજર હતા તે આવ્યા.

માણસ ( કે ) જે હાજર હતા તેઓનાથી કાંઇ ન બન્યું.

( હિંદીમાં આ પાછલી રચના વ્યાપક છે; જેમકે आदमी जो हाजिर था, आया. )

૩. સાપેક્ષ ઉભયાન્વયી અવ્યયોના પ્રયોગમાં 'જે'ના અંગવાળું વાક્ય સામાન્ય રીતે આગળ આવે છે; પણ વક્તાનો આશય પછી મૂકવાનો હોય તો મૂકી શકે; આવી રચનામાં 'જો' આવે ત્યારે વાક્યને છેડે 'તો' મૂકવો પડે છે; જેમકે—

અમે સમયસર જ આવી પહોંચ્યા, જ્યારે તમો ઊપડવા તૈયાર થયા.

આ કામ અમે કરી બેસત, જો તમે આવી અટકયા ન હોત તો.

અમે કદી કરિયે નહિ, જે પ્રમાણે તમે કહેવા માગો છો તેમ.

૪. સર્વનામોમાં 'આ એ તે' એ ત્રણ ક્યાં વાપરવાં એમાં વ્યવસ્થા સામાન્ય-રીતે જળવાતી નથી.

'આ' નજીકના પ્રત્યક્ષ પ્રાણી પદાર્થ વગેરેને માટે પ્રયોજાય છે; જેમકે—

આ અહીં બેઠા છે.

આમને કશું કહેશો નહિ.

આમાં બંને જુદાં વાક્ય છે. પણ પ્રથમ એક વિશે કહી, પછી એને વિશે સંગત રીતે કહેવાનું ચાલુ રહે છે ત્યારે 'એ' પ્રયોજાય છે; જેમકે—

આ અહીં બેઠા છે. એમને કશું કહેશો નહિ. કહેશો તો એઓ ખૂબ ગુસ્સે થઈ જશે. એમની વાત ન્યારી છે.

'આ' જેમ નજીકના પ્રત્યક્ષ પ્રાણી પદાર્થ વગેરેને માટે વપરાય છે તેમ સ્વતંત્ર રીતે 'એ' દૂરના દેખાતા યા ન દેખાતા પ્રાણી પદાર્થ વગેરે માટે પ્રયોજાય છે; જેમકે—

એ ત્યાં બેઠા છે.

'તે' ત્રીજા પુરુષના સર્વનામ તરીકે પ્રથમના વાક્યમાં વપરાય છે; જેમકે—

હું તો તેમને કહીશ તે એમને ગળે નહિ ઊતરે.

દ્વિરુક્તિમાં બધા જ પ્રસંગે 'તે' પ્રયોજાય છે; જેમકે—

મેં તેમની પાસેથી ઘણા પ્રસંગ સાંભળ્યા. તે તે પ્રસંગ આજે પણ મારી આંખ સામે ખડા થઈ જાય છે.

મેં ઘણા વિષયો વાંચ્યા. તે તે વિષયમાં હવે મારું જ્ઞાન સારું થઈ ગયું છે.

વાક્યમાં સાપેક્ષતાનો અર્થ હોય ત્યારે, 'જે' વપરાયું હોય કે ન વપરાયું હોય, 'તે' આવે; જેમકે—

હું જે કાંઈ તેમને કહીશ તે એમને ગળે નહિ ઊતરે.

હું કહું તે એણે કરવું જ જોઈએ.

આવી રીતે વપરાતા સાપેક્ષ 'તે'ને સ્થાને 'એ' વાપરી શકાય છે. એક રીતે કહિયે તો જ્યાં 'તે' વાપરી શકાય છે ત્યાં 'એ' આવી શકે; પરંતુ જ્યાં 'એ' વપરાય છે ત્યાં 'તે' આવી શકતો નથી.

**સૂચના**—એકવાર મુખ્ય સર્વનામ તરીકે 'તે' આવી જાય પછી એને માટે વધુ કહેવાતાં 'એ' જ વપરાય એ ઉપરનાં ઉદાહરણોથી સ્પષ્ટ થઇ જશે. તેમ એક વાર કોઈ પણ નામ વપરાઈ ગયા પછી એને માટે કહેતાં પણ 'એ' જ વપરાય.

**'એ'ના વિશેષ ઉપયોગ**—કોઈ એક શબ્દ કે આખા વાકયની સમાન વિભક્તિએ સર્વનામ વપરાય છે તે 'એ' જ છે; જેમકે—

મુંબઇ એ મોટું શહેર છે.

વાણિયો મગનું નામ મરી ન પાડે એ ખરું કે?

આવા પ્રસંગમાં કદી 'તે' ન વપરાય.

નજીક માટે 'આ' અને દૂર માટે 'એ' ક્રિયાવિશેષણ તરીકે પણ વપરાય છે; જેમકે—

આ રહ્યો હું. ( Here I am. )

એ રહ્યો તે. ( There he is. )

આ સર્વસામાન્ય રૂઢિ પ્રમાણે 'આવું, એવું, તેવું' અને તે તેના ઉપરથી થતાં બીજાં વિશેષણ અવ્યય વગેરેનો પ્રયોગ થાય છે.

'તેમજ' આ ઉભયાન્વયીનો સ્વતંત્ર પ્રયોગ સમજી એને એ જ રીતે પ્રયોજવું; એ જ રીતે વાકયારંભે 'તેમ.'

આ સર્વનામોના પ્રયોગોમાં કેળવાયેલા લોકોમાં ખૂબ કૃત્રિમતા છે. 'એ'ને અશિષ્ટ સમજી હોંસી હોંસીને 'તે'નો ઉપયોગ કરવામાં આવે છે. મધ્યમ તેમજ નીચલા વર્ગની પ્રજામાં આ સર્વનામો વધુ સ્વાભાવિક રીતે પ્રયોજાય છે એ લક્ષ્યમાં રાખવું.

૫. 'શું' સર્વનામ વિકારક અંગનું છે. એનો વિશેષ્ય સાથે સંબંધ રહેતો હોવાથી ત્રણે જાતિમાં એ ફરે છે; જેમકે—

શો ફાયદો કાઢ્યો? **શી** વાત કહી? શું કામ કર્યું?

'શું ફાયદો, શું વાત' એવા પ્રયોગ અશુદ્ધ છે.

( કાઠિયાવાડમાં 'શું' આવા સંયોગોમાં અવિકારક લખાય-બોલાય છે, એ બોલી પૂરતું તેથી જતું કરાય. )

## ૪. પ્રકીર્ણ વાક્યરચના

૧. વાક્યમાં ઉપવાક્ય તરીકેની રચનામાં જ્યારે ઉપવાક્યને છેડે સંબંધક ભૂતકૃદંત હોય છે ત્યારે ઉપવાક્ય અને વાક્યના કર્તા જુદા હોઇ ન શકે, આ સામાન્ય સ્થિતિ છે, પ્રયોગ કર્તરિ હોય કે કર્મણિ યા ભાવે; જેમકે—

ગામમાં આવીને મેં તરત નોકરી સંભાળી લીધી.
ઠોકર ખાઈને ઘોડો ભોંય પર પડ્યો.
નોકરી બીજાને સોંપીને તે ચાલતો થયો.
નોકરી બીજાને સોંપીને તેણે ચાલતી પકડી.
સારી રીતે વાંચી કરી ખુશાલ થઈ ગયો.
સારી રીતે વાંચી કરી ખુશાલે ઊંઘવા માંડ્યું.

અપવાદ—અપવાદરૂપે એક રચના હાલ પ્રચલિત થઈ ચૂકી છે તે "હોઈ"ના સંબંધમાં; જેમકે—

આ કાર્ય રૂડું હોઈ સૌ એના તરફ લલચાય છે.

આ અને સંબંધક ભૂતકૃદંત સિવાયની બીજી રચનાઓમાં વાક્ય અને ઉપવાક્યનો કર્તા જુદો ચાલી શકે; જેમકે—

મારે કામ હોતાં–હોવાથી—હોવાને કારણે હું તમારે ત્યાં વખતસર આવી નહિ શકું.

રાજાએ મનાઇ કરતાં—કરવાથી–કરવાને કારણે ગામમાં કોઇ રાતે બહાર નીકળી શકતું નથી.

૨. આવી રીતે 'હોવાથી' 'કરવાથી' વગેરે પ્રયોગની અવેજીમાં જૂનો સતિસપ્તમીનો પ્રયોગ પણ ગુજરાતીમાં ચાલુ છે; જેમકે—

કામ પડ્યે તેની કીમત જણાય.
સોંઘું પડ્યે સૌને પાલવે.

વાક્ય અને ઉપવાક્યનો ક્રિયાનાશ એક હોય તેમ જુદો હોય એ બેઉ પ્રસંગમાં આ રચના થઈ શકે છે એ ઉપરનાં બે ઉદાહરણોથી સ્પષ્ટ થશે.

૩. 'જોઇયે' આ સંયુક્ત ક્રિયાપદ કર્મણિ-અર્થમાં જ છે, તેથી કર્તા ત્રીજી વિભક્તિમાં જ આવે છે; જેમકે—

મોહને આ કામ કરવું જોઇયે.
મારે વખતસર નિશાળે આવવું જોઇયે.

નોંધ—'મારે' 'તારે'ને સ્થાને 'મેં'-તેં' નથી જ વપરાતું એ ધ્યાનમાં રાખવું.

રચનાદોષ—'હું આવવો જોઇએ,' 'હું બેસવો જોઇયે' એ પ્રયોગ તેથી ખોટા છે; પરંતુ 'જોઇયે' પહેલાં જો કર્મણિ-અર્થનું કૃદંત વપરાય તો તેનું કર્મ પહેલી વિભક્તિમાં આવી શકે; જેમકે—

તમારા દરેક પ્રસંગમાં અમે ભુલાવા ન જોઇયે.

૪. 'જોઇયે' એ ત્રીજા પુરુષ એકવચનનું રૂપ છે. જરૂર પડે ત્યારે તેથી એની સાથે 'છે' ક્રિયાપદનું રૂપ આવી શકે; જેમકે—

મારે દરરોજ ફળ ખાવા ( કે ખાવું ) જોઇયે છે.
અમારે મુંબઈ જતી વેળા હંમેશ ટિકિટ લેવી જોઇયે છે.

રચનાદોષ—'જોઇયે'ના આભાસસામ્યથી 'છિયે' વાપરવામાં આવે છે એ તેથી દોષ છે. 'છિયે' આજે હવે કાંઈ ભાવે-અર્થમાં નથી રહ્યું; એ કર્તરિ-અર્થે પહેલા પુરુષ બહુવચનનું જ રૂપ માત્ર છે.

૫. સામાન્ય કૃદંતનો કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે; જેમકે—

મોહને સમયસર નિશાળે આવવું.
મગને વખતસર પાઠ તૈયાર કરવા.
મારે આ કામ કરવું જ પડશે.
તેણે હુકમ માનવો જ જોઇયે.

રચનાદોષ—આ સ્થળે ચોથી વિભક્તિનો પ્રયોગ દોષ છે; જેમકે—

મોહનને જવું-આવવું-કરવું જોઇયે.

૬. અંગ્રેજીમાં સીધી ( direct ) અને પરોક્ષ ( indirect ) રચના છે તેવી રચના ગુજરાતીમાં નથી. વચ્ચે 'કે' વપરાય

વપરાય તોયે પ્રધાનવાક્યમાંના પુરુષ પ્રમાણે પેટાવાક્યમાં પુરુષોનો પ્રયોગ થાય છે; જેમકે—

મેં તેમને કહ્યું : હું **તમને** મળીશ. ( અહીં તમને =તેમને )

તેણે મને કહ્યું કે હું **તમને** મળીશ. ( હું=તે; તમને=મને )

હરિ મોહનને કહે : મેં **તેમને** કહ્યું કે હું **તમને** મળીશ. ( તમને=તેમને )

હરિ મોહનને કહે : મેં **તેમને** કહ્યું કે હું **મોહનને** મળીશ.

અહીં 'મોહનને' માટે 'તમને' ન વાપરી શકાય.

'તમને' વાપરવા જતાં પેટામિશ્રવાક્યના પૂર્વ પ્રધાન વાક્યમાં વપરાયેલા 'તેમને'ની સાથે અન્વય લે; એ માટે 'મોહનને' મળવાનું કહેવાનું હોવાથી સ્પષ્ટ 'મોહનને' કહેવું જરૂરી છે, નહિતર સંદિગ્ધતા રહે.

'પોતે'ના પ્રયોગમાં આ જાતનું નયમન વૈકલ્પિક છે; જેમકે—

તે માનતો જ હતો કે પોતે એ કામ કરવા સમર્થ થશે જ.

સિપાઈ સમઝતો હતો કે એમાં **પોતાની** કાંઇ કારી ફાવશે નહિ.

અથવા

તે માનતો જ હતો કે હું આ કામ કરવા સમર્થ થઈશ જ.

સિપાઈ સમઝતો હતો કે આમાં **મારી** કાંઈ કારી ફાવશે નહિ.

આ રચના વિશે આથી ખૂબ સાવચેત રહેવું જોઇયે.

શુદ્ધ અને સ્વાભાવિક વાક્યરચના ઉપર વિચારોની સ્પષ્ટ અર્થવ્યક્તિનો આધાર છે. દોષયુક્ત રચનાથી અન્વયની ખેંચતાણ થવાને કારણે એકને બદલે બીજું સમઝાઈ જવાની આપત્તિ ઊભી થાય છે. સરળ અને સ્પષ્ટાર્થ રચના એ લેખક અને લેખનું ભૂષણ છે.

## અભ્યાસ

૧. શૈલી એટલે શું ? સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં શૈલીને માટે કયા શબ્દ રૂઢ છે ?

૨. લેખનના ગુણ કયા છે ? નામ આપી સમઝાવો.

૩. લેખનને સારું બનાવવા કઈ વસ્તુઓ ધ્યાનમાં રાખવી જોઇયે ?

૪. લેખનશુદ્ધિ એટલે શું ?

૫. નીચેનાં વાક્યોમાં લેખન ક્યાં દોષવાળું છે એ કારણ આપી બતાવો :

અનસૂયા ગામ ગયું. ઘોડો અને ગાય આવી.
મગને ચિત્ર દોર્યો. મેં મોહન અને ઉપેંદ્રને ઘેર જતો જોયો.

હું તું અને ગોપીલાલ સવારે દસ વાગ્યે ઘેર હશે.
તમે અને મોહન ચાલતો આવતો હતો.
મારા ગામમાં બાગ બગીચો તળાવ સારું નથી.
મહાત્મા ગાંધી હિંદુસ્તાનના એક સારા નર-રત્ન છે.
હું સારા માણસને તમે આમ કહો એ ઠીક ન કહેવાય.
છોકરાઓ જે હાજર હતા તેઓને શિક્ષકે ભણાવ્યા.
સારા માણસને નિંદવામા તમે શું સાર કાઢ્યો ?
હું તો તેમને જ કહીશ તેઓ તે માને કે નહિ તે હું ન કહી શકું.

અમદાવાદ તે મોટું શહેર છે; એથી હું ત્યાં રહેવું પસંદ કરું છું.

એ બે માણસોને આ કામ કરો. તેઓને જરૂર કરશે.
મોહનને આ કામ કરવું જોઇયે.
મેં સમયસર કામ કરી લેવું જોઇયે.
વિવાહના પ્રસંગે ગોરને બુલાવા ન જોઇયે.
સારા માણસોએ સારાં કામ કરવાં જોઇયે છિયે.
મગનને સમયસર નિશાળે આવવુ.

૬. સીધી અને પરોક્ષ રચના સમઝાવો ગુજરાતીમાં ક્યાં ક્યાં પરોક્ષ રચનાની છૂટ છે એ ઉદાહરણ સાથે બતાવો.

## ૫. રૂઢિપ્રયોગ

### શબ્દશક્તિ

વિચારો બતાવવા માટે આપણે વાક્યો પ્રયોજિયે છિયે. આ વાક્યો શબ્દોનાં બનેલાં હોય છે. શબ્દો જ્યારે વાક્યમાં પ્રયોજાય છે ત્યારે પદ કહેવાય છે. આપણે આ રીતે જે પદો પ્રયોજિયે છિયે તેઓમાં એક કરતાં વધુ અર્થ બતાવવાની શકિત હોય છે; જેમકે—

મારા **હાથમાં** ઘડિયાળ છે.

ઝાઝા **હાથ** રળિયામણા.

તમે તેને પાયમાલ કર્યો. બોલો, તમારા **હાથમાં** શું આવ્યું?

આ ત્રણે સ્થાનમાં વપરાયેલા હાથ શબ્દનો અર્થ વિચારો: એકમાં હાથ રૂઢ અર્થમાં છે, જે આપણને પરંપરાથી મળ્યો છે, શરીરના એક અંગ માટે; બીજામાં 'હાથ'થી 'હાથવાળા અનેક માણસો' એમ સ્પષ્ટ થાય છે,—કામ કરવાનું હોય અને ઘણા માણસ ભેળા થઈ જાય તો કામ તરત પૂરું થઈ જાય, એમ કહેવાનો એનો આશય છે.

ત્રીજામાં 'હાથમાં શું આવ્યું?' કહેવાથી 'તમે શો ફાયદો મેળવ્યો?' એ કહેવાનો આશય છે,—ત્યાં 'હાથ' શરીરના અંગને બદલે જુદો જ આશય બતાવે છે.

**અભિધા**—પરંપરાથી આપણે અમુક પ્રાણી, પદાર્થ, ગુણ, ક્રિયા વગેરે માટે સંકેત મેળવ્યો હોય છે તેનાથી જે અર્થ સ્પષ્ટ થાય છે તે એનો **વાચ્ય** અર્થ છે. વાચ્ય અર્થ આપનારી આ શકિતને **અભિધા**=જેમ છે તેમ જ કહેનારી કહેવામાં આવે છે. બીજી રીતે કહિયે તો વ્યાકરણ અને કોશથી આપણે જે જે શબ્દના જે જે સ્પષ્ટ અર્થ મેળવ્યા છે તે **અભિધા** શક્તિએ આપેલા વાચ્ય અર્થ છે.

વાચ્યાર્થના ત્રણ પ્રકાર છે : (૧) યોગ, (૨) રૂઢિ, અને (૩) યોગ-રૂઢિ. મૂળ ધાતુનો જે અર્થ હોય તે જ અર્થ એ ઉપરથી સાધિત થયેલા શબ્દમાં સચવાઈ રહ્યો હોય તે યોગ. મૂળ પ્રકૃતિમાં પ્રત્યયનો યોગ થવાથી આ શબ્દ સધાયેલા હોય છે. पच् ધાતુ=રાંધવું; એ ઉપરથી पाचक=રંધનાર, રસોયો, पाक=રંધાયેલું અનાજ.

જે શબ્દનું મૂળ મળતું જ ન હોય, અને સંકેતથી પરંપરાથી એ શબ્દનો ચોક્કસ અર્થ જ ઊતરી આવ્યો હોય, અથવા કોઈ એક મૂળ સાથે સંબંધ હોય, પણ એ મૂળ અને આ શબ્દના અર્થમાં કાંઈ પણ સંબંધ ન હોય, એવો શબ્દ એ અર્થમાં રૂઢિથી મળ્યો હોય છે. ગાય, બળદ, ભેંસ, બકરી વગેરે આવા રૂઢ શબ્દ છે.

યોગરૂઢિ તેથી સ્પષ્ટ થઇ જાય છે. મૂળના અર્થનો જરા સંકોચ થઈ એકમાં રૂઢ થયો હોય છે. पंकમાં જે બધું થાય તે पंकज કહેવાય, પણ માત્ર 'કમળ'ને માટે એ રહ્યો. ब्रह्म જાણે તે ब्राह्मण થાય, પછી એ માત્ર જનોઇધારી વિપ્રને માટે જ રહ્યો. આમ ત્રણ પ્રકારે આપણને શબ્દો મળે છે.

આ અભિધા; એવો અર્થ તે વાચ્યાર્થ.

લક્ષણા—ઉપર આપેલાં ત્રણ ઉદાહરણોમાં "ઝાઝા હાથ રળિયામણા "માં 'હાથ=હાથવાળાં માણસો' એમ અર્થવિસ્તાર, અને 'હાથમાં શું આવ્યું?=ફાયદો શો ઉઠાવ્યો' એમાં મૂળ શબ્દનો અર્થ જ નીકળી જવાનો; આમ વાચ્યાર્થનો વિસ્તાર અને વાચ્યાર્થનો તદ્દન લોપ થતાં વક્તાને એમાંથી જે લક્ષ્ય કરી કહેવું છે તેવો અર્થ તે લક્ષ્યાર્થ કહેવાય. અર્થની આ જાતની શક્તિને લક્ષણા કહે છે. લક્ષ્યાર્થ લેવામાં કારણ રૂઢિ=પ્રયોગની પરંપરાગત પ્રસિદ્ધિ અથવા કોઇ વિશેષ પ્રયોજન=આસપાસના પ્રકરણથી ઊભું થતું હોય એ છે. ઉપર અભિધાનો એક પ્રકાર રૂઢિ કહ્યો તે જેનું મૂળ નથી મળતું તેવા શબ્દોને માટે છે. એ શબ્દરૂઢિ છે, આ પ્રયોગરૂઢિ છે. શબ્દરૂઢિ વાચ્યાર્થ કહે છે,

પ્રયોગરૂઢિ લક્ષ્યાર્થ કહે છે. આવો આપણને રૂઢિપ્રયોગ (idioms) આપ્યા છે.

વ્યંજના—આપણે કહિયે કાંઈક અને એમાંથી વાક્યાર્થ સાથે કાઈ પણ સંબંધ ન રાખનારો ત્રીજો જ અર્થ નીકળી પડે તેને આપણે વ્યંગ્યાર્થ કહિયે છિયે. કોઈ અમુક વાત કહે તો આપણે કહિયે કે એ તો વ્યંગમાં કહે છે: એ કહે છે કાંઈ અને કહેવા માગે છે કાંઈ. જે કાંઈ એ કહેવા માગે છે, એનો કહેવાનો જે ધ્વનિ છે તે વ્યંગ્યાર્થ. આ વ્યંગ્યાર્થ આપનારી શક્તિ તે વ્યંજના.

"ઝાઝા હાથ રળિયામણા" એ આખા વાક્યનો આશય શો છે? આમાં 'હાથ' અને 'રળિયામણા' એ આપણને કાંઈ પણ કામ આવતાં જણાતાં નથી: એનો કહેવાનો આશય તો જુદો જ છે. 'બુદ્ધિશાળી અનેક માણસ એકત્રિત થયાં હોય ત્યાં એ બધાંની બુદ્ધિથી થયેલું કાર્ય સુંદર અને બધાને સંતોષ આપનારું થાય છે,' એમ આમાંથી વક્તા કહેવા માગે છે. આ વ્યંગ્યાર્થ થયો.

## રૂઢિપ્રયોગ

મુખ્ય તો લક્ષણાથી—પણ એમાં આ વ્યંગ્યાર્થની પણ મદદથી લોકમાં ચોક્કસ વિશિષ્ટ અર્થના ઝૂમખાં વપરાતાં આવ્યાં છે. આ ઝૂમખાંમાં મુખ્યત્વે તો શબ્દાર્થનો બાધ જ હોય છે; એટલે કે શબ્દોમાંથી થતો વાચ્ય અર્થ દૂર જ હોય છે; જેમકે—

"તારાથી હું ગળા લગી ધરાઇ ગયો છું."

"જલેબી જોઈ અને દાઢ સળકી."

"જરા દાણો દબાવી જુઓ."

આ ઉદાહરણોથી સ્પષ્ટ થશે કે પહેલા વાક્યમાં વક્તા અનાજ ખાઈ ગળા સુધી ધરાવાની વાત કહેવા માગતો નથી, પણ 'તારાં કૃત્યોથી હું કંટાળી ગયો છું' એવું કહેવા માગે છે; બીજા વાક્યમાં દાઢ સ્થાન ઉપરથી ખસી નથી, પણ 'ખાવા દિલ લલચાય' એમ

કહેલું છે; ત્રીજામાં ચૂલા ઉપર રંધાતી દાળ ચડી ગઇ છે કે નહિ એ તપાસી જોવા કહેવાનું નથી, પણ 'અમુક વ્યક્તિની તાકાત કે એવાની પરીક્ષા' કરવાનો આશય છે.

આ આપણા નિત્યના જીવનના—લોકોના માનસમાં વણાઇ ગયેલા પ્રયોગો છે. આ રૂઢિપ્રયોગો વક્તા અને લેખકના કહેવાના આશયને ખૂબ સબળ કરે છે. એનો થોડો પણ પરિચય આપણને ખૂબ જરૂરી છે.

## મહત્ત્વના પ્રચલિત રૂઢિપ્રયોગ

અક્કલ બહેર મારવી—બુદ્ધિ મંદ થઈ જવી
,, મારી જવી—મૂર્ખતા આવવી
,, નો બારદાન—બારદાનમાં માલ નથી હોતો, તેમ અક્કલ ચાલી ગઇ છે

અખત્તર ડાહ્યું—અર્ધત્તરં-અસ્વચ્છ-દોઢડાહ્યું
અખાડા કરવા—અખાડા=આંખ આડા—દીઠું ન દીઠું કરવું
અગિયારા ગણવા—નાસી જવું
અંકુશમાં રાખવું—કાબૂમાં રાખવું
અંગ તોડવું—સખત મહેનત કરવી
અંગારા ઊડવા—દિલમાં દાઝવું
અંગારો પાકવો—કુળનો નાશ કરનાર વંશજ નીવડવો
અંગૂઠો આપવો—અંગૂઠાની નિશાની કરી આપી કબૂલાત આપવી
અંગૂઠો બતાવવો—ના પાડવી
અછો અછો વાનાં કરવાં—સંપૂર્ણ ખાતરબરદાસ્ત કરવી
અંજળ પાણી—અન્ન-જળપાણી, અમુક જમીનનાં નસીબ-માં અન્નજળપાણી લખ્યાં હોય એ ભાવે ત્યાં જવાનું થાય ત્યારે આ વપરાય છે

**અઠે દ્વારકાં**—અઠે ( મારવાડી, અહીં ). અહીં જ દ્વારકાં. અમુક કાર્ય દૂર કરવા જવાનું હોય અને એ નજીકમાં જ સિદ્ધ થાય એવું હોય તો એ સ્થાન માટે કહેવાતું

**અડદ મગ ભરડવા**—જેમ આવે તેમ ધ્યાન રાખ્યા વિના ગમે એવું કરી બેસવું-કહી બેસવું

**અડધા થવું**—માનસિક રીતે ખૂબ કોચવાઇ જવું, શરીર ઘણુંખરું સુકાઇ ગયું છે તેવા ભાવે

**અણીનો વખત**—બારીક પ્રસંગ
**અંધારામાં રાખવું**—જાણવા ન દેવું
**અન્ન ને દાંતને વેર**—એવી ગરીબ સ્થિતિ થઇ જવી કે દાંત સુધી અનાજ ન જ પહોંચી શકે; અન્નના સાંસા

**અવળા પાસા**—ઊલટી સ્થિતિ, ધાર્યાં કરતાં વિપરીત
**અવળી પાઘડી**—દિવાળું કાઢવાની સ્થિતિ
**આંકડો નમવો**—અભિમાન ઊતરવું
**આંખ આડા કાન**—જોવું અણજોવું કરવું, જાણ્યા છતાં જતું કરવું—ઉપેક્ષા કરવી
,, **ઊઘડવી**—ભાન આવવું, સમઝ આવવી
,, **ઊંચી કરવી**—આંખ ઉઘાડીને જોવું (માંદાના વિષયે)
,, **ઠરવી**—સારી સ્થિતિ જોઇ સંતોષ અનુભવવો
,, **બતાવવી**—ધમકી આપવી
,, **માંડવી**—ધ્યાનમાં લેવું
,, **મીંચવી**—દરકાર રાખવી નહિ.
,, **મીંચાવી**—મરી જવું
**આંખમાં અમી**—અમૃત જેવી નજર

આંખમાં આંજવું—છેતરી જવું
,, ખૂંચવું—નહિ ગમવું
,, ધૂળ નાખવી—છેતરી જવું
આંખે અડવું—ના તરફ અણગમો થવો, અદેખાઈ આવે તેવી રીતે જોવાવું
,, પાટા બાંધવા—અન્યને ધ્યાન બહાર રાખી કામ કરી લેવું
આંખો ઊંચી ચડવી—ગુસ્સે થઈ જવું
આંગણું ઘસી નાખવું—અમુકને ઘેર વારંવાર જવું
આંગળાં કરડવાં—પસ્તાવો કરવો, ગમ ખાવી
આંગળી આપવી—જરા પણ ઉત્તેજન આપવું, પ્રવેશ થવા દેવો
આંગળીના વેઢા પર, આંગળીને ટેરવે—તૈયાર, ગણાવામાં તરત હાજર થઇ શકે તેવું
આંટીમાં લેવું—દાવપેચમાં નાખવું
આંધળા પાટા—અંધારામાં રાખી કામ સાધી લેવું
આંધળાને સૂઝે તેવું—અત્યંત સ્પષ્ટ
આંધળિયાં કરવાં—અવિચારી રીતે ઝંપલાવવું
આકાશ પાતાળ એક કરવાં—ભારે ધાંધલ મચાવી મૂકવી, મોટી ઊથલપાથલ કરવી.
આગ ઊઠવી—નાશ થવું, વ્યર્થ જવું, ભારે ગુસ્સે થવું
આગ લગાડવી—કજિયો કરાવવો
આગ વરસવી—અંતરમાં ખૂબ બળતરા થવી; ખૂબ ઈર્ષ્યા થવી; ઉનાળામાં તાપ પડવો
આઘું ઓઢવું—લાજ કાઢી દૂર રહેવું

આઘું જઇ પાછું પડવું—અવિચારી રીતે અમુક કામ કરવા માંડી પછી ન ફાવતાં નાસીપાસ થવું
આઘુંપાછું કરવું—ચાડીચૂગલી કરવી; દૂર કરવું, સંતાડવું
આઠ્ઠાલૂણું—તદ્દન તુચ્છ, નિરર્થક
આડખીલી—વચ્ચે વિઘ્નરૂપ
આડા પડવું—વચ્ચે વિઘ્ન કરવું
આડું પડવું—બે વચ્ચે રીસ થવી
આડું ફાટવું—વિપર્યાંતર કરવું
આડો આંક વાળવો—હદ કરી નાખવી, દિપાવવું
આદુ ખાઈને મંડવું—સતત કાર્યશીલ રહેવું; બીજાના અવગુણ જોયા કરવા
આબરૂના કાંકરા—માનપ્રતિષ્ઠાની હાનિ, ફજેતી
આબરૂ પર હાથ નાખવો—કોઈની પ્રતિષ્ઠા નષ્ટ થાય તેવું કરવું તે
આભ ફાટવું—જ્યાં આપત્તિ અચાનક આવી પડી હોય તેવું
આરતી ઉતારવી—કોઇને સારી રીતે માર મારવો
આહુતિ આપવી—જાતનું બલિદાન આપવું; પ્રાણ જતા કરવા
ઇડરિયો ગઢ જીતવો—ભારે મોટું પરાક્રમ કરવું
ઇતિશ્રી થવી—સંપૂર્ણ થવું, નાશ પામવું
ઈંડું ચડાવવું—આબરૂ મળે તેવું ઊંચું કાર્ય કરી બતાવવું
ઉઘાડે છોગે—જાહેર રીતે
ઉચાળા ભરવા—ઘરવખરી લઇ ચાલતા થવું
ઉપર આભ અને નીચે ધરતી—અંતરિયાળ જેવી સ્થિતિ
ઉપરનીચે થવું—ખૂબ આતુર થવું
ઊકળતું તેલ રેડાવું—મનમાં ભારે દુઃખ થવું

ઓહિયાં કરવાં—બીજાનું ઓળવી જવું
ઓકી દાટવું—મનમાંની વાત બહાર કાઢી નાખવી
ઓછું પાત્ર—નાલાયક, હલકી કોટિનું
ઓટલો વાળવો—નુકસાન કરી નાખવું
ઓરિયો વીતવો—સારો પ્રસંગ સફળતાથી પૂર્ણ થવો
કક્કો ખરો કરવો—લીધી વાત કબૂલ કરાવવી
કંકુના કરવા—શુભ શરૂઆત કરવી
કંકુને ચાંદલે—કોઈપણ જાતનો બદલો લીધા વિના કન્યા-
દાન કરવું એ
કડવા ઘૂંટડા ગળવા—અપમાન વગેરે સહન કરી લેવાં
કંઠે પ્રાણ—મરવા તૈયાર થઈ જવાની સ્થિતિ
કપાળ કૂટવું—નકામી મહેનત કરવી
કપાળે હાથ દેવો—નિરાશ થઈ બેસી રહેવું
કપૂરનું વૈતરું—સુખદ મહેનત
કબાડું કરવું—નીચતા કરવી, વ્યભિચાર કરવો
કમર કસવી—હામ ભીડવી
કરડવા દોડવું-ધાવું—અપમાન કરવું
કલાઇ કરવી—લૂંટી લેવું
કસોટીએ ચડવું—પરીક્ષા આપવી.
કાંઈ કાંઈ થવું—હૃદયમાં દુઃખના અવનવા ભાવ થવા
કાંકરો કાઢવો—દૂર કરવું
કાંત્યું પીંજ્યું કપાસ થયું—કરેલી મહેનત વ્યર્થ ગઈ,
જ્યાં મૂળ હતું ત્યાંના ત્યાં
આવી રહ્યા
કાંદો કાઢવો—ફાયદો મેળવવો
કાગનો વાઘ કરવો—કાંઈ ન હોય ત્યાં 'મોટું' સ્વરૂપ
આપી દેવું

કાગડા ઊડવા—કાંઈ બાકી ન રહેવું, ઉજ્જડ થવું
કાચા કાનનું—જેમ ભરમાવે તેમ ભમે એવું, મૂર્ખ
કાચું સોનું—ફળદ્રુપ જમીન
કાજળની કોટડી—કલંક લાગી જાય એવી સ્થિતિ
કાટલું કાઢવું—નફો મેળવવો; મારી નષ્ટ કરવું
કાન ઘરેણે મૂકવા—જેમ ભરમાવે તેમ ભમવું
કાનપટ્ટી પકડાવવી—કબૂલ કરાવવું
કાન પર હાથ મૂકવો—નાકબૂલ જવું
કાનનું કાચું—જેમ ભરમાવે તેમ ભમનારું
કાળજું ખાવું—ખૂબ પજવવું
કાળી ટીલી—કલંક, અપજસ
કાળું કરવું—કલંકિત થઈ દૂર જવું
કુહાડીનો હાથો—સ્વજનાદિકને જ હણનાર
કૂવામાં નાખવું—ઉતારવું-પાયમાલ કરવું
કૂવામાંનો દેડકો—સંકુચિત વિચારનું
કોકડું ગૂંચવાવું—કામની સૂઝ ન પડવી
કોઠું આપવું—દિલની વાત જાણવા દેવી
કોળિયો કરવો—બીજાનું ઓળવી જવું
ખબર લેવી—લઈ નાખવી-ખૂબ ઠપકો આપવો
ખાંડ ખાવી—બડાઈ મારવી
ખાટું મોળું થવું—બગડી જવું
ખાસડાં ખાવાં—ધિક્કારાવું, ઠપકો ખાવો
ખોડો કાઢવો—નાબૂદ કરવું
ગંગ નાહ્યા—કાર્યનો પાર પામ્યા
ગડગડિયું આપવું—બરતરફ કરવું, કાઢી મૂકવું
ગણેશ માંડવા—કાર્યનો આરંભ કરવો
ગરાસ જવો—કયો સ્વાર્થ નષ્ટ થવો

ગળામાં જોતરું ઘાલવું—કામમાં વિઘ્ન નાખનું એનું બીજું
કામ લેવું

ગળે પડવું—આળ મૂકવું, વળગી પડવું

ગાંઠ પડવી—વેર બંધાવું

ગાંઠે બાંધવું—ધ્યાનમાં રાખવું

ગાભા કાઢી નાખવા—સખત માર મારવો

ગોથું ખાવું—છેતરાવું

ગોળો ગબડાવવો—વિઘ્ન નાખવું

ગોપી થવી—અણધાર્યું વિઘ્ન આવી પડવું

ઘટસ્ફોટ કરવો—ખુલ્લું કરી નાખવું, ઉઘાડું પાડવું

ઘડો ફૂટવો—ખુલ્લું થઇ જવું, વાત જાહેર થઇ જવી

ઘડો લાડવો થવો—અંતિમ પરિણામ આવી જવું

ઘર ચલાવવું—સંસાર ચલાવવો

ઘર ભાંગવું—છૂટાછેડા લેવા

ઘાણ કાઢવો—સંહાર કરવો

ઘીકેળાં—સારો લાભ

ઘૂંટડા ગળી જવા—ખમી ખાવું

ઘોળીને પી જવું—ન ગણકારવું

ચકડોળે ચડવું—મન અસ્થિર થવું, વિચાર-વમળે ચડવું

ચકમક ઝરવી—અણબનાવ થવો

ચરણની રજ—આજ્ઞાપાલક સેવક

ચાંદલો ચોટવો—નુકસાની બેસવી

ચાંદલો કરવો—લગ્નસમયે ભેટ આપવી; ખર્ચમાં ઉતારવું

ચાર આંખ—સંપૂર્ણ સાવચેતી

ચાલતે ગાડે બેસવું—ચાલતા વિચારમાં સાથ આપવો

ચીંથરાં ફાડવાં—નકામો બચાવ કરવો; સમય એળે
વિતાવવો

ચીનનો શાહુકાર—પાકો ઠગારો
ચીલે પડવું—કામ સરળતાથી થવાની ક્રિયા
ચીલો પાડવો—નવો રિવાજ ચાલુ કરવો
ચૂડીઓ પહેરવી—સ્ત્રૈણ નીવડવું, બાયલા રહેવું
ચેપ લાગવો—અસર થવી, કુસંગ થવો
ચૌદમું રત્ન—મારની સજા
છાતી બેસી જવી—હિંમત હારી બેસવું
છાપરે ચડવું—ખૂબ ફુલાઇ જવું
છાપેલું કાટલું—સારી રીતે નિંદા પામેલું ખરાબ માણસ
છૂટાછેડા કરવા—પતિ પત્નીએ સંબંધ છોડી દેવો, તલ્લાક આપવી
છૂટાછેડા થવા—પ્રસવ થવો
છૂટી પડવું—નામુક્કર જવું, વ્યર્થ જવું
છેડો ફાડવો—છૂટાછેડા કરવા, તલ્લાક આપવી
છેલ્લે પાટલે—તદ્દન હલકી અને નિંદ્ય સ્થિતિમાં
જખ મારવી—પસ્તાવો થાય એવું કરવું (જખ=માછલું)
જડ કાઢવી—મૂળમાંથી નાબૂદ કરી નાખવું
જડબે-સુલાડ—ખૂબ સજ્જડ
જમણો હાથ—કામમાં સાચો મદદગાર
જીભ કાઢવી—કાયર થઈ જવું, કામ કરી થાકી જવું
જીવ ઉપર આવવું—મરણિયા થઈ કામ કરવું
જોડા મારવા—ખૂબ ઠપકો આપવો
ઝાડે જવું—હગવા જવું
ઝાડો જોવો—ઝડતી લેવી
ઝાટકી નાખવું—ખૂબ ઠપકો આપવો
ટકા જવા—આબરૂની આંટણી થવી, આબરૂ જવી
ટટ્ટુ ચાલવું—જેમ તેમ કરી કામ ચાલવું

ટાંકી લાગવી—કાર્યમાં ગતિ મેળવવી, કામ સૂઝવું
ટાઢા પહોરનું—મૂળ માથા વિનાની ગપ આપવું
ટાઢે પાણીએ ખસ જવી—વગર મહેનતે વિઘ્ન ટળી જવું
ઠરી ઠામ બેસવું—ધાંધલ મૂકી ઠાળે બેસવું, નિરાંત વાળી રહેવું
ઠાર મારવું—સદંતર સંહાર કરવો
ઠૂસ કાઢવી—થકવી દેવું
ઠોકર વાગવી—ભાન આવે તેવી અડચણ આવવી
ડંકો બજાવવો—યશસ્વી કાર્ય કરી બતાવવું
ડાટ વાળવો—સત્યાનાશ કાઢવું
ડિંગ મારવી—ગપ હાંકવી
ડૂચા કાઢી નાખવા—ભારે નુકસાન કરવું, ખૂબ થકવવું
ડૂબકી મારવી—કામમાંથી છટકી જવું
ઢળી પડવું—મરી જવું
ઢીલું મૂકવું—છૂટછાટ આપવી
ઢેઢ-ફજેતી—લોકમાં અવજ્ઞા થાય એવી સ્થિતિ
ઢોલ વાગવો—જાહેરાત મળવી
ઢોલકી બજાવવી—બીજા કહે એમ અનુસરીને કહેવું, હાજી હા કરવી
તડકો છાંયડો વેઠવો—દુઃખ સુખ સહન કરવાં
તણાઇ જવું—બીજા કહે એમ કરવું, શેહમાં દબાવું
તણાઇ મરવું—શક્તિ ઉપરવટ જઈ કામ કરવું
તરણાનો મેરુ—નાની વાતને મોટું સ્વરૂપ દેવું એ
તરવારની ધાર ઉપર રહેવું—ખૂબ સાવચેતીથી રહેવું
તળિયા-ઝાટક—મૂળમાંથી સાફ, સદંતર નષ્ટ
તાગડધિન્ના—મોજમઝા, રંગરાગ
તાળું દેવાવું—બંધ થવું; નિર્વંશ જવો

તેલ કાઢવું—થાકી જાય એવી રીતે કામ લેવું
તોબરો ચડવો—ભારેખમ થઈ રહેવું, મોં ચડાવી બેસવું
થપ્પડ ખાવી—માર ખાવો, નુકસાન ભોગવવું
થૂંક ઉડાડવું—નિંદા કરવી
થૂંકેલું ગળવું—બોલેલા બોલ પાછા ખેંચી લેવા
થૂલી ખંખેરવી—વાણીથી કે હથિયારથી માર મારવો
દમ કાઢી નાખવો—થાકી જાય એટલું કામ કરાવવું
દમ ખેંચવો—આસાએશ લેવી
દમ મારવો—ધમકાવવું
દહાડા ભરાઈ જવા—મોત આવવું
દાંત કાઢવા—હસવું
દાંતિયાં કરવાં—ખિજાઈ જવું
દાળમાં કાળું—છૂપું પાપ
દિનમાન ઊઘડવું—ચડતી દશા આવવી
દિલદારીનો શાહુકાર—મોટો ઠગ
દી ઊઠવો-ફરવો—પડતી દશા આવવી
દિશાએ જવું—હગવા જવું
દૂખણાં લેવાં—ઓવારણાં લેવાં
દોરી તૂટવી—આવરદા ખતમ થવી
ધજા બાંધવી—કીર્તિ ફેલાવવી; ખૂબ નિંદવું
ધાડ મારવી—ભારે મહત્ત્વનું કામ કરવું
ધુમાડાના બાચકા—ફોગટ મહેનત
ધૂળ કાઢવી-ખંખેરવી—ખૂબ ઠપકો આપવો
ધૂળ વાળવી—નિષ્ફળ કાર્ય કરવું, કાળપ લગાડવી
ધૂળધાણી—તદ્દન નિષ્ફળ
ધૂળ નાખવી—પાપ ઢાંકવું
ધૂળ ફાકવી—[illegible]

ધોયેલ મૂળો—જુઓ 'ઊભો મૂળો.'
નમતો દિવસ—પડતી
નાકલીટી ખેંચવી—માફી માગવી, પસ્તાવો કરવો
નાડ પકડવી—ખરું કારણ જાણવું
નીચી મૂંડીએ—શરમાઈ નીચી નજરે
નેવે મૂકવું—વિસારી મૂકવું
પગ થવા-આવવા—ચીજનું ચાલ્યા જવું
પગપેસારો—પ્રવેશ
પગ ભાગવા—નાસીપાસી આવવી
પડદો ખૂલી જવો—ભેદ-ભરમ ઉઘાડો પડી જવો
પથરો નાખવો—વિઘ્ન કરવું
પરસેવાનો પૈસો-પસીનાનો પૈસો—મહેનતની કમાઇ
પાકું પાન—ઘરડું
પાઘડી બંધાવવી—વાહવાહ કરવી; આળ ચડાવવું
પાછા થવું—મરી જવું
પાછી પાની કરવી—પાછા હઠવું
પાછું વાળીને જોવું—વિચારવંત થવું
પાટિયાં દેવાવાં—ભારે નુકસાની વેઠવી
પાણી જવું—બેઆબરૂ થવું
પાણી ફેરી વળવું—મહેનત વ્યર્થ જવી
પાણીમાં જવું—રસાતલ થવું, નિષ્ફળ જવું
પાણીચું આપવું—બરતરફ કરવું
પાયો રેસવો—ટેકો આપવો
પુષ્પાંજલિ આપવી—માર મારવો
પૂળો મૂકવો—નાશ કરવો
પેટ પર છરી મૂકવી—કોઈની વૃત્તિ છોડાવવી
પેટમાં રાખવું—વાત છુપાવવી

માંખ મારવી—આળસુ થઇ બેસી રહેવું
માથાનો ઘા—આકરું અપમાન
માથું ઊંચકવું—સામે થઇ બોલવું
માથે પડવું—ભારરૂપ થવું
માથામાં મારવું—વળગાડવું, અપમાન સંભળાવવું
મીનમેખ(-ખ) નહિ—શંકા વિનાનું
મેખ મારવી—ચોક્કસ કરી આપવું
મેથીપાક—માર
મોંમાથું—મૂળ
મોગલા થવું—કુલક્ષણી બનવું
મોતિયા મરી જવા—નાસીપાસી આવવી
મોર મારવો—મોખરે રહેવું, અગ્રપદે કામ કરવું
રગ પકડવી—મૂળ વાત પકડવી
રંગ રાખવો—પરિસ્થિતિને ઉચ્ચની ઉચ્ચ રાખવી, શોભા રાખવી
રજનું ગજ—ખૂબ વધારીને કરેલી વાત
રડતી સૂરત—ઉદાસ મોવાળું
રસાતળ જવું—વિનાશ પામવો
રાગે પડવું—સરાડે ચડવું, વ્યવસ્થિત થવું
રાતનો રાજા—રાતે જાગી કામ કરનાર; ચોર
રાતું પીળું થવું—ક્રોધ કરવો
રામ રમી જવા—પ્રાણ ચાલ્યા જવા, મરી જવું
રામરાજ્ય—સુખ-સુલેહશાંતિવાળી સ્થિતિ
રામબાણ—અકસીર, સચોટ
રામાયણ કરવી—વાતને વધારી મૂકવી
રેચ આપવો—દમદાટી આપવી, ડરાવવું
રેવડી દાણાદાણ કરવી—ખૂબ બેઆબરૂ કરવું

રોદણાં રડવાં—દુઃખની વાત કહી બતાવવી
લઈ ઊઠવું—સળગી ઊઠવું; ખૂબ ઉશ્કેરાવું
લમણાં ઝીંકવાં—નકામી વાતો કરવી
લાંબા થઈ જવું—ખોટ ખાઈ બેસવું; હારી બેસવું
લાંબો હાથ કરવો—દાન આપવું
લાકડે માંકડું વળગાડવું—વિરુદ્ધ સ્વભાવનાં બે જણાંને ભેળાં જોડી દેવા
લાડવો ખાવો-મેળવવો—ફાયદો કરવો
લીલું કરવું—ઉજાળવું (વ્યંગમાં); અપજસનું કામ કરવું
લોચા વાળવા—બોલતાં થોથરાવું; હિસાબમાં ગડબડ કરી નાખવી
લોટો લૂટવો—છીનવી લેવું
વખારે નાખવું—દૂર કરવું, ધ્યાન ન આપવું
વરાળ કાઢવી—મનનો રોષ બહાર જણાવવો
વહેતું મૂકવું—દૂર કરવું, જતું કરવું
વળતાં પાણી—ઘડપણ
વાંકો વાળ—હરકત
વાંસ ફરવો—ઘર ઉજ્જડ થઈ જવું
વા, વાયરો વાવો—ફેલાવો થવો
વાઘ મારવો—બહાદુરીનું કામ કરવું
વાદળ તૂટી પડવું—દુઃખ આવી પડવું
વીસ વસા—સંપૂર્ણ
વેઠિયાવેઠ કરવી—મન વિના કરી કામ બગાડવું
વેતરણ કરવી—મેળ ઉતારવો, યોજના કરવી
શિંગડાં માંડવાં—સામા થવું
શેર લોહી ચડવું—આનંદિત થવું
શ્રીગણેશ—શરૂઆત, આરંભ

હલકું કરવું—માર મારવો
હલકું પેટ—તુચ્છ માણસ, મનમાં વાત ન રાખી શકનાર
હવાઇ કિલ્લા—અશક્ય આશા
હાંડલાં કુસ્તી કરે છે—ખૂબ ગરીબ સ્થિતિ છે
હાજરી લેવી—સપડાવવું
હાજી હાજી કરવું—ખુશામત કરવી
હાડકાં રંગવાં-ખોખરાં કરવાં—માર મારવો
હાડનો હરામ—આળસુ
હાથ ઉઠાવવો—હક્ક જતો કરવો
હાથ કાળા કરવા—કલંક આપનારું કામ કરવું
હાથ ધોવા—નિરાશ થવું
હાથ હેઠા પડવા—નિરાશા મળવી
હાથરસ ઉતારવો—માર મારવો
હિસાબ આપવા જવું—મરી જવું
હિસાબ લઈ નાખવો—ધમકાવવું; ઝડતી લેવી
હોળી કરવી—ધાંધલ મચાવવી
હોળીનું નાળિયેર—આપત્તિ પહેલી વહોરી લેનાર

દિશાસૂચન પૂરતા અહીં આ થોડા રૂઢિપ્રયોગ આપ્યા છે. મૂળ શબ્દનો વાચ્યાર્થ જાણીતો હોવાથી માત્ર બાજુમાં એનો લક્ષ્યાર્થ જ આપવામાં આવેલ છે. આવા તો હજારો રૂઢિપ્રયોગ લોકમાં જાણીતા છે. પ્રત્યેક વ્યક્તિ દરરોજ નિત્યની ભાષામાં આવા સેંકડો રૂઢિપ્રયોગ કરતો હોય છે. આ રૂઢિપ્રયોગોના વ્યવસ્થિત વાપરથી વક્તા તેમજ લેખકનું વક્તવ્ય તેમ લેખન વધુ સચોટ અને મર્મસ્પર્શી થઈ શકે છે. એ માટે એઓનું વ્યવસ્થિત જ્ઞાન ઘણું જરૂરી છે.

## ૬. કહેવતો

લોકોમાં એ તો અત્યંત સામાન્ય વસ્તુ છે કે પોતાની ઉક્તિને સચોટ અને મર્મસ્પર્શી કરવાને માટે જેમ રૂઢિપ્રયોગોનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે તે પ્રમાણે પ્રચલિત લોકોક્તિઓનો પણ બહોળો ઉપયોગ કરવામાં આવે છે. આ લોકોક્તિઓ તે જ કહેવતો. કહેવતો એ સર્વસામાન્ય સત્ય બતાવે છે. પૂર્વના પ્રકરણમાં "ઝાઝા હાથ રળિયામણા" એ એનો દાખલો છે. "એક કરતાં બે ભલા"— એક માનવી કોઈ કાર્ય સાધવાને જતો હોય એમાં મદદગાર તરીકે બીજો માનવી જાય તો કાર્ય વધુ સરળતાથી થાય, એ સામાન્ય સત્યને વધુ ચોક્કસ કરતી "ઝાઝા હાથ રળિયામણા" કહેવત છે. શ્રમસાધ્ય કામ કરવાનું હોય અને એમાં વિશેષ માણસો મદદગાર થાય તો કાર્ય વહેલું અને સરળ થઈ પડે છે. પ્રસંગ પરત્વે આથી ઊલટો આશય આપનારી પણ કહેવતો હોય છે, જે પણ એવા જ વ્યાપક સત્યની જ વાત કરતી હોય છે. "બગડે બે" અને "ઝાઝી સુયાણીએ વેતર વણસે" એ કહેવતો એવી છે. આમાં માત્ર બુદ્ધિના કાર્યની વાત છે. એક કામ એકની બુદ્ધિએ વ્યવસ્થિત રીતે ચાલતું હોય તેમાં બીજાની ડખલ ઊભી થતાં કામ વણસે છે. આમ પ્રસંગની વિશિષ્ટતાનો ખ્યાલ રાખી કહેવતો આપણે સમઝપૂર્વક લોકમાં પ્રયોજતા હોઈએ છીએ.

લોકોક્તિ એ વાણીનો અલંકાર છે. ('અલંકાર' વિશે જુઓ આ પછી પ્રકરણ ૧૫મું.) ઉક્તિને સચોટ અને સબળ બનાવવાને માટે જ્યારે કાંઈ દૃષ્ટાંત આપવાનું હોય, એક સરખી બે વાત યુક્તિથી રજૂ કરવાની હોય, પ્રસ્તુત ન હોય એવી કોઈ વસ્તુ સમર્થન માટે રજૂ કરવાની હોય, તેમ પ્રથમ અર્થને સબળ કરવા બીજું નિત્યવિધાન

રજૂ કરવાનું હોય ત્યારે આવી લોકોક્તિઓ પ્રયોજવાનું બને છે; જેમકે શામળે રચેલા 'રાવણ-મંદોદરી-સંવાદ'માં રાવણની જુદી જુદી પ્રજા રાવણની આડાઈ જોઈ એને વારવાને માટે સલાહ આપે છે ત્યારે—

"સલાટ કહે : શાણા છો સઉકો, વેદ-વચનની વાણી છે.
સીતાજીને સી જાણો પણ, રામ તણી એ રાણી છે.
એના શાપથી ઊધ્વસ્ત થાશે, હંશ થકી બહુ હાણી છે.
રંકનું કહ્યું રાવણ કેમ માને ? "પથ્થર ઉપર પાણી છે."
સાંભળિયો કહે : સઉ જાણો છો જુગતી એક લાગ્યો છે જાણી.
એને ગમતું આપણ બોલો, વખાણ કરો વિધવિધની વાણી.
શિખામણ દઈને થાકી છે રાવણની મંદોદરી રાણી.
ધર્મ જ વાતે ધર્મ જ થાશે, "દૂધનું દૂધ ને પાણીનું પાણી."

× × × × ×

કવિ કહે : કર્મ લખ્યું તે થાશે, નિશ્ચે વાત ન થાયે નવી.
વૈરભાવે અધિપત અવતરિયો તો સીતા હરવા ખૂબ હવી.
જદુપતિ સાથ જીતે નહિ કોઈ, જો પશ્ચિમમાં ઊગે રવિ.
"જયાં ગત નહિ સૂરજ ચંદની ત્યાંસુધી ગત કરતા કવિ."

"પથ્થર ઉપર પાણી," "દૂધનું દૂધમાં અને પાણીનું પાણીમાં," અને "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ લોકોક્તિઓ તે તે વક્તાના મોઢામાં પોતાના કથનને સચોટ અને સબળ કરવા કહેવામાં આવી છે.

અહીં એ માટે કેટલીક આપણા નિત્યના ઉપયોગની કહેવતો આપવામાં આવે છેઃ

અકર્મીનો પડિયો કાણો.
અજવાળી તોયે રાત.
અજાણ્યો ને આંધળો બરાબર.
અણબોલાવ્યો બોલે તે તણખલાને તોલે.

અણીનો ચૂક્યો સો વરસ જીવે.
અન્ન જિવાડે ને અન્ન મારે.
અન્ન તેવા ઓડકાર
અપવાસીને ઘેર ઢોકળાં.
આગે આગે ગોરખ જાગે.

આડે લાકડે આડો વાઢ-વેહ.
આપ ભલા તો જગ ભલા.
આપસમાન બળ નહિ, મેઘસમાન
જળ નહિ.
આભ ફાટ્યું ત્યાં થીગડું ક્યાં દેવું?
આવ્યાં મળવા, તો કહેઃ બેસો દળવા.
આશા અમર છે.
ઉતાવળા સો બહાવરા, ધીરા સો
ગંભીર.
ઉંદર ફૂકતો જાય ને કરડતો જાય.
ઉજળે લૂગડે ડાઘા લાગે.
ઉજડ ગામમાં એરંડો પ્રધાન.
ઊને પાણીએ ઘર બળે નહિ.
ઊલટો ચોર કોટવાળને દંડે.
ઊસમાંથી ચૂલમાં.
ઊંટ મરે ત્યારે મારવાડ સામું જુએ.
ઊંટના ઢેકા વાંકા.
ઊંટનાં અઢારે વાંકાં.
ઊભો સાઠો સો મણ ભાર ઝીલે.
ઊંઘનું ઓસડ નહિ.
એક કાંકરે બે પક્ષી.
એક ઘા ને બે ફાડ.
એક નર ને સો હુનર.
એક પંથ દો કાજ.
એક મ્યાનમાં બે તલવાર ન સમાય.
એક હસવું ને બીજી હાણ
એક હાથે કરવું, બીજે હાથે ભોગવવું.
એની લાકડી ને એનો બરડો.
ઓછું પાત્ર ને અદકું ભણ્યો,
વઢકણી વહુએ દીકરો જણ્યો.
ઓળખીતો સિપાઈ બે ઠોંસા વધુ મારે.
આંખનું આંજણ ગાલે ઘસ્યું.
આંધળો ઓકે ને દસને રોકે.
કજિયાનું મોં કાળું.
કજિયાનું મૂળ હાંસી, રોગનું મૂળ
ખાંસી.
કડવું ઓસડ મા પાય.
કધાન કેળવીને ખાવું.
કપાસિયે કોઠો ફાટે નહિ.
કમાઉ દીકરો કુટુંબને વહાલો.
કરકસર એ બીજો ભાઈ.
કરણી એવી પાર-ઉતરણી.
કરે એવું પામે, વાવે એવું લણે.
કરશે હાથે તે ખાંધશે સાથે.
કર્યું તે કામ, વીંધ્યું તે મોતી.
કાગનું બેસવું ને તાડનું પડવું.
કાણિયા નર કોક સાધુ.
કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.
કુંભાર ખિજાય ત્યારે ગધેડાના
કાન ઉમેળે.
કૂતરાનો સંઘ કાશી જાય નહિ.
કૂણું ઝાડ જેમ વાળિયે તેમ વળે.
ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી.
ખાટી છાશ ઉકરડે નખાય.

ખાડો ખોદે તે પડે.
ખાટલે મોટી ખોડ કે પરથમ પાયા નહિ.
ખાળે ડૂચા ને બારણાં ઉઘાડાં.
ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ.
ગઈ આબરૂ પાછી ન આવે.
ગઈ તિથિ જોશી ન જુએ.
ગરજ સરી એટલે વૈદ વેરી.
ગરજે ગધેડાને બાપ કહેવો પડે.
ગરથ ગાંઠે, વિદ્યા પાઠે.
ગરીબનું નસીબ ગરીબ.
ગામને મોઢે ગળણું બંધાય નહિ.
ગામનો ગોર ને પાદરનું તીરથ.
ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય.
ગાળે ગૂમડાં ન થાય.
ગોર પરણાવી આપે, કાંઈ ઘર ચલાવી ન આપે.
ગોળ નાખે તેવું ગળ્યું થાય.
ગોળ વિના મોળો કંસાર, સ્ત્રી વીના સૂનો સંસાર.
ઘઉંની કણક જેમ કેળવે તેમ કેળવાય.
ઘરડાં ગાડાં વાળે.
ઘરના ભૂવા ને ઘરના જાગરિયા.
ઘાંચીનો બળદ ઠેરનો ઠેર.
ઘી ઢળ્યું તો કહે: ખીચડીમાં.
ઘેલી સાસરે જાય નહિ, જાય તો પાછી આવે નહિ.
ઘેલીને માથે ઘડો.
ઘોડાની ઓગઠમાં ગાય નસે.
ઘોડા દોડે ત્યારે કાનસૂળીનો ફેર.
ઘોડો ઘોડાના રૂપને દોડે.
ચડ જા બેટા શૂળીએ.
ચમડી તૂટે પણ દમડી ન છૂટે.
ચાર મળે ચોટલા તો વાળો ભીંડે ઓટલા.
ચીભડાંના ચોરને ફાંસીની સજા.
ચોરની મા હાંડલામાં રુએ—કોઠીમાં રુએ.
ચોરની નજર ચાર, ધણીની બે.
ચોરની માને ભાંડ પરણે.
છછુંદરના છયે સરખાં.
છાશમાં માખણ જાય ને વહુ ફૂવડ કહેવાય.
છાશ લેવા જવી ને દોણી સંતાડવી!
છીંડે ચડ્યો તે ચોર.
છોરુ કછોરુ થાય, પણ માવતર કમાવતર ન થાય.
જણે તેટલાં જીવે નહિ.
જણે તે જોગવે ને પડે તે ભોગવે.
જર જમીન ને જોરુ એ કજિયાનાં છોરુ.
જાગ્યા ત્યાંથી સવાર.
જાત વિના ભાત પડે નહિ.

જાનમાં કોઈ જાણે નહિ, ને હું વરની ફુઈ, ગાડે કોઇ ઘાલે નહિ ને દોડી દોડી મૂઈ.
જે ન કરે મા ને બાપ તે કરે શેક ને તાપ.
જે ગામ જવું નહિ તેની સીમ શી પૂછવી?
જેના દીકા ન મૂઆ તેના માર્યા શું મરે?
જેને ગાડે બેસિયે તેનાં ગીત ગાઇયે.
જેને નહિ લાજ તેને સીધું રાજ.
જેવો જસલો જોગી તેવી માલી મકવાણી.
જેવો દેશ તેવો વેશ.
જોશીના પાટલે ને વૈદ્યના ખાટલે.
જોશી ડોશી ને વરેમાર્યું એ ફોગટિયાં
ઝાઝે રાંકે ખોળ મોઘો.
ઝાઝે લાકડે ઝાઝી આગ.
ઝેરના ઘૂંટડા જીરવવા બહુ કઠણ છે.
ઝેરનાં પારખાં ન હોય.
ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં.
ટપટપનું શું કામ? રોટલાથી કામ.
ઠોકને વતરણાં ઝાઝાં.
ડાકણ પણ બે ઘર પરહરે.
ડાહીના ઘેલા ને ઘેલીના ડાહ્યા.
ડુંગરા દૂરથી રળિયામણા; પાસે જઇયે તો પહાણા.
ડૂબતો માણસ તરણું ઝાલે.
ડોશી મૂઆની બીક નથી; જમ ઘર જોઇ જવાની બીક છે.
તાતે ઘાએ મલમપટો.
તરત દાન ને મહાપુણ્ય.
તીર્થે સૌ મૂંડાય.
ત્રાંબિયાની ડોશી ને ઢબુ મૂંડામણ.
થોડે નફે બહોળો વેપાર.
દગો કોઈનો સગો નહિ.
દયા ડાકણને ખાય.
દહાડે દિવળું નહિ ને મસીદે ખાતર નહિ.
દાતાર કરતાં સૂમ ભલો.
દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.
દીકરી ને ઉકરડી, વધતાં વાર શી?
દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય.
દીઠા દેવ ને પૂગી જાત્રા.
દીવા પાછળ અંધારું.
દુઃખનું ઓસડ દહાડા.
દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં.
દૂધનો ઊભરો કેટલી ઘડી રહે?
દૂધનો દાઝ્યો છાશ પણ ફૂંકીને પીએ.

દૂબળો સિપાઈ દેહવાડે શૂરોપૂરો.
દે, દામોદર, દાળમાં પાણી.
દેવ ગયા તો કહે : પૂજા ટળી.
દોડે તે થાકે.
ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને અરીસામાંયે ન સૂઝે.
ધણી વગરનાં ઢોર સૂનાં.
ધરમની ગાયના દાંત ન જોવાય.
ધોબીનો કૂતરો નહિ ઘરનો નહિ ઘાટનો.
નકલમાં અક્કલ નહિ.
નમે તે સૌને ગમે.
નબળો ધણી બૈયર પર શૂરો.
નબળો સબળાને ગુણ કરે એ આટાલૂણમાં જાય.
ન બોલ્યામાં નવ ગુણ.
નવરો નખોદ વાળે.
નાગાની નવટાંકી ભારી.
નાગાં જણ્યાં ને કદોરે લાભ.
નાગો નહાય શું, નિચોવે શું !
નાચવું નહિ ત્યારે આંગણું વાંકું.
નાને મોઢે મોટો કોળિયો ન ભરાય.
નેવનાં પાણી મોભે જાય નહિ.
પગ મોટા તે અકર્મી, શિર મોટું તે સકર્મી.
પરેલની શિખામણ પાધર સુધી.

પડ પદાણા પગમાં.
પહેલો સગો પડોશી.
પાડાની પીડ ભેંસ ન પ્રાસવે.
પાઈની પેદાશ નહિ ને ઘડીની ફુરસદ નહિ.
પાઘડીના વળ છેડે.
પાણી પીને ઘર પૂછવું.
પારકા ભાણામાં લાડવો મોટો.
પારકી આશ સદા નિરાશ.
પારકી મા કાન વીંધે.
પુણ્યે પાપ ઠેલાય.
પુત્રનાં લક્ષણ પારણામાં જણાય.
પેગડે પગ ને બ્રહ્મ-ઉપદેશ.
પેટનો બળ્યો ગામ બાળે.
પોલું દેખે ત્યાં સૌ પેસે.
પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય.
ફૂલબાઈના કાંટામાં ફોદા ન હોય.
ફૂલ નહિ ને ફૂલની પાંખડી.
બહુ-તાંતણ બળિયું.
બળિયાના બે ભાગ.
બાપના કૂવામાં બૂડી ન મરાય.
બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.
બાર ગાઉએ બોલી બદલાય.
બાંધી મૂઠી લાખની, ઉઘાડી વા ખાય.
બેની લડાઈમાં ત્રીજો ફાવે.
બોલે નહિ ને બોળા મારે.

ભણે તે ભૂલે ને ચડે તે પડે.
ભલું થયું ભાંગી જંજાળ.
ભસતા કૂતરા કરડે નહિ.
ભાગ્યશાળીને ભૂત રળે ને અક-
મીંની બાયડી મરે.
ભાણે ભારમાં ને વહુ લાજમાં.
ભાવતું હતું ને વૈદે કહ્યું.
ભીખનાં હાંડલાં શીકે ચડે નહિ.
ભીંજવ્યું એટલે ભદરાવ્યે છૂટકો.
ભૂખી નોતરી ને કાખમાં ભાણું.
ભૂખ્યાને કાંઈ ન દૂખ્યું.
ભેંસનાં શિંગડાં ભેંસને ભારે.
મનમાં ચંગા તો કથરોટમાં ગંગા.
મરણ મોઘું ને મેહની કોઈને
માલૂમ નહિ.
મહેતો મારે ય નહિ ને ભણાવે ય
નહિ.
મારે તેની તલવાર.
માગ્યા વગર મા પણ ન પીરસે.
માલ ઉપર જકાત છે.
માંરવો ઉંદર ને ખોદવો ડુંગર.
માંડ કરી માળે ચડાવ્યાં ટહુકા
શું કરે?
મૂળજીભાઈ મૂળમાંથી જ નથી.
મોઈ ભેંસના મોટા ડોળા.
મોટા એટલા ખોટા.
મોટાં છોરુ સાસરે સારાં.
મોરનાં ઈંડાં ચીતરવાં ન પડે.
રાજાની રાણી, છાણાં વીણતી
આણી.
રાત થોડી ને વેશ ઝાઝા.
રાંડીપુતર શાહજાદા.
લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે
મોં ધોવા જાય.
લાક્ડું લાકડાને વળે તૂટે.
લાડી ને પાડી નીવડ્યે વખાણ.
લાલો લૂંટાવ તો કહે: લાભે લોભે.
લૂંટાયા પછી ભય શો?
વર વરો (કે મરો), કન્યા વરો (કે
મરો), ગોરનું તરભાણું ભરો.
વહેલો તે પહેલો, ભૂલે તે ઘેલો.
વાછડી વરતમાં ગઈ.
વાજતું ગાજતું માંડવે આવ્યું.
વાટ્યું ઓસડ ને મૂંડ્યો જોગી,
એની જાત ન જણાય.
વાડ વિના વેલો ચડે નહિ.
વાર્યા ન વળે, હાર્યા વળે.
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
શરીરે સુખી તે સુખી સર્વ વાતે.
શીરા સારુ શ્રાવક થવું.
શેઠની શિખામણ ઝાંપા સુધી.
સઈનો દીકરો જીવે ત્યાંસુધી સાંધે.
સર્પ મરે નહિ ને લાઠી ભાંગે નહિ.
સત્તા આગળ શાણપણ કેવું?

સર્પ ગયા ને લિસોટા રહ્યા.
સંઘર્યો સાપ પણ કામનો.
સાચને આંચ નહિ
સાઠે બુદ્ધિ નાઠી.
સારામાં સૌનો ભાગ.
સીંદરી બળે પણ વળ ન છોડે
સુકા ભેળું લીલું બળે.
સૂંઠને ગાંગડે ગાંધી ન થવાય.૦
સૂતો સાપ જગાડવો નહિ.
સોંઘુ મોંઘા માટે.
સ્ત્રીની બુદ્ધિ પાનીએ.
હાજર સો હથિયાર.
હાથ પોલો તો જગ ગોલો.
હાથનાં કર્યાં હૈયે વાગે.
હાથી તોળાય ત્યાં ગધેડાં સાધણમાં
જાય.
હાથે તે સાથે.
હાથ દેતાં પોંચો પકડ્યો.
હૈયે હોય તે હોઠે આવે.
હોઠ સાઝા તો ઉત્તર ઝાઝા.

આ કહેવતો લોકમાં ઘણી જાણીતી છે. એવી બીજી અનેક આપણે નિત્ય પ્રયોજતા હોઇયે છિયે. વળી પ્રસંગ પરત્વે આપણે નવી પણ ઉપજાવી શકિયે; જેમકે—

વિમાન ઊડે ત્યારે આભ ગાજે.
વીજળીનો ઝળહળાટ આંખને તાજે.
રસ્તાની રોશની ગામને ખર્ચે.
રેલના પાટા સીધાસટ.
બંદૂક એકને મારે, તોપ ગામ
ઉજાડે.
નવરા બેઠા પરડ હાંકે.
જગાતની બારી લોહી પીનારી
પઠાણની યારી પ્રાણ હરનારી
ડંડાવાળા સૌના દાદા.
મિલના સંચા ગામ ગજવે.
સંચાનો પેટ કાળનો બેટો.
પોલિસનું તેડું કાળનું નેડું
(=નજીક હોવાપણું).

લેખકની પ્રતિભા એનાં અનુભવ અને દર્શનમાંથી આવાં વ્યાપક સત્યોને ખોળી કાઢે છે, અને એવી કહેવતો પછી લોકમાં વ્યાપક બની જાય છે.

## અભ્યાસ

૧. કહેવતો એટલે શું ? એનો ભાષામાં કેવા પ્રકારનો ઉપયોગ છે એ દસ ઉદાહરણ આપી સમઝાવો.

૨. નીચેની કહેવતોના અર્થ સમઝાવો. શક્ય હોય ત્યાં એના ઉપરની નાની નાની વાતો પણ આપો.

અજવાળી તોયે રાત. ઊલમાંથી ચૂલમાં. એક પંથ દો કાજ. દજિયાનું મોં કાળું. ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી. ગાજ્યા મેહ વરસે નહિ. ઘરડાં ગાડાં વાળે. છછુંદરનાં છયે સરખાં. જાગ્યા ત્યાંથી સવાર. ડાહીના ઘેલા ને ઘેલીના ડાહ્યા. દયા ડાકણને ખાય. પહેલો સગો પડોશી. પાઘડીના વળ છેડે. પેટનો બળ્યો ગામ બાળે. ભલું થયું ને ભાંગી જંજાળ. મારે તેની તલવાર. રાંડીપુતર શાહજાદા. વાછડી વરતમાં ગઈ. વાડ વિના વેલો ચડે નહિ. હાજર સો હથિયાર.

## ૭. પત્ર-લેખન

જ્યારથી આપણે આપણો ઇતિહાસ મેળવિયે છિયે તે ઘણા જૂના સમયથી એ ઘણી જાણીતી વસ્તુ છે કે લોકો સામાજિક વ્યાવહારિક કે રાજકીય કાર્યોના સંબંધમાં પત્રલેખન કરતા આવ્યા છે. આજે આપણે વ્યવહારનાં સાધનોની વિપુલતાને કારણે પત્રલેખનનો ખૂબ વિકાસ સાધી શક્યા છિયે એ ખરું, પણ તેથી આ કળા આ જમાનામાં જ આપણે સાધી શક્યા છિયે એ બરોબર નથી. આપણે સાં 'પત્રલેખન'ને સંસ્કૃત પરિભાષામાં 'લેખ' કહેવામાં આવે છે અને એના વિવિધ પ્રકારોનો ખ્યાલ આપનાર લેખપદ્ધતિ શબ્દ પ્રયોજવામાં આવે છે. જૂના જમાનામાં ખેપિયા-દ્વારા પત્ર મોકલવામાં આવતા હતા; આજે મુખ્ય સાધન ટપાલખાતું છે. માત્ર નજીકનાં સ્થાનોમાં અથવા જ્યાં ટપાલનું સાધન ન હોય તેવાં ગામડાંમાં માણસનો ઉપયોગ કરવામાં આવે છે.

પત્રલેખનનું જૂનું સ્વરૂપ થોડા જૂની પદ્ધતિના લોકો અને જૂની ઘરેડમાં ટેવાયેલા વેપારીઓ સિવાય હવે પ્રચારમાં બહુ રહ્યું જણાતું નથી. પશ્ચિમની પત્રલેખન-પદ્ધતિએ ભણેલી પ્રજામાં નવીન પદ્ધતિનો બહોળો પ્રસાર કર્યો છે, અને તેથી નાની ચિઠ્ઠી-ચબરકીથી લઈ છેક અરજીઓ અને વર્તમાનપત્રકારના પત્રો સુધીમાં નવી પદ્ધતિએ પત્રલેખન કરવામાં આવે છે. આ સર્વસામાન્ય વસ્તુ થઈ ચૂકી હોવાથી નવા પ્રકારની પત્રલેખન-પદ્ધતિ આપણે જાણવી જરૂરી બને છે. જૂની પદ્ધતિની પણ અમુક પ્રકારની મઝા છે જ. એ વિશે આવશ્યક સૂચના-નમૂના આ પાઠને છેક છેડે આપવામાં આવશે.

## પત્રોના પ્રકાર

પત્રોના મુખ્ય ત્રણ પ્રકાર પડે છે :

૧. ખાનગી પત્રો ( સગાંવહાલાં, મિત્રો અને સંબંધીઓ સાથેના ),
૨. ધંધાદારીને લગતા પત્ર, અને
૩. રાજકીય સંબંધના પત્ર.

આ ત્રણે પ્રકારના પત્રોને પોતપોતાની ખાસિયત હોય છે; આમ છતાં અમુક વસ્તુ ત્રણેમાં સરખી પણ હોય છે, તે શરૂઆત સંબોધન પત્રદેહ પત્રાંત અને સરનામું.

શરૂઆત—કોઈ પણ પ્રકારના પત્રનો આરંભ કરતાં જમણી બાજૂ મથાળે લેખકના ઘરનું ઠેકાણું, ગામ, જિલ્લો અને તારીખ લખવામાં આવે છે; જેમકે—

ઘર નં. ૨૦૭૫, મોગલકોટ
નડિયાદ ( ખેડા જિલ્લો )
તા. ૭ મી જુલાઇ, ૧૯૪૫

ઘર નં. ૧૫-૧૭, ત્રીજે માળે, રૂમ નં. ૬૪
મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઈ નં. ૧
તા. ૭ મી જુલાઈ, ૧૯૪૫

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
પોસ્ટ બૉક્સ નં. ૨૩, ભદ્ર, અમદાવાદ
તા. ૭ મી જુલાઈ, ૧૯૪૫

પત્ર મોકલનારે પોતાનું સરનામું ટૂંકમાં પણ સ્પષ્ટ લખવું જોઇયે. એનાથી લાભ તો એ છે કે જે માણસને આપણે એ પત્ર મોકલ્યો હોય તે માણસ ન મળ્યો હોય તો ટપાલ ઑફિસ પત્ર મોકલનારને એ પત્ર પાછો મોકલી આપી શકે.

સંબોધન—સંબંધ પ્રમાણે આના જુદા જુદા પ્રકાર છે; એ રીતે (૧) સગાંવહાલાં, મિત્રો અને સંબંધીઓમાં એક પ્રકાર, અને (૨) બીજા બધા પ્રકારોના પત્રોમાં બીજો પ્રકાર છે.

આ બેઉ પ્રકારમાં પાછા પેટાપ્રકાર પડે છે, તે એ રીતે કે સગાંવહાલાંમા નાનાંને માટે એક, સરખી વયનાં માટે બીજું, અને ઉમરે મોટાંને માટે ત્રીજું, એમ ત્રણ રીતે સંબોધન કરવામાં આવે છે. આ ત્રણે પ્રકારોમાં નામ લખવાનું પણ વિકલ્પે પ્રચારમાં છે:

૧. સગાંમાં સંબંધ પ્રમાણે નામ ન આપવાનું હોય ત્યારે સગાઈવાચક શબ્દ લખવાનો ખાસ રિવાજ છે. એ રીતે: પુત્ર-પુત્રી-ભાઈ-બહેન પહેલાં "પરમ પ્રિય"—

> "પરમ પ્રિય પુત્ર" કે "પરમ પ્રિય ચિ. મધુ"
> "પરમ પ્રિય પુત્રી" કે "પરમ પ્રિય ચિ. મંજુલા"
> "પરમ પ્રિય નાની બહેન" કે "પરમ પ્રિય હરિબહેન"
> "પરમ પ્રિય મોટી બહેન" કે પરમ પ્રિય કુમુદબહેન"

માતા પિતા તેમ અન્ય વડીલોને સંબોધન કરતાં "પરમ પૂજ્ય" અવશ્ય લખવું જોઇયે; "ની સેવામાં" એ સંબોધનને અંતે અહીં લખી શકાય. નિકટનાં વડીલ હોય ત્યારે નામ લખવાનો રિવાજ નથી. એ અજુગતું પણ લાગે છે. એકને બદલે બીજાના હાથમાં જવાનો સંભવ હોય ત્યારે માત્ર એવાં વડીલોના વિષયમાં નામ અને સગાઇવાચક બેઉ શબ્દ લખવા જરૂરી બને છેઃ—

> "પરમ પૂજ્ય પિતાશ્રી-માતાશ્રી-કાકા-કાકી-મામા-મામીની સેવામાં"

સસરાને લખવાનું હોય ત્યારે "પિતાતુલ્ય" અને સાસુને લખવાનું હોય ત્યારે "માતાતુલ્ય" એટલું લખવું જરૂરી બને છે; પણ ત્યારે પણ સસગાનું નામ ન લખતાં "વડીલશ્રીની સેવામાં" એમ લખવાનો રિવાજ છે; જેમકે—

કે અમલદારને લખવાનું હોય છે ત્યારે "મે. સાહેબ" લખવાનો તુમારી પત્રોમાં હાલ રિવાજ ચાલુ છે.

ઉપર સૂચવેલાં સંબોધનોથી હાલ આપણો પત્રવ્યવહાર ચાલે છે.

**પત્રદેહ**—પત્રદેહનો આરંભ કરવામાં સામાન્ય પત્રમાં શરૂથી જ પત્રની વિગત લખવામાં આવે છે. જો પત્રનો જવાબ આપવાનો હોય તો 'તમારો' કે 'આપનો' ( જે પ્રમાણે જરૂર હોય તે પ્રમાણે લખવું, "અમુક તારીખનો પત્ર મળ્યો. જવાબમાં લખવાનું કે" એમ શરૂઆત કરવામાં આવે છે. પોતાથી મોટાંને કે હોદ્દેદારોને લખતાં "વિ. વિ. કે" ('વિશેષ વિનંતિ'નું ટૂંકું રૂપ) એમ લખી પછી પત્રની પહોંચ કે જે કાંઇ શરૂ કરવાનું હોય તે લખવામાં આવે છે. ( જુઓ આગળ ઉપર આવતા નમૂના.)

આખા પત્રમાં પત્રદેહ એ મુખ્ય વસ્તુ છે. આપણે જાણે કે વાતચીત કરિયે છિયે એ રીતે પત્ર લખવામાં આવે છે; પણ તેથી નકામું લંબાણ ન થઈ જાય એ જોવાનું રહે છે. બની શકે એટલા ટૂંકાણમાં પૂરી વિગત આપવી એ પત્રલેખન-કળા છે. આમાં જોડણી લેખનશુદ્ધિ વિરામચિહ્નો રૂઢિપ્રયોગ કહેવત વગેરેનો પૂરતો ખ્યાલ રાખવો જરૂરી બને છે. આમાં જરૂર પડે તે પ્રમાણે વાક્યખંડો પણ પાડી શકાય છે. એક સંપૂર્ણ વિચાર પૂરો થાય પછી બીજો વિચાર–વિષય શરૂ કરતાં આ જરૂરી બને છે. નકામી બાબતો એ પત્રલેખકનું દૂષણ છે.

**પત્રાંત**—પત્ર પૂરો થાય અને સહી કરવાનું આવે એ વચ્ચે પત્રના પ્રકાર પ્રમાણે સંબંધવાચક શબ્દ લખવાનો રિવાજ છે. એ સંબંધવાચક શબ્દની પહેલાં "લિ." ( 'લિખિતવાન્'નું ટૂંકું રૂપ) લખવાનો રિવાજ છે:—

| | |
|---|---|
| લિ. ભાઈ મોહન | લિ. માતા ગંગા |
| લિ. બહેન મંજુલા | લિ. કાકા મંજુલાલ |
| લિ. છોરુ મધુ | લિ. આજ્ઞાંકિત છોરુ મોહન |
| લિ. પિતા હરિલાલ | લિ. આજ્ઞાંકિત શિષ્ય મોહન |

આમાં સંબંધ પ્રમાણે "શુભાશી:" કે "પ્રણામ" એ શબ્દોનો પ્રયોગ ગુજરાતી રૂઢિ પ્રમાણે જરૂરી બને છે.

મિત્ર, સંબંધી, વગેરેને લખતાં "લિ. સ્નેહાધીન" લખાય છે. એવું કોઈ મુરબ્બી લખતું હોય તો "લિ. શુભેચ્છક" લખાય છે.

સામાન્ય વ્યવહારમાં "લિ. ભવદીય" શબ્દ જરૂરી બને છે; માત્ર જાહેર સંસ્થાના સેવક કાર્યાલયને લગતો પત્રવ્યવહાર કરે ત્યારે "લિ. સેવક" લખવું આવશ્યક છે.

ઉપરના અંત સાથેની સહીમાં જ્યાં રિવાજ છે ત્યાં પણ "શુભાશી:" કે "પ્રણામ" ન લખવામાં આવે તો તેથી કાંઈ ખામી ગણાય નહિ.

સરનામું—પત્ર પૂરો થઈ ગયા પછી પત્તા ઉપર કે પરબીડિયા ઉપર જ્યાં જરૂરી હોય ત્યાં જેને પત્ર મોકલવાનો હોય છે તેનું ટૂંકમાં પૂરું સ્પષ્ટ સરનામું કરવું જોઈએ. આમાં વ્યક્તિનું નામ લખતાં સામાન્ય રીતે "શ્રી"થી શરૂઆત કરવામાં આવે છે; પરંતુ કેટલીકવાર હોદ્દો કે મોભો પણ લખવો જરૂરી બને છે ત્યાં હોદ્દાવાચક કે મોભાવાચક શબ્દ સામાન્ય રીતે બાંધીને લખવામાં આવે છે; નામને છેડે "ડિગ્રી" (ઉપાધિ) લખવામાં આવે છે; જો કે "ડિગ્રી" ખાસ જરૂરી નથી; એ રીતે—

શ્રી. મોહનલાલ ગોવર્ધનદાસ ભટ્ટ
કે. નાનજી ચકલો, કોટ
<u>માંગરોળ</u>
કાઠિયાવાડ

આ. ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ.,
એલએલ. બી., ડી. લિટ્.,
કે. વસંત-કાર્યાલય
પરિમલ કો. ઓ. સોસાયટી
<u>અમદાવાદ, ૬</u>

કોઈ પણ પત્રનો આરંભ કરતાં પહેલાં સરનામાની જગ્યાએ પત્તા કે પરબીડિયા ઉપર સરનામું કરી લેવું વધારે યોગ્ય છે, કેમકે સામાન્ય રીતે ઉતાવળમાં કેટલીક વાર સરનામું કરવું જ રહી જાય છે. આમ થતાં ટપાલમાં ગયેલો પત્ર પાછો પડે છે.

## ૧. ખાનગી પત્રો

(પરદેશ ગયેલા પુત્રનો પિતા ઉપર પત્ર)

૨૫, અમૃતલ્લા સ્ટ્રીટ
કલકત્તા
તા. ૭–૭–'૪૫

પરમ પૂજ્ય પિતાશ્રીની સેવામાં,

વિ. વિ. કે આપની પાસેથી નીકળી દિલ્હી થઈ અહીં હું સુખપૂર્વક આવી ગયો છું. મારી કોઇ પણ જાતની ચિંતા કરશો નહિ. અહીં મુ. હરિદાસ કાકાને ત્યાં જ ઊતર્યો છે. ગઇ કાલે તો ક્યાય પણ બહાર ગયો ન હતો. આજે કાકા સાથે એમની દુકાને ગયો હતો અને એમને ત્યાં કેમ કામકાજ થાય છે એ જોતો રહ્યો હતો. મને એમાં કાંઇક રસ પણ પડ્યો છે.

ત્યાંથી જુદો પડ્યો છું તેથી આપને તેમજ મારાં બાને ઊડઊડ લાગતું હશે; પરંતુ ભવિષ્યનો વિચાર કરતાં હું અહીં આવ્યો છું એ આપને બરોબર જ લાગશે. ચિ. મધુ, મંજુલા, નાની બહેન વગેરે છે એટલે આપને ઓછું નહિ આવે.

આ પત્ર પહોંચ્યે આપ ત્યાંના કુશળ સમાચાર તરત લખશો. હું પણ પ્રથમ વાર જ જુદો પડ્યો છું એટલે મને પણ ખેંચાણ રહે એ સ્વાભાવિક છે.

અહીં કાકાને ત્યાં બધાં મઝામાં છે. ત્યાં સૌને બધાં યાદ કરે છે.

ચિ. મધુ, મંજુલા અને નાની બહેનને વહાલ કરશો.

લિ. આજ્ઞાંકિત છોરુ
મહેંદ્રના પ્રણામ

| | |
|---|---|
| | ટિકિટ |
| મોકલનાર, | |
| મહેંદ્ર મણિલાલ મહેતા | શ્રી. મણિલાલ દુર્લભદાસ મહેતા |
| ઠે. હરિદાસ દુ. મહેતા | ૨૦૨, આકાશેઠ કૂવાની પોળ |
| ૨૫, અમૃતલ્લા સ્ટ્રીટ | રાયપુર, અમદાવાદ |
| કલકત્તા | |

(ઉપરના પત્રનો જવાબ)

૨૦૨, આકાશેઠ કૂવાની પોળ,
રાયપુર, અમદાવાદ
તા. ૧૦–૭–'૪૫

પરમ પ્રિય ચિ. મહેંદ્ર,

તારો તા. ૭–૭–'૪૫ નો પત્ર આજે મળ્યો; વાંચી ઘણો આનંદ થયો. એ જ રીતે પત્ર લખતો રહેજે.

ત્યાં કાકા છે એટલે તને કોઈ પણ રીતે તકલીફ નહિ આવે. કાકાનાં છોકરાં સાથે સંપીને રહેજે. કોઇને જરા પણ ઓછું આવે એવું વર્તન રાખીશ નહિ. કાકા-કાકીના કહ્યા સિવાય ક્યાય પણ જવા આવવાનું રાખીશ નહિ. પરદેશ છે; અનેક કપટી લોક વસતા હોય; અજાણ્યાઓને ફસાવતાં વાર ન લાગે; માટે એકલા નીકળતાં પણ પૂરી સાવચેતી રાખવી.

દુકાને ચિત્ત પરોવીને કામ કરજે. ન સમજાય એવું કાકાને તેમજ મુનીમોને પૂછીને કરવું, જેથી ભૂલ ન પડે, અને ભૂલ પડી હોય તો સુધરી જાય.

અહીં બધાં તને યાદ કરે છે; પરંતુ તું અહીંની કાંઇ ફિકર ન કરતાં ત્યાં દિલ દઇ રહેજે.

ત્યાં કાકા કાકી તેમજ એમનાં બધાં બાળકોને શુભાશીર્વાદ. અહીંથી તારાં બાના શુભાશીર્વાદ વાંચજે.

વળતો કુશળપત્ર તરત લખજે.

લિ. પિતા મણિલાલના શુભાશીઃ

( સરનામાનું સ્વરૂપ નક્કી હોવાથી હવે નીચે આવા પત્રોમાં સરનામું આપવામાં નહિ આવે. )

---

( મામાએ જન્મદિવસની ભેટ મોકલી એનો ભાણેજ તરફથી જવાબ

૨૮૨, નાણાવટ

સુરત

તા. ૨૭-૫-'૪૨

પરમ પૂજ્ય મામાશ્રી,

આપે મારા જન્મ-દિવસ નિમિત્તની ભેટ તરીકે મોકલેલી પાર્કર ઇન્ડીપેન મળી. આપે પાઠવેલા શુભાશીર્વાદને માટે હું ઋણી છું. મારાં સદ્‌ભાગ્ય છે કે આપ મુરબ્બીએ મને મારા આ શુભ પ્રસંગે યાદ કર્યો.

આપે મોકલેલી પેન મને મારા અભ્યાસમાં ખૂબ મદદગાર થશે. અમારા શિક્ષક તરફથી ઉનાળાની રજાઓમાં ઘેરથી પાંચ પત્ર, પાંચ નિબંધ, અને પાંચ નાના સંવાદ નિશાળ ઉઘડતાં લખી હાજર કરવાનું કહેવામાં આવ્યું છે. આપની મોકલેલી પેનથી એ હું લખવા ધારું છું. મારી પેન હલકી જાતની હતી. આપે પાર્કર જાતની મોકલી છે. આનાથી લખવાનું મને ઘણું ફાવશે. હું લખતો જઇશ અને આપને યાદ કરતો જઇશ.

ત્યાં મારાં પૂજ્ય મામીને પ્રણામ. મોટાભાઈ જયંતીને તેમજ નાનાભાઈ બાબુને મારાં વંદન કહેશો. કુશળ સમાચારનો પત્ર લખશો.

લિ. છોરુ

કાંતિલાલના પ્રણામ

---

(રહેવા આવતા સંબંધીએ શહેર માટે માગેલી હકીકતના જવાબનો પત્ર)

૩૭૧, દીવાન ચોક
જૂનાગઢ ( કાઠિયાવાડ )
તા. ૫–૫–'૪૫

સ્નેહી શ્રીપતભાઈ,

તમારો તા. ૧ લીનો પત્ર મળ્યો; વાંચી વિગત જાણી. તમે જૂનાગઢ આવી રહેવા ઇચ્છો છો એ જાણી મને આનંદ થયો.

તમે જૂનાગઢ વિશે જે માહિતી માગી છે તે વિષયમાં જણાવવાનું કે અનેક રીતે આ શહેર સગવડ-ભરેલું છે. જૂનાગઢ "જૂનાગઢ સ્ટેટ રેલવે"નું મુખ્ય મથક અને જંકશન છે. ગુજરાત બાજુથી જુદે જુદે વખતે ત્રણ ગાડીઓ અહીં આવી વેરાવળ બાજૂ જાય છે. અહીંથી ભાદરકાંઠા તરફ જવાને શાપુર થઇ બાંટવા થઇ છેક સરાડિયા સુધી એક ફાંટો, બીજો વીસાવદર–બીલખા થઈ ધારી–અમરેલી સાથે જોડાઇ તાલાળા થઈ ગીરમાં દેલવાડા સુધી ફાંટો જાય છે. મુખ્ય વેરાવળ બંદર જતી ગાડીનું વેરાવળથી તાલાળા થઈ દેલવાડાનું સાંધણ પણ છે. આમ લગભગ આખા જૂનાગઢ રાજ્યમાં રેલવેનું જોડાણ છે. આગબોટોને માટે વેરાવળ મુખ્ય બંદર છે. એથી દરિયાનો વેપાર પણ સરળ બને છે.

જૂનાગઢ–ગિરનારનાં હિંદુ જૈન મુસલમાનનાં જાત્રામાં સ્થળોએ હિંદનાં દૂર દૂરનાં સ્થળોએથી જાત્રાળુઓ આવે છે. અહીંની ધર્મશાળાઓ તેથી જ્યારે જુઓ ત્યારે ભરેલી જ હોય છે.

જૂનાગઢનું રાજ્ય મોટું છે અને એના સમગ્ર રાજ્યના વેપારનું મુખ્ય ધામ પણ જૂનાગઢ શહેર છે; એથી લગભગ બધી શાખાઓમાં વેપાર રોજગાર અહીં સારા પ્રમાણમાં ચાલી શકે એમ છે. તમને ગંધિયાણાના ધંધામાં પ્રેમ છે એમ તમારા પત્ર ઉપરથી જણાય છે; તો એ ધંધાને માટે અહીં સારામાં સારી સગવડ અને અનુકૂળતા છે. ગિરનાર અને ગીરનાં જંગલોમાં પુષ્કળ ઓષધિઓ થાય છે. જંગલનાં લોક તાજી ઓષધિઓ લાવે છે. આપણે ખાસ

સારી સફળતા ગણાય. પ્રથમ વર્ષે જ આમ પાસ થયા એ માટે અમારાં હાર્દિક અભિનંદન સ્વીકારશો.

લિ. સ્નેહાધીન
હરિલાલ ગુલાબભાઈ મહેતા

---

(પરીક્ષામાં ઉત્તીર્ણ થવા માટે અભિનંદનનો જરા વિસ્તૃત પત્ર)

૨૬, સાળવી વાડ
પાટણ (ઉ. ગુજરાત)
તા. ૭-૬-'૪૫

પ્રિય બાબુભાઈ,

'સંદેશ'ના તા. ૬-૬-'૪૫ના અંકમાં મેટ્રિક્યુલેશન પરીક્ષાનું પરિણામ વાંચ્યું. તમારો ૧૨૭૬૫ એ નંબર અમે એક ખૂણામાંથી શોધી કાઢયો. તમે પહેલે જ વર્ષે પાસ થયા એ માટે અમારાં હાર્દિક અભિનંદન સ્વીકારશો.

આ વર્ષે પરિણામ લગભગ ૩૮ ટકા આવ્યું છે એ જોતાં તમે ઠીક કર્યું એમ કહેવાય.

વારુ, હવે તમે કોલેજમાં દાખલ થવા માગતા હશો. તમને વિજ્ઞાનનો શોખ છે એટલે વિજ્ઞાનની કોઈ શાળા જ પસંદ કરશો એમ માનું છું. કરો છો એનાથીએ વિશેષ મહેનત કરી વિદ્યાર્થિ-દશા ઓર દિપાવશો એવી ભાવના ગણું છું.

ફરી પણ અભિનંદન આપું છું.

લિ. તમારો મિત્ર
નરહરિ

---

( ધંધાની સફળતા માટે )

૨૭૫, જૂના મોદીખાના,
કોટ, મુંબઈ નં. ૧
તા. ૭-૭-'૪૫

શ્રી. હરિલાલભાઈ,

સમયની અનુકૂળતા મળતાં કપાસના વેપારમાં આ વર્ષે તમે સારું કામકાજ કર્યું એવા સમાચાર સ્ને. મુ. શ્રીપતભાઈએ આપ્યા. એ જાણી અમને ઘણો આનંદ થયો છે. આટલી સારી સફળતા મેળવવા માટે મારાં તમને હાર્દિક અભિનંદન છે. વિગતવાર પત્ર લખી આભારી કરશો.

લિ. સ્નેહાધીન,
નલિનીકાંત શ્રી. પટેલ

### કુંકુમપત્રિકાઓ

લગ્ન, જનોઈ, જન્મદિવસની ખુશાલી તેમ બીજા આનંદઉત્સવોએ કુંકુમપત્રિકાઓ લખવાનો આપણે ત્યાં રિવાજ છે. આ ખાનગીપત્રોનો જ પેટાપ્રકાર છે. કુંકુમપત્રિકાઓમાં નક્કી થયેલા શુભ દિવસનાં ચોક્કસ તિથિ-વાર તારીખ અને સમય-મુહૂર્ત આપવાનાં હોય છે. બની શકે એટલું ટૂંકું લખાણ કરવામાં આવે છે. હાલ મોટે ભાગે કુંકુમપત્રિકાઓ છપાવીને જ વેચવામાં આવે છે. સાદા ભોજન વગેરે સમારંભમાં ભાગ લેવાને મોકલાતી પત્રિકાઓને 'નિમંત્રણપત્રિકા' કહેવામાં આવે છે.

'કુંકુમપત્રિકા'માં ચાર પાનાં કાઢવામાં આવે ત્યારે આગલા પાના ઉપર મોટા અક્ષરે 'કુંકુમપત્રિકા' શબ્દ લખવામાં આવે છે. બીજે પાને જુદા જુદા દિવસનો કાર્યક્રમ, ત્રીજે પાને પત્રિકા અને ચોથે પાને સરનામું લખવાની જગ્યા હોય છે.

( લગ્નની નિમંત્રણપત્રિકા )

શ્રીમાન/શ્રીમતી,

સવિનય જણાવવાનું કે મારા પુત્ર ચિ. મહેંદ્રનાં શુભ લગ્ન અમદાવાદમાં ગોટીની શેરીમાં શ્રી. મગનલાલ પુ. પુરાણિકને સાં

એમની પુત્રી શ્રી. લતાગૌરી સાથે સં. ૨૦૦૧ના ચૈત્ર સુદિ ૧૨, મંગળવાર તા. ૨૪-૪-'૪૫ને દિવસે સાંઝે ગોરજ સમયે નિરધાર્યાં છે. એ સમયે આપ સહકુટુંબ પધારી આભારી કરશો.

| | |
|---|---|
| ૩૫, રાજામહેતાની પોળ<br>કાલુપુર<br>અમદાવાદ<br>તા. ૧૨-૪-'૪૫ | લિ. સ્નેહાધીન,<br>મણિલાલ મગનલાલ શુક્લનાં<br>સ્નેહવંદન |

( મકાનના ઉદ્‌ઘાટન માટે નિમંત્રણ )

શ્રીમાન / શ્રીમતી,

વિ. વિ. કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ માટે તૈયાર થયેલા શ્રી. કેશવલાલ વિદ્યાગૃહના ઉદ્‌ઘાટનનો વિધિ તા. ૪-૨-'૪૫ને દિવસે સાંઝે ૫ વાગ્યે, રાઈટ ઑનરેબલ સર ડૉ. એમ. આર. જયકરને શુભ હસ્તે પ્રેમાભાઈ હૉલમાં થશે. એ વખતે આપ સમયસર આવવા મે. કરશો.

| | |
|---|---|
| અમદાવાદ<br>પો. ઑ. નં. ૨૩, ભદ્ર<br>તા. ૧-૨-'૪૫ | લિ. સેવક,<br>વિદ્યાબહેન ર. નીલકંઠ<br>ઑન. સેક્રેટરી |

તા. આપ સભામાં આવો ત્યારે આ પત્રિકા સાથે રાખશો.

( અભિનંદનનો મેળાવડો )

શ્રીમાન / શ્રીમતી,

વિ. વિ. કે આપણી જ્ઞાતિમાં શ્રી. રમણલાલ કાંતિલાલ શાહ આ વર્ષે મુંબઈ યુનિવર્સિટીની એમ. બી., બી. એસ.ની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા છે. એમને એમના સ્નેહી મિત્રો તેમ સંબંધીઓ તરફથી અભિનંદન આપવાનો એક મેળાવડો, તા. ૧૫-૭-'૪૭ને

દિવસે સાંજે પાંચ વાગ્યે પ્રેમાભાઈ હૉલમાં ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈના પ્રમુખપદે થશે. આ પ્રસંગે આપ આપની હાજરીથી પ્રસંગને દિપાવવા મે. કરશો.

| | |
|---|---|
| ૩૫, ખાડિયા, ચાર રસ્તા<br>અમદાવાદ<br>તા. ૧૨-૭-'૪૫ | લિ. સેવક,<br>ચીમનલાલ ઠાકોરભાઈ દેસાઈનાં<br>સ્નેહવંદન |

## ૨. ધંધાદારીને લગતા પત્ર

આપણે ખાનગીપત્રોના વિષયમાં જોયું કે લેખક ટૂંકાણમાં કે જોઈતા વિસ્તારમાં આડુંઅવળું પ્રસંગને લગતું કે સૂચવવા જેવું એ જાતના પત્રોમાં લખી શકે. બરોબર એથી ઊલટું ધંધાદારીને લગતા પત્રોના વિષયમાં છે. આ જાતના પત્ર ટૂંકા પણ સ્પષ્ટ વિગતથી ભરેલા હોય છે. આમાં સ્નેહસંબંધની પ્રધાનતા નથી હોતી તેથી એ વિવેકભર્યા અને વ્યવહારુ જોઈએ.

ખાસ કરીને માલ મંગાવવા કે મોકલવા સંબંધી હકીકત લખવામાં આવી હોય ત્યારે માલની જાત, કીમત, તેમજ રેલવે સ્ટેશન, રેલવે રસીદ ક્યાં મોકલવી એ માટે સરનામું, પૈસા કેવી રીતે મોકલવા, મંગાવવા વગેરે સ્પષ્ટ રીતે લખવું જોઈએ.

રીત—જેમ ખાનગીપત્રો લખાય છે તેવી જ રીતે આ પત્રોના આદિ-અંત થાય છે. માત્ર સંબોધન અને લેખકના નામ સાથેના વિવેકમાં ફેર પડે છે; જેમકે—

| આરંભ | અંત |
|---|---|
| શેઠજી સાહેબ ( શેઠને ) | લિ આપનો (અમુક) |
| ભાઈશ્રી (મુનીમને) | " |

મુનીમ જ્યારે પોતાના શેઠને કે બીજા શેઠને લખતો હોય ત્યારે અંતે "લિ. સેવક" એ પ્રમાણે લખે.

જ્યારે કોઈ વેપારી પેઢીને કાગળ લખવાનો હોય છે ત્યારે આરંભમાં તે તે પેઢીનું પૂરું સરનામું કરવામાં આવે છે; પછી "સાહેબ" કે "શેઠ સાહેબ" એમ સંબોધન કરવામાં આપે છે.

આ બધા જ પ્રકારોના કાગળોમાં અંગ્રેજી પદ્ધતિને અનુસરી "લિ. આપનો વિશ્વાસુ" એમ આપણે ત્યાં અપ્રચલિત અંત કરવાની જરૂર નથી. ચાલુ પદ્ધતિની વેપારી પેઢીઓના પત્રોમાં "લિ. આપનો (અમુક)" અને જૂની પદ્ધતિની પેઢીમાં "લિ. આપના (અમુકના) જય શ્રીકૃષ્ણ, જય ગોપાળ, જય જિનેંદ્ર, જય જય, સલામ" વગેરે (પોતપોતાના રિવાજ પ્રમાણે) લખવાનો રિવાજ છે. એ રીતેઃ—

(એક વેપારી બીજા વેપારી પાસે માલ મંગાવે છે)

૨૩૫, રીચીરોડ
અમદાવાદ
તા. ૫–૫–'૪૫

શેઠજી સાહેબ,

વિ. વિ. કે બજારભાવે નીચે મુજબનો માલ વહેલામાં વહેલી તકે ગૂડ્ઝ ટ્રેઈનથી રવાના કરશોઃ

કોલ્હાપુરી ગોળના રવા ખાડી ½ આશરે
મોરસ ખાંડની ગુણી મણ ૧૦૦ આશરે
બનારસી સાકર–પીળાં ફૂલ ગુણી મણ ૧૦૦ આશરે

રેલવે રસીદ ઉપરને સરનામે મોકલી આપશો. જો ઉતાવળ ન હોય તો નાણાં ચેકથી મોકલી આપીશું. હાલ જ જરૂરી હોય તો રેલવે રસીદ વી. પી. પી.થી મોકલશો; અથવા બેંક મારફત મોકલશો તોયે વાંધો નથી.

માલ અમદાવાદ સ્ટેશને મોકલશો.

અમારા જેવું કામકાજ લખશો.

લિ. આપના
હીરાલાલ મકનજી
જય ગોપાળ

( ઉપરના પત્રનો જવાબ )

૩૮૫, માંડવી
મુંબઇ, નં. ૩
તા. ૭–૫–'૪૫

શેઠજી સાહેબ,

વિ. વિ. કે તમારો તા. ૫–૪–'૪૫ નો પત્ર મળ્યો. એ માટે આભારી છું. ફરી પણ એ રીતે માલ મગાવી આભારી કરશો.

વાંરુ, તમારા પત્ર પ્રમાણે અમે નીચે મુજબનો માલ આજની ગુડ્ઝ ટ્રેઈનથી અમદાવાદ માટે રવાના કર્યો છે :

૩૭૫) કોલ્હાપુરી ગોળ રવા નંગ ૫૦    મણ ૬૨॥ પ્રત રૂ. ૬)
૨૮૫૦) મોરસ ખાંડ ગુણી ૧૬    મણ ૯૫ પ્રત રૂ. ૩૦)
૩૪૫૬) બનારસી સાકર–પીળાં ફૂલ ગુણી ૧૬    મણ ૯૬॥ પ્રત રૂ. ૩૬)
૬૬૮૧) અંકે છાસઠસેં એકાસી ફક્ત.

ઉપરનાં નાણાં તમે ચેકથી યા હૂંડીથી મોકલી આપશો. નાણાંની ખાસ ઉતાવળ નથી. પાર્સલ અમદાવાદ સ્ટેશને મળશે. રસીદ આ લગત નં. B E ૨૪૩૭૫ ની બીડી છે. અહીંની મજૂરી મારફત વગેરે ગણીને જ ભાવ ભરેલો છે, એથી એ વિશે જુદું કાંઈ આપવાનું નથી.

માલ પહોંચ્યે પહોંચ લખશો.    લિ. આપના
જયરામદાસ કાલુચંદ મોતા-
ના જયરામજી

---

( ઘડિયાળના વેપારીને પત્ર )

૨૮૫, હવાડિયો ચકલો
સૂરત
તા. ૭–૭–'૪૫

શેઠજી સાહેબ,

વિ. વિ. કે તમારે ત્યાં હાલ જુદી જુદી જાતનાં જે નવાં ઘડિયાળ–કાંડાનાં, ખીસાનાં, ટાઈમપિસ, દીવાલનાં જે તૈયાર હોય

તે દરેકનાં ૧૨-૧૨ નંગ અમોને તાત્કાલિક જોઇયે છે, તો જાતની વિગત વળતી ટપાલે લખી મોકલશો યા છેલ્લું તમારું સૂચીપત્ર મોકલી આપશો. કમિશનની વિગત તેમજ નાણાં કેવી રીતે મોકલી આપવાં એ પણ જણાવશો.

લિ. આપનો
કરમચંદ નાનાલાલ મહેતા

( ઉપરના પત્રનો જવાબ )

૭૨૩, હોર્ન્બી રોડ
મુંબઈ, નં. ૧
તા. ૮-૭-'૪૫

શેઠજી સાહેબ,

વિ. વિ. કે તમારો પત્ર મળ્યો. એ માટે આભારી છું. તમોએ જે હકીકત માગી તેના જવાબમા લખવાનું કે અમારે ત્યા હાલ નવો સ્ટૉક આવી ગયો છે. અમેરિકા અને જાપાનથી આવેલાં ટાઇમપિસ અને દીવાલના ઘડિયાળ પણ સારા આવી ગયાં છે. અમારું સૂચીપત્ર આ સાથે મોકલી આપુ છું.

કમિશનના વિષયમા લખવાનું કે સામાન્ય રીતે અમે ૨૦ ટકા આપિયે છિયે, પણ તમને ખાસ બાબત તરીકે ૨૫ ટકા આપીશું. અર્ધાં નાણાં હુકમના પત્ર સાથે ચેકથી યા હૂંડીથી મોકલી આપવા તકલીફ લેશો. માલ વિશે ખાતરી રાખશો.

ઘરાકી સારી રહેતી હોવાથી ક્યારે કયો માલ ખપી જાય એ કહી શકાય નહિ. છતાં સારા નમૂનાના ૧૨-૧૨ નંગ હુ માચવી રાખવાનું કહી દઉં છું.

લિ. આપનો
હિંમતલાલ મ. ચોકસી
( હિંમતલાલ અને ચુનીલાલની કું. )

---

( બેંકને ખાતામાં ગોટો થવા વિશે )

૮૫, ખાડિયા, ગોટીની શેરી
અમદાવાદ
તા. ૧-૮-'૪૫

મેનેજર,
બેંક ઓફ ઇન્ડિયા,
ભદ્રશાખા

સાહેબ,

વિ. વિ. કે બેંકની પાસ-બુકની સાથે મારી સ્લિપ-બુક તપાસતાં માલૂમ પડ્યું છે કે તા. ૮-૩-'૪૫ ના રોજ નં. B E ૭૧૨૪૫થી ભરાયેલી રૂ. ૧૨૫-૪-૦ની એક રકમ રોકડેથી ભરેલી અને સ્લિપ-બુક નં. B F ૮૨૪૫૬૨થી રૂ. ૨૭૫-૫-૩ ની બરોડા બેંક ભદ્ર-અમદાવાદ શાખાના હીરાલાલ દેવચંદે આપેલા અમારા નામના ક્રોસ્ડ-ઓર્ડર ચેક નં. C F ૨૪૫૬૭૫ તા. ૬-૧-'૪૫ થી ભરાયેલી આ બેઉ રકમ અમારા ખાતામાં જમે જણાતી નથી. આ વિશે યોગ્ય તપાસ કરી ખાતરી કરી આ સાથે મોકલેલી પાસ-બુકમાં દાખલ કરાવી આપશો.

લિ. આપનો
ચૂનીલાલ ગો. શાહ

( ઉપરના પત્રનો જવાબ )

ઇન્ડિયા બેંક, ભદ્રશાખા
અમદાવાદ
તા. ૨-૮-'૪૫

શેઠ સાહેબ,

વિ. વિ. કે તમારો તા. ૧-૮-'૪૫ નો પત્ર મળ્યો. જવાબમાં લખવાનું કે તમારી એ બેય રકમ તે તે તારીખે અમારે ત્યાં જમા આવેલી, પણ નામના ગોટાળાથી એ નામના બીજા ખાતામાં જમા થઈ ગઈ છે. ખાતરી કરી અમે તમારી પાસ-બુકમાં ભરી દીધી છે.

હવેથી તમારી સ્લિપ-બુકમાં ખૂણા ઉપર ખાડિયા શબ્દ લખવા તકલીફ લેશો. એ શબ્દની તમારા ખાતાને ખૂણે અમે નોંધ લીધી છે.

તમને થયેલી તકલીફ માટે ક્ષમા ચાહું છું.

લિ. સેવક
(સહી)......................
મેનેજર

ધંધાદારીને લગતા પત્રોમાં ધોરણ આ જાતનું છે. આ ધ્યાનમાં રાખી અંદરની વિગત પોતાને અનુકૂળ હોય તે પ્રમાણે આપવી.

---

### વર્તમાનપત્રના કાર્યાલય સાથે પત્રો

વર્તમાન પત્રોના બહોળા પ્રચારને કારણે અનેક રીતે વર્તમાન પત્રકારના કાર્યાલય સાથે સંબંધમાં આવવું પડે છે. એ નીચેના ચાર વિભાગમાં જુદા પડે છે:

૧. વેપારની જાહેરાતોના વિષયમાં,
૨. ગ્રાહકોના વિષયમાં,
૩. સમાચારો લખી મોકલવા વિષયમાં, અને
૪. ચર્ચાપત્રો લખી મોકલવા વિષયમાં.

*આ ચારે વિભાગ તદ્દન સ્વતંત્ર છે. એ ચારેનો એક એક* નમૂનો અહીં આપવામાં આવે છે.

( વેપારની જાહેરાત )

૨૫૫, મોગલકોટ
નડિયાદ,
તા. ૫–૫–'૪૫

વ્યવસ્થાપક–'જાહેરાત વિભાગ'
"જન્મભૂમિ"
મેડોઝ સ્ટ્રીટ
મુંબઇ, નં. ૧

સ.હેબ,

વિ. વિ. કે તમારા તા. ૮–૫–'૪૫ ના અંકમાં અને પછી દર બે દિવસને આંતરે આ સાથે મોકલેલા નમૂના પ્રમાણેની

જાહેર ખબર બરાબર દેખાય એવા સ્થાને છાપવા આભારી કરશો. આખા વર્ષના સામટા બિલની રકમ તમારો પત્ર આવ્યે ચેકથી મોકલી આપીશ.

લિ. આપનો
વનમાળીદાસ મૂળચંદ શાહ
( વનમાળીદાસની કું. દવાવાળા )

---

બજારમાં, પારેખનો ખાંચો
જેતપુર, કાઠિયાવાડ
તા. ૫-૫-'૪૫

વ્યવસ્થાપક,
"પ્રજાબંધુ"
રેવડી બજાર, અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે અમે "પ્રજાબંધુ"ના આ માસથી ગ્રાહક થવા માગિયે છિયે. લવાજમની રકમના રૂ. ૮-૧૪-૦ ( ભેટના રજિસ્ટ્રેશનની ફી સાથે ) મની ઑર્ડરથી મોકલ્યા છે. એ પહોંચ્યે ભેટનું પુસ્તક અને નવો અંક તરત જ મોકલવા તકલીફ લેશો.

લિ. આપનો.
મૂળજીભાઈ રામજી ગોરચા

---

( ગ્રાહકની ફરિયાદ )

બજારમાં, પારેખનો ખાંચો
જેતપુર, કાઠિયાવાડ
તા. ૧૭-૭-'૪૫

વ્યવસ્થાપક,
"પ્રજાબંધુ"
રેવડી બજાર, અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે "પ્રજાબંધુ"નો તા. ૧૨-૭-'૪૫ નો અંક ૭૭

અમને મળ્યો નથી; તો મોકલી આપવા તકલીફ લેશો. ભવિષ્યમાં આમ ન થાય એવી વિનંતિ.

લિ. આપનો
મૂળજીભાઈ શામજી ગોરધા

---

( સમાચારો લખી મોકલવા વિશે )

૩૫, દીવાનચોક
જૂનાગઢ, કાઠિયાવાડ
તા. ૭-૭-'૪૫

વ્યવસ્થાપક,
"સમાચાર વિભાગ"
"પ્રજાબંધુ-કાર્યાલય"
રેવડી બજાર, અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે નીચે મુજબના સમાચાર "પ્રજાબંધુ"ના નવા અંકમાં છાપવાને મોકલી આપ્યા છે, તે સ્થાન પ્રમાણે લઈ લેશો.

"ગઇ શિવરાત્રિએ ગિરનારની તળેટીમાં ભવનાથનો મેળો ભરાઇ ગયો. નજીકનાં, તેમજ દૂરનાં મળી એક લાખથી વધુ માણસ એકઠાં મળ્યાં હતાં. પોલિસનો બંદોબસ્ત ઘણો સારો હતો, તેથી એક પણ અનિચ્છનીય બનાવ બનવા પામ્યો નથી. આ વર્ષે (અમુક) શેઠ તરફથી પાણીની ખાસ સગવડ રાખવામાં આવી હતી, તેથી પાણીની રાડ પડી નથી તેમ રાજ્ય તરફથી પણ ચોવીસે કલાક પાણી ચાલુ રાખવામાં આવ્યું હતું. મેળામાં જુગારનું તત્ત્વ સ્થાનિક સ્વયંસેવકોની વિવેક-ભરેલી સમઝાવટથી પ્રવેશ થવા પામ્યું નહોતું. છૂટાછવાયા કર્યાક જ ખાનગી દાવ ચાલતા હતા. પણ એકંદરે વાતાવરણ સારું હતું. રાતે ભજનના ચાર જુદા જુદા કાર્યક્રમ હતા. દૂર દૂરથી આવેલા ભજનિકોએ સારી રમઝટ મચાવી હતી. થોડા ચોરીના બનાવ ..

પોલિસની તકેદારીથી બે સિવાય બધા પકડાઇ ગયા. એકંદરે મેળો ઠીક ગયો."

લિ. આપનો
રામદાસ મો. શાહ

---

( ચર્ચાપત્ર )

ધોળકા
તા. ૨૦-૧૧-'૪૦

તંત્રી, "પ્રજાબંધુ,"
રેવડી બજાર,
અમદાવાદ.

સાહેબ,

વિ. વિ. કે નીચેના ચર્ચાપત્રને તમારા પત્રમાં સ્થાન આપી આભારી કરશો.

"જાણવામાં આવ્યું છે કે આ વખતના વૌઠાના મેળામાં અમુક અમુક કિસ્સાઓમાં અમુક દુકાનદારો તરફથી લોકોને કનડગત થઈ હતી. ભજિયાના બાંધેલા ભાવથી કેયાંય દોઢા અને બમણા ભાવથી ભજિયાં વેચવામાં આવ્યા હતાં. હોટેલવાળાઓએ ચાના પ્યાલાના કેટલાક કિસ્સામાં દોઢા ભાવ લીધા હતા. પોલિસને આ વાતની પુરાવા સાથે જાણ કરવામાં આવી હતી, છતાં ગમે તે કારણે એ ચલાવી લેવામાં આવતું જણાયું હતું. મારી પાસે એના સંપૂર્ણ પુરાવા છે, તે હાલ છાપવાની જરૂર નથી; પણ તમારી જાણ માટે જુદા કાગળ ઉપર આ લગત મોકલી આપું છું. બની શકે તો આ ઉપર એક 'અગ્રલેખ' પણ લખી શકાય.

લિ. આપનો
(સહી) ........ પટેલ

આનું ખંડન કરતો જવાબ બચાવના રૂપમાં લખી શકાય. એમાં મૂળની હકીકતને બીજા પુરાવા આપી ખોટી પાડવાની હોય છે.

ચર્ચાપત્રો પાંચ-દસ લીટીનાંથી શરૂ થઇ અંકોના અંકો ચાલે એટલાં લખી શકાય. એના વિષય ઉપર એનો આધાર છે.

---

## નોકરીને માટે અરજીઓ

આજના જમાનામાં આ અરજીઓ ઘણી સામાન્ય થઈ પડી છે. દરેકે દરેક ધંધામાં હાલ જાહેરાતો આપી માણસો માગવામાં આવે છે. આવી જાતની અરજીઓમાં શરૂમાં જાહેરાતનું અનુસંધાન આપવામાં આવે છે. એ પછી અરજદારે પોતાની ઉમર, જાત, વતન, અભ્યાસ વગેરેની માહિતી આપવાની હોય છે. બની શકે એટલા ટૂંકાણમાં આ સ્પષ્ટ રીતે લખાવું જોઇયે. લાંબી અને અને આડી-ટેડી વાતો આપતી અરજીઓ લેખકની નબળાઈ બતાવી યોગ્યતામાં ખામી દર્શાવે છે.

### નમૂનો

મીઠાખળી, અમદાવાદ
તા. ૫-૫-'૪૫

મૅનેજર,
દેનાબૅંક, માણેકચોક શાખા,
અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે "ગુજરાત સમાચાર" ના (અમુક) તારીખના અંકમાંની તમારી જાહેરાત વાંચી. એ સ્થાન માટે હું ઉમેદવાર છું. તમે મારી યોગ્યતા વિચારી એ સ્થાન ઉપર મારી પસંદગી કરશો તો મારી બધી શક્તિઓથી એ કામ બજાવવા તત્પર હોઈશ.

મારી ઉમર વર્ષ ૨૦ ની છે, અને હું લેઉવો પાટીદાર અને અમદાવાદનો વતની છું. ગયે વર્ષે બી. કૉમ.ની પરીક્ષા પહેલા વર્ગમાં મેં પાસ કરી છે. મારો મુખ્ય વિષય બૅંકિંગ હતો. આપને જે જાતની જરૂર છે તેમાં હું ઉપયોગી બની શકીશ એની

ખાત્રી રાખશો. (ફલાણાં-ફલાણાંએ) આપેલાં બે પ્રમાણપત્રોની નકલ આ સાથે આપેલ છે.                    લિ. સેવક

જમનાદાસ ખોડાભાઈ પટેલ

---

### પ્રમાણપત્રો

પ્રમાણપત્ર એ એક રીતે તો ખાનગીપત્રમાં સમાવિષ્ટ થઈ શકે, એનો ઉપયોગ ધંધાદારીમાં જ છે, એટલે એ અહીં આપવામાં આવ્યો છે.

સામાન્ય રીતે જ્યાં આપણે અગાઉ નોકરી કરી હોય, આપણે અભ્યાસ કર્યો હોય તેવાં સ્થળોના મોટા માણસનું પ્રમાણપત્ર ધંધો શોધવા જતા જરૂરી બને છે. જ્યારે શિષ્યવૃત્તિઓ વગેરે મેળવવા વિદ્યાર્થીઓએ અરજી કરવાની હોય છે ત્યારે અભ્યાસ તેમજ ચાલ-ચલગત વિશે શિક્ષક કે શાળાના ઉપરીનાં, તેમજ ચાલચલગત વગેરે માટે ગામના કે શેરીના પ્રતિષ્ઠિત શહેરીનાં પ્રમાણપત્ર જરૂરી બને છે.

આ બધાંમાં લેખક અરજદારને ઓળખે છે, એની ચાલચલગત, જરૂર પ્રમાણે અભ્યાસ વગેરે સારાં છે એવું લખે છે, અને વધારામાં એ અરજદારની સફળતા પણ પ્રચ્છે છે.

#### નમૂનો

હું (અમુક અમુકને) ઓળખું છું. એની ચાલચલગત સારી છે. અભ્યાસમાં એણે અત્યાર સુધી સારું કાર્ય કર્યું છે. (અમુક અમુક) ઇનામ મેળવ્યાં છે. એ બહુ સારા સ્વભાવનો અને આજ્ઞાંકિત છે. જે કામ એને સોંપવામાં આવશે તે સારું કરશે એવી મને ખાતરી છે. (શિષ્યવૃત્તિનું હોય તો—એ શિષ્યવૃત્તિને લાયક છે અને શિષ્યવૃત્તિનો ઉપયોગ સારો જ કરશે, એની મને ખાતરી છે.) એની હું સફળતા ઇચ્છું છું.

ભારતી સોસાયટી,

એલિસબ્રિજ                                        મોતીભાઈ ચુ. મહેતા

અમદાવાદ                                     (મેનેજર...(અમુક) બેંક)

તા. ૭-૫-'૪૫

---

## ૩. રાજકીય સંબંધના પત્ર

રાજ્યનાં જુદાં જુદાં ખાતાંમાં પરસ્પરને લગતા પત્રો-તુમારો લખવામાં આવે છે તેમ પ્રજાજનો તરફથી અરજી કરવામાં આવે તે આ પ્રકારમાં જાય છે. આમાં અમલદારના હોદ્દા પરસ્પર સ્પષ્ટ રીતે લખવાના હોય છે. જેમ રાજકીય તેમજ જુદી જુદી ખાનગી ઓફિસો-કાર્યાલયોમાં પણ પત્ર લખવાના હોય છે. આ બધા જ પ્રકારોના પત્રોમાં સંબોધન "સાહેબ" તરીકે અને અંત "સેવક"થી થાય છે. "સાહેબ"ને બદલે "શ્રીમાન" શબ્દ પણ દેશી પત્રવ્યવહારમાં ચાલુ છે; પણ અંતે તો "સેવક" જ લખાય છે.

નમૂના

આસિ. કલેકટરની ઓફિસ,
મુ. ધોળકા
તા. ૧૫-૨-'૪૫

મે. કલેકટર સાહેબ,
અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે અહીં ખાતે છેલ્લા ચાર દિવસોથી ( અમુક કિસ્સાની) તપાસ હાથ ધરી છે અને એનું પરિણામ નીચે મુજબ જણાય છે :

( અહીં કિસ્સાની વિગત )

આ હકીકત છે. આ વિષયમાં વિશેષમાં શું કરવું એની સલાહ-સૂચના જરૂરી હોય તો મોકલવા મે. કરશો.

લિ. સેવક

..................
આસિ. કલેકટર

( આનો એ જ રીતે જવાબ લખી શકાય. )

(અન્ય અરજદારની અરજી)

મીઠાખળી, અમદાવાદ
તા. ૧૫-૫-'૪૫

મે. કલેક્ટર સાહેબ,
અમદાવાદ

સાહેબ,

વિ. વિ. કે મારા પડોશમાં (અમુક અમુકનું) મકાન આવેલું છે તેનાં નેવાં એ ભાઈના સ્વતંત્ર આંગણામાં પડે છે. હાલ એણે છાંપરું ઊંચું લીધું છે અને પરનાળ એવી રીતે ગોઠવી છે કે નેવાંનું પાણી એના આંગણામાં ન પડતાં. પરનાળથી મારા એ બાજૂના રાંધણિયાની બારી પાસે પડે છે. મારું મકાન નીચું હોવાથી મારા રાંધણિયામાં વરસાદ વખતે એ પરનાળના પાણીના દરેડામાંથી પુષ્કળ છાંટ ઊડે છે. આનાથી મારી ધાર્મિક લાગણી દુભાય છે. એણે બાંધેલી પરનાળ ગેરવાજબી છે. આ વિષયમાં આપે તપાસ કરાવી મને યોગ્ય દાદ આપવી એવી વિનંતિ છે.

લિ. સેવક
ધૂળાભાઈ પૂંજાભાઈ બારોટ

આ પ્રમાણે મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ વગેરેને પત્રો લખી શકાય. નિશાળોમાં પણ ઉપરી અમલદાર, વિદ્યાધ્યક્ષ, શિક્ષકો વચ્ચે આ પ્રમાણે પત્રો લખવામાં આવે છે.

## જૂના જમાનાના અને ચાલુ જૂના પત્ર

સંસ્કૃત પદ્ધતિએ પત્રલેખન અનેક શાખાઓમાં ફંટાયેલું જોવા જાણવા મળે છે. પત્રો કેવી રીતે લખવા એના ગ્રંથ પણ મળી આવે છે. લેખપદ્ધતિ નામનો આ વિષયનો એક ગ્રંથ મળી આવ્યો છે તેમાં રાજાનો આદેશ, રાજાનું શાસનપત્ર, તામ્રશાસનપત્ર, અનેક પ્રકારની ભૂર્જપત્તલાઓ, વ્યવસ્થાપત્ર, રાજહૂંડી, નિરૂપણાપત્ર, વિજ્ઞપ્તિપત્ર, આશીર્વાદપત્ર, પ્રેમપત્ર, વગેરે પત્રલેખન-વિધિના નમૂના

મળે છે. ઉપરાંત ગીરો વેચાણુ સાટા વગેરેના નમૂના એમા છે. અમુક ચોક્કસ રીતે આ પત્ર લખવામાં આવતા.

સામાન્ય રીતે વ્યવહાર માટેના પત્રોમાં સ્વસ્તિથી આરંભ કરવામાં આવતો, સ્થળ અને વિશેષણો સાથે પછી લેખકનું નામ ચાલુ લખાણે, પછી જેના ઉપર લખવાનો તેનું નામ, અને પછી પત્રની વિગત. છેલ્લે તિથિ વાર માસ વર્ષનો સામાન્ય રિવાજ હતો. કેટલીક વાર આરંભમાં પણુ વર્ષ માસ તિથિ વાર લખવામાં આવતા.

જૂનામા જૂના બે પત્ર કાલિદાસના "માલવિકાગ્નિમિત્ર" નામક નાટકમાં મળે છે. બેશક એમાં પત્રને છેડે વર્ષ–માસ–તિથિ–વાર નથી; જેમકે—

स्वस्ति । यज्ञशरणात् सेनापतिः पुष्यमित्रो वैदिशस्थं पुत्रमायुष्मन्त-मग्निमित्रं स्नेहात्परिष्वज्यानुदर्शयति । विदितमस्तु । योऽसौ राजसूययज्ञदीक्षितेन मया राजपुत्रशतपरिवृतं वसुमित्रं गोप्तारमादिश्य सवत्सरोपावर्तनीयो निर-र्गलस्तुरगो विसृष्टः स सिन्धोर्दक्षिणे रोधसि चरन्नश्वानीकेन यवनानां प्रार्थितः । तत उभयोः सेनयोर्महानासीत् समर्दः ।

तत परान् पराजित्य वसुमित्रेण धन्विना ।
प्रसह्य ह्रियमाणो मे वाजिराजो निवर्तितः ॥

सोऽहमिदानीमंशुमतेव सगरः पौत्रेण प्रत्याहृताश्वो यक्ष्ये । तदिदानी-मकालहीनं विगतरोषचेतसा भवता वधूजनेन सह यज्ञसेवनायागन्तव्यमिति ॥

"સ્વસ્તિ, યજ્ઞશરણ (સ્થાન)થી સેનાપતિ પુષ્યમિત્ર વિદિશામાં રહેલા પુત્ર આયુષ્માન અગ્નિમિત્રને સ્નેહથી ભેટી દોરવણી આપે છે. વિદિત થાઓ કે રાજસૂયયજ્ઞની દીક્ષા લઈ મેં સો રાજકુવરો સાથે વસુમિત્રને રક્ષક નીમી એક વર્ષમાં પાછો આવે એ પ્રમાણે જે ઘોડો છૂટો મૂક્યો છે તે સિંધુના જમણે કાંઠે ચરતો હતો ત્યા યવનોના સૈન્યે આંતર્યો ત્યાં બંને સૈન્યને ભારે ઝપાઝપી થઈ.

ઝૂંટવાતો હતો જેવો, હરાવી ત્યાં જ શત્રુને
સુધન્વા વસુમિત્રે એ વાળ્યો મારા તુરંગને.

જેમ અંશુમાને લાવેલા અશ્વથી સગર રાજાએ યજ્ઞ કર્યો હતો તેમ મારા પૌત્ર વસુમિત્રે લાવેલા અશ્વથી હું યજ્ઞ કરીશ. તો હવે જેમ બને તેમ જલદી મનમાંનો રોષ દૂર કરી રાણીઓ સહિત યજ્ઞની સેવા કરવા આવજો."

ઉત્તર ગુજરાતના મોડાસા ગામથી લખાયેલો આ એક પત્ર સંપૂર્ણ છે; જેવો કે—

स्वस्ति । श्रीमुहडानिवासितश्रीमद्विजयकटकात् राउलश्रीवाघपादा-नामादेशात् अणघुरे राणाश्रीजयताकस्य सान्धिविग्रहिकं सादरं बोधयति यथा । बोद्धव्यमिदम् । श्रेयोऽत्र श्रीमदस्माकं सौराज्ये अवबुध्य स्वचित्ते परमप्रमोदं विचिन्त्य निजनाथकल्याणवतीभिः किंवदन्तीभिः श्रीवयमजस्रमा-नन्दनीयाः । कार्यं च । यत् श्रीमदस्माकं महाराष्ट्रियदण्डाधिपतिना सह विग्रहः संजातोऽस्ति । अतः साधनसहस्रैकं नीत्वा श्रीअस्माकं प्रतीकार-ग्रहे समग्रजयनशालासामग्रीसहितं सत्वरं प्रहेयम् । यथा प्रहितवाचिकार्थो निजस्वामिनो हृदयंगमः कार्यः । संवत् १२९९ ज्येष्टसुदि १५ गुरौ । दृ० श्रीस्वयमादेशः । ( અહીં છેવટ હસ્તાક્ષર પણ કરવામાં આવતા. )

આજે ગુજરાતીમાં જૂની પદ્ધતિના પત્ર લખાય છે તેઓમાં સ્વસ્તિથી આરંભ કરી જ્યાં મોકલવાનો હોય તે ગામ, જેને મોકલવાનો હોય તેનાં વિશેષણો સાથે એનો નિર્દેશ, પછી લેખકનું ગામ, લેખકનું નામ, અને રિવાજ હોય એ પ્રમાણે પાયલાગણુ, નમસ્કાર, આશીર્વાદ, જય ગોપાળ, જય શ્રીકૃષ્ણ, જય જિનેંદ્ર, રામરામ વગેરે લખાય છે. પછી પત્રની વિગત અને છેવટે સંવત્ માસ તિથિ વર્ષ; જેમકે—

"સ્વસ્તિશ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધ્ય સર્વગુણોપમાપાત્ર છત્રસ્વરૂપ પિતાજી રામચંદ પ્રેમચંદ સાથ સર્વ જોગ, એતાવાન શ્રીરાજનગરથી લિ. છોરુ કપૂરચંદના ઝાઝા કરી પાયલાગણ વાંચશો. જત સમાચાર જાણજો જે તમારો કાગળ એક કુશળ સમાચારનો બે દિવસ ઉપર મળ્યો; વાંચી અમે ઘણા રાજી થયા છિયે. અત્રે અમે બધાં રાજીખુશીમાં છિયે.

તમારા રાજીખુશીના સમાચાર લખજો. અહીં હાલ વેપારપાણી મોળાં છે. નદીમાં ભારે રેલ આવી હતી તેથી બહારની આવક ઓછી થઈ ગઇ છે, તેથી કેટલીક ચીજની ઘટ પડી ગઈ છે. પાણી નદીમાં ઊતર્યાં પછી કાંઇ જવા આવવાની સગવડ થાય અને વહિયાતની આવજા ચાલુ થાય પછી રોજી કાંઇક વધે એમ આશા છે. ત્યાંના સારા સમાચાર લખજો. ત્યાં અમારાં માતાજીને પાયલાગણુ કહેશો. ભાઇઓને બોલાવજો. બીજું જે સંભારે તેને ઘટિત કહેશો. દઃ ફોરુ કરમચંદ હા. પોતે. સંવત્ ૧૮૭૫ના મહા સુદ ૫, ગુરુ."

( નમૂનો માત્ર આપ્યો છે. ભાષાનો ઝોક જૂનો રાખી આજની રીતે લખ્યો છે. )

ગામડાવાળાઓના કાગળમાં જેને મોકલવાનો હોય તેના નામની સાથે સાથે ત્યાં જેટલાં બીજાં સગા નજીકનાં હોય તે બધાનાં નામ લખવાનો રિવાજ છે. લખનાર તરીકેના નામની સાથે પણ લેખકના ઘરમાંનાં અને નજીકનાં સગાંનાં નામ લખવાનો રિવાજ છે. બાકી બધું સરખી રીતનું હોય છે.

### અભ્યાસ

૧. પત્રના મુખ્ય પ્રકાર કેટલા અને કયા કયા?

૨. કોઇ પણ પત્રનાં અંગ કેટલાં અને કયાં? વિગતવાર સમજૂતી આપો.

૩. સંબોધનના જુદા જુદા પ્રકાર બતાવો.

૪. નીચેના વિષય ઉપર સૂચવ્યા પ્રમાણે જુદા જુદા પત્ર લખોઃ

(૧) તમે બહારગામથી ઘેર કુશળ આવી ગયા છો એ વિશે પરદેશમાં રહેલા પિતાને પત્ર લખો.

(૨) તમારી મુસાફરીનો હેવાલ તમારા નાના ભાઇને લખી જણાવો.

(૩) તમારા મિત્રને સારી નોકરી મળતાં અભિનંદનનો પત્ર લખો.
(૪) તમારા શિક્ષકને પરીક્ષાનો ખ્યાલ આપતો પત્ર લખો.
(૫) નોકરીમાં દસ દિવસની રજા માગતો પત્ર તમારા ઉપરી અમલદારને કારણ સમઝાવતાં લખો.
(૬) નોકરી માટેની એક અરજી તમારા મનગમતા સ્થાન ઉપર લખો.
(૭) રાજ્યના દીવાન તરફથી એના શિરસ્તેદાર ઉપર જુદાં જુદાં ખાતાંની તપાસ માગતો પત્ર લખો.
(૮) એક વેપારી પેઢી ઉપર બીજી વેપારી પેઢીનો વેપારની રૂખ માગતો પત્ર લખો.
(૯) તમારા લગ્નની નિમંત્રણપત્રિકા તમારા પિતાજી લખે એવો પત્ર લખો.
(૧૦) એક મિત્રની માતા ગુજરી જતાં દિલાસાનો પત્ર લખો.
(૧૧) તમારા ઘર ઉપર આવી પડેલી સરકારી જપ્તીમાંથી મુક્તિ પામવાનો જિલ્લાના કલેક્ટર ઉપર પત્ર લખો.
(૧૨) તમારા ગામમાં થયેલા એક ખૂનનો અહેવાલ વર્તમાનપત્રના તંત્રી ઉપર લખો.
(૧૩) ગામમાં ચાલતી અંધાધૂંધીનો અહેવાલ વર્તમાનપત્રના તંત્રી જોગ લખો.
(૧૪) વેપારી પેઢીએ પોતાના માલની જાહેરાત મોકલવા વિશેનો પત્ર વર્તમાનપત્રના કાર્યાલય ઉપર લખો.

## ૮. સાર-લેખન

**સાર**-લેખન એ ખરેખર એક અદ્‌ભુત કળા છે. બીજાના વિસ્તૃત વિચારોને એમાંના મુદ્દા સાચવી રાખી ટૂંકમાં બતાવી જવા એ નાનીસૂની વાત નથી. સામાના વિસ્તૃત વિચાર બરાબર સમજી પચાવ્યા ન હોય ત્યાંસુધી આ કાર્ય સરળ બનતું નથી. આનો જીવનમાં પૂર્વે ઉપયોગ નહોતો; આજે હવે ખૂબ ઉપયોગ છે. ખાસ કરી વર્તમાનપત્રકારના ધંધામાં આ કળાની ડગલે અને પગલે જરૂર છે. કોઈ પણ ખાનગી કે જાહેર સભાની કાર્યવહી લેવાની હોય ત્યારે વર્તમાનપત્રકારની કસોટી હોય છે. લાંબાં લાંબાં ભાષણ અને બીજા કાર્યક્રમની વિગતો એ તેના તે સ્વરૂપમાં લેવા જાય તો એટલું કાંઈ છાપી શકાય એટલી છાપામાં જગ્યા હોઈ શકે નહિ. આથી જ સમગ્ર કાર્યવહી એવી રીતે આપવી જોઇયે કે એનો એક પણ મુદ્દો જાય નહિ, લંબાણ થાય નહિ, છતાં સુવાચ્ય બને. દરેક સંસ્થામાં કામ કરતા મંત્રીઓને માટે પણ સંસ્થાની પ્રવૃત્તિને લગતી નાની મોટી સભાઓની કાર્યવહી લખવામાં આ કળા મેળવવી અનિવાર્ય હોય છે.

આજે આપણી ભાષાની દૃષ્ટિએ વિચાર કરતાં આ **સાર-લેખન**નાં નીચેનાં ચાર અંગ આપણે લક્ષ્યમાં લેવાં જોઇયે :

૧. વિષયનિર્દેશ, ૨. મુદ્દા, ૩. સંક્ષેપ અને ૪. તત્ત્વ.

આપણી સામે રજૂ થતા સંદર્ભનો મુખ્ય વિષય કયો છે એ શોધી કાઢવું—નિબંધ કે પ્રબંધનું **મથાળું** નક્કી કરવું, એ **વિષયનિર્દેશ.**

ઉદાહરણ તરીકે નીચેનો એક વાક્યખંડ લઇયે :

" કવિતા જેવો મિત્ર કોણ છે? એનાથી જેવો ઘા રુઝાય છે તેવો ઓસડથી રુઝાતો નથી. કહો તો હસાવે, કહો તો રોવાડે, કહો તો ગુસ્સો આણે, કહો તો બિવડાવે. સઘળા–ગુણસંપન્ન કવિતા

જેવી વસ્તુ મળવી મુશ્કેલ. અહીં નાના પ્રકારનાં નિર્મળાં સુખ ભોગવાવી પરલોકને વિશે સમઝ આપનાર પણ એ જ છે. કવિતા વિશે જેટલું બોલિયે તેટલું થોડું છે—પીધા વિના સઘળું ખોટું. જેને પીધું હોય તેને ખબર પડે કે આટલું ને આવું સુખ થાય છે. કવિતાનું સુખ અલૌકિક છે. સંસારની ઉષ્ણતામાં કવિતાચંદ્ર મનને શાંત કરે છે. કવિતાની મઝા અને લહેજત જુદી જ છે. કવિતા જગતનો પ્રાણ છે." (નર્મદ)

આ વાકયખંડમાં શાને ઉદ્દેશી લેખક કાંઈ કહે છે? જેને ઉદ્દેશીને લેખક કાંઈ કહે છે તે એનો વિષય છે. આ ખંડમાં એ રીતે કવિતા વિષય છે. એ સાદો વિષય થયો. લેખક કવિતાનું વર્ણન કરતાં એની શ્રેષ્ઠતા તરફ, એની લોકોત્તરતા તરફ શ્રોતાને ખેંચી જાય છે; એથી વિશેષ વિષય કવિતાની લોકોત્તરતા એવો તરી આવે છે. કથનનો સમગ્ર મર્મ વિચારવાથી મુખ્ય વિષય નક્કી કરી શકાય.

એક બીજો નમૂનો લઇયે:

"આ દશ્ય ભવ્ય હતું. દુઃખમાં સૌ એક થઈ ગયા. ભેદ ભૂલી ગયા. ઇશ્વરને હૃદયથી સંભારવા લાગ્યા. હિંદુ-મુસલમાન બધા સાથે મળી ઇશ્વરને યાદ કરવા લાગ્યા. કોઇએ માનતાઓ માની. કપ્તાન પણ સૌની સાથે ભળ્યા. અને સૌને આશ્વાસન આપી કહ્યું કે જોકે તોફાન તીખું ગણાય એવું છે તોપણ આના કરતાં ઘણાં વધારે તીખાં તોફાનોનો મને અનુભવ થયો છે. સ્ટીમર મજબૂત હોય તો એકાએક ડૂબતી નથી. ઉતારુઓને એમણે આવું ઘણું સમઝાવ્યું, પણ એથી ઉતારુઓને કરાર ન વળે. સ્ટીમરમાં અવાજો તો એટલા થાય કે જાણે હમણાં કયાંકથી તૂટશે, હમણાં ગાબડું પડશે. ગોથાં એવાં ખાય કે હમણાં ઊથલી પડશે એમ લાગે. ડેક ઉપર તો કોઈ રહી જ શેનું શકે? 'ઈશ્વર રાખે એમ રહેવું' એ સિવાય બીજો ઉદ્‌ગાર નહોતો સંભળાતો." (મ. ગાંધીજી)

આ વાક્યખંડમાં લેખક શાને ઉદ્દેશી કહે છે ? વર્ણન દરિયામાં તોફાને ચડેલી આગબોટનું છે. દરિયામાં તોફાન, તોફાને ચડેલી આગબોટનાં મુસાફરોની ધોલાવેલી એ આમાં સ્પષ્ટ છે. આ ત્રણે વાત સમાઈ જાય એવું ટૂંકું મથાળું કરવું જોઈએ. વિષયમાં એકથી વધારે બતાવવાનું હોય તો અને આવી શકે. એ રીતે **દરિયાઈ તોફાન અને આગબોટનાં મુસાફર** એ વિષય આખા વાક્યખંડનો ખ્યાલ આપે એવો થાય

મથાળું બની શકે એટલું ટૂંકું થવું જોઈએ. વર્તમાનપત્રકારો મુખ્ય વિષયના પેટા-વિષય વાક્યખંડમાં ચર્ચાયેલા મુદ્દા ઉપરથી આપે છે એમાં આ જ રીત છે. એટલા વાક્યખંડમાં જે મુદ્દો રજૂ થતો હોય એ પ્રમાણે મથાળું અપાય.

## ૨. મુદ્દા

કોઈ પણ લાંબા લેખ, નિબંધ, વાર્તા, સંવાદ કે એવી ગદ્ય-પદ્યકૃતિમાંથી પ્રાણભૂત વિચારને અલગ અલગ તારવી લેવા એને જ મુદ્દા (points) શોધી કાઢવા કહે છે. એ મુદ્દાઓ ઉપર એ આખો **સંદર્ભ** નિરૂપાયો હોય છે. કોઈ પણ વિષયનું નિરૂપણ કરવું હોય તો પ્રથમ મુદ્દા નક્કી કરવા પડે છે. તેથી વિષય-નિરૂપણ સરળ બને છે.

અહીં આપણે આ નમૂનો જોઈએ :

"શું ખાવું, કેટલું ખાવું અને ક્યારે ખાવું એના પણ નિયમ છે. એ નિયમો પાળવાથી માણસ નીરોગી રહી શકે છે અને લાંબું આયુષ પણ ભોગવી શકે છે. જ્યારે આપણે નિયમ પ્રમાણે વર્તિયે છિયે ત્યારે જ એની ખૂબી માલૂમ પડે છે. નિયમસર જ ભૂખ લાગે ત્યારે ભૂખ જેટલું અને ગુણકારી ખાવું જોઈએ. દેખ્યું એટલું ખાવું નહિ. લોકો આરિયાં અને એવી વસ્તુઓ રસ્તામાં ખાવા મંડી પડે છે, પણ ઈશ્વરી નિયમનો ભંગ થશે તો શિક્ષા થવાની જ.

બીજી વાત ચાવીને ખાવાની છે. કોઈ કહેશે કે શું અમે

આવ્યા વગર ખાતા હોઈશું. હા, એમ જ છે. સોએ પંચોતેર ટકા બરાબર ચાવતા નથી. એક ગૃહસ્થ કહેતા હતા કે ભાત તે વળી ચવાતો હશે. પણ એ મરી ગયો પણ અતિસારથી જ. ચાવવું એ તો એક વિદ્યા છે. આખો દાણો પેટમાં જાય તેથી નુકસાન થાય છે. રસ થઈને જાય તો જ એ લોહી સાથે એકરસ થાય. અને ચાવિયે તો જ થૂંકના પદાર્થ સાથે મળી રસ થાય. ચાવ્યા વગર ખાધેલું બરાબર પચતું જ નથી. વૈદ્યો કહે છે કે દરેક કોળિયો ઓછામાં ઓછો ચાળીસ વાર ચાવવો જોઇયે." (અંબાલાલ સાકરલાલ)

આ બે વાક્યખંડોમાં વિષય છે **મિતાહાર અને ચાવીને ખાવું.** એ દરેક ખંડમાં મુદ્દા તારવિયે તો આ પ્રમાણે નીકળે:

૧. ખાવાને માટે નિયમની જરૂર;
૨. ભૂખ પ્રમાણે ગુણકારી ખાવું;
૩. ગમે તે ન ખાવું;
૪. ચાવીને ખાવું;
૫. બધા ચાવતા નથી;
૬. ચાવવાથી પાચનક્રિયા.

આ ૭ મુદ્દાઓ ઉપર આ બે વાક્યખંડ રચાયા છે. આ ૭ મુદ્દા લઈ ગમે તે માણસ ઉપરના લખાણને મળતા આશયનું લખાણ નવેસરથી આપી શકે.

"હિંદવાસીઓ લાંબા સમય સુધી તો વિદેશી ચિત્રપટોના પ્રેક્ષક જ બની રહ્યા હતા. રજતપટની દુનિયાને ઉદ્યોગ તરીકે અપનાવી લેવાનું તો આપણને ઘણું મોડું સૂઝયું, તેમ છતાં અત્યારે હિંદમાં પણ આ ઉદ્યોગ સારી રીતે પાયા જમાવીને બેસી ગયો છે. આપણા દેશના અર્થકારણમાં સિને-ઉદ્યોગ નાનોસૂનો નહિ, પણ સારો ભાગ ભજવે છે. વિદેશી ઉદ્યોગોને એણે ઠીક ઠીક હંફાવ્યા છે. પ્રમાણમાં થોડા જ સમયમાં આ ઉદ્યોગે ખૂબ જ આગેકૂચ કરી છે. એમ છતાં

આપણાં ચિત્રપટોને નિકષ ઉપર ચડાવતાં એટલું સિદ્ધ થાય છે કે એનો ઉદય એની ગુણવત્તાને નહિ, પણ વિશિષ્ટ પ્રકારના સ્થિતિ-સંયોગને જ આભારી છે. આમાં લાભની બાજુએ જોતાં હિંદી ચિત્રપટનો કોઇ વિદેશી હરીફ નથી એ એની લોકપ્રિયતાનું એક મોટું કારણ છે. જો આપણે અંગ્રેજી ભાષાભાષી હોત અથવા તો વિદેશી ચિત્રનિર્માતાઓ હિંદીઓ માટે હિંદની દુનિયાનાં હિંદી ભાષામાં ચિત્ર નિર્માણ કરતા હોત તો એની સામે આપણાં ચિત્રપટ જરાયે ટકી ન શકત, એટલું જ નહિ, પણ અહીં આપણો એ ઉદ્યોગ ઉગમ પામ્યો કે જામ્યો પણ ન જ હોત."

("પ્રજાબંધુ" તા. ૨૨-૭-'૪૫, પૃ. ૮)

આ વાકયખંડનો વિષય આજનો હિંદી સિને-ઉદ્યોગ છે. આના નિરૂપણ માટે નીચેના મુદ્દા તરી આવે છે:

૧. પહેલાં વિદેશી ચિત્રપટ હતાં;
૨. મોડેથી હિંદમાં ઉદ્યોગ આવ્યો;
૩. વિદેશની હરીફાઇએ જમાવટ થઈ;
૪. પરંતુ ગુણવત્તા નહિ, પણ સ્થિતિ-સંયોગ ઉપર વિકાસ;
૫. વિદેશી હરીફાઈ દેશમાં નથી;
૬. વિદેશી હરીફાઈ હોત તો સફળતા ન હોત.

આ ૭ મુદ્દાઓ ઉપર આખો વાકયખંડ બંધાયો છે. જેમ આવા સાદા નિબંધ મુદ્દાઓ ઉપર બંધાયા હોય છે તેમ નાની વાર્તા, નવલિકા, નવલકથા, નાનાં કાવ્ય, ખંડ કાવ્યો, મહાકાવ્યો બધાં મુદ્દાઓ ઉપર જ બંધાયેલાં હોય છે. પ્રથમથી મુદ્દા નક્કી કરી લેવાથી એની આમપાસ વિષયનું નિરૂપણ પ્રામાણિક ચોક્કસ અને સચોટ બને છે. ગમે તેમ પ્રથમથી જ લખવાની ટેવ હોય છે તેવા લેખકોનું લખાણ એવું સચોટ થઇ શકતું નથી. ભાષણ કરનારાઓએ પણ મુદ્દા ટપકાવવા જ પડે છે. ન ટપકાવનારા હૃદયમાં મુદ્દા નક્કી

કરી રાખી પછી આગળ વધે છે. એથી જ ભાષણ શ્રોતાઓ ઉપર અસર કરનારાં થાય છે. મુદ્દા નક્કી ન કરનારાઓને હાથે લેખન તેમજ ભાષણમાં **વિષયાંતર** થઈ જાય છે, જે એક મહાન દોષ છે.

## ૩. સંક્ષેપ

વિસ્તૃત વાક્યખંડોને થોડી પંક્તિઓમાં એવી રીતે ટૂંકરી નાખવામાં આવે કે મૂળના મુદ્દા બરાબર સચવાઈ રહે; આને સંક્ષેપ કહેવામાં આવે છે. આ સંજ્ઞાનો પ્રયોગ અહીં પ્રથમ વાર જ કરવામાં આવે છે. સામાન્ય રીતે **સાર-લેખન** એવી જ સંજ્ઞા આને માટે પ્રયોજવામાં આવી છે. ગુજરાતીમાં **સાર** શબ્દ **તત્ત્વ**ને માટે સામાન્ય રીતે પ્રયોજાય છે. આપણે જાણીયે છિયે કે વાચનમાળાઓમાં ' પાઠ કવિતામાંથી સાર શો લેવાનો ?' એવા પ્રશ્નના જવાબમાં સાર (moral) કાઢી આપવામાં આવે છે. આ સારને માટે મારા તરફથી તત્ત્વ શબ્દ યોજવામાં આવ્યો છે. સારમાં આ ઉપરાંત વિષય અને મુદ્દાનો સમાવેશ થાય છે. આ કારણે આખા વિષયને જ **સાર-લેખન** કહેવું વાજબી છે, જેનો સંક્ષેપ (summarising) એક પ્રકાર છે. એ ત્રીજો પ્રકાર તે આ **સંક્ષેપ**. કોઈપણ કવિતા, વાર્તા, સંવાદ, નિબંધ, વાતચીતને ટૂંકમાં કહી આપવું એ, પ્રકરણની શરૂઆતમાં બતાવ્યા પ્રમાણે, પણ એક કળા છે. શરતોમાં સંદેશો લઇ જવાની તો હરીફાઈ પણ ગોઠવાય છે. સંદેશાને શબ્દશઃ લઈ ન જવામાં આવે તો ચાલે, પણ આશય સ્પષ્ટ સ્વરૂપમાં લઇ જવો જોઇયે. એમાં ખામી એટલી ખામી. કોઈ નવલિકા, નવલકથા, નાટક વાંચ્યું હોય યા નાટક સિનેમા જોયાં હોય, કોઇ વક્તાનું વ્યાખ્યાન સાંભળ્યું હોય, આ બધાંને ટૂંકામાં કહી-લખી બતાવવામાં પૂરી ધારણાશક્તિ જોઇયે છે. આને માટે મુખ્ય એ ધ્યાનમાં રાખવું જોઇયે કે મૂળના આશયમાં ફેરફાર તો નથી થઈ જતો ને ! એ માટે—

૧. ધ્યાનપૂર્વક વાચન યા શ્રવણ,

૨. એક પછી એક મુદ્દાની પકડ અને એનું તરત ટાંચણ,

૩. મુદ્દાઓની એકસૂત્રતા ન તૂટે એ પ્રમાણે ટૂંકમાં લેખન,
—આ ત્રણ વસ્તુ લક્ષ્યમાં રાખવાની છે.

હવે અહીં એ માટેના બેત્રણ નમૂના જોઈએ :

**કાળવન**

"એક મોટું વન હતું. એ વન બહુ જ મોટું હતું. એમાં ઊંચાં ઊંચાં તરુવરોનો પાર નહોતો. એ મહાવૃક્ષો એટલાં તો ધીચ અને ફૂલ્યાંફાલ્યા રહેતાં કે સૂર્યનું અજવાળું પણ ત્યાં પૂરું પહોંચી શકતું નહિ. લાંબાં લાંબાં વેલાવેલીઓ એક બીજામાં ગૂંચવાઈ એક ઝાડેથી બીજે ઝાડે વીંટળાઈ વળગી રહેતાં, ઝાડોને ઢાંકી દેતાં કે વડવાઈઓની પેરે નીચે ઊતરી લટકતાં. વળી એ ઝાડોની નીચે જમીન પર ચોમેર નાનાં વેલાવેલીઓ પથરાયેલાં રહેતાં. એ બધાં અસંખ્ય કાંટાઓથી ભરપૂર હતાં. ચાલનારાઓને ડગલે ડગલે એ કાંટા વાગતા, એમનાં શરીર ઉઝરડાતાં, ને ચાલવું મુશ્કેલ થઈ પડતું. એ ઉપરાંત અનેક જાતના ચિત્રવિચિત્ર સર્પોથી એ વન સદાય ઊભરાતું. સર્પોનો ભૂરો રંગ જમીનના રંગ સાથે એવો તો ભળી જતો કે ભોળા વટેમાર્ગુ કશી આશંકા કર્યા વગર એઓના પર પગ મૂકી ચાલતા અને સહેજ સહેજમાં સર્પ-ડંખનો ભોગ થઈ પડતા. બીજા કેટલાક સર્પ વળી રાતાપીળા અને સોનેરીરૂપેરી ચટાપટાથી એટલા સુંદર દેખાતા કે જોનાર સહેજે એમને સુંદર ફૂલ કે કીમતી માણેક માની ઊંચકવા જાય, ને એ ઊછળીને ડંખ મારે ત્યાંસુધી બિચારાને કશી ખબર પણ પડે નહિ!

એ વનમાં બીજાં નાનાં નાનાં મેદાન પણ કેટલાંય હતાં. એમાં ફૂલ ઊગતાં. ફૂલો બહુ સુંદર હતાં, કોઈ દૂધ જેવી ધોળી ચળકતી પાંખડીઓવાળાં, અને વચ્ચે ઊંડા ખાડામાં ઢંકાઈ રહેતા

જાંબૂડિયા રંગનાં, તો કોઈ ભૂરા આછા રંગનાં, એવાં ભાતભાતનાં એ પચરંગી ફૂલ એમની પાતળી નાજુક ડાંડલીઓ પર ઝોલા ખાતાં મનુષ્યની પેરે ગામથી તેમ ડોલતાં; અને રંગબેરંગી ટીલાં-ટપકાંવાળાં ફૂલોની એ હારો ચમકતા તારાનાં તોરણ જેવી દેખાતી. આજુબાજુની હવા એ પુષ્પોની બહેકથી રાતદહાડો મધમધી રહેતી. પણ એ બધાંયે ફૂલ કાંટાવાળાં હતાં, અને એ કાંટા ફૂલ તોડીને હાથમાં લીધા પહેલાં દેખાતા નહિ!" (સ્વામી આનંદ)

"કાળવન" આ વર્ણનમાં નીચેના મુદ્દા તરી આવે છે: ૧. મોટું ઘીચ મોટાં-વૃક્ષોવાળું વન; ૨. પુષ્કળ વેલાવેલીઓ ઝાડો ઉપર તેમ જમીન ઉપર પથરાઈ રહેલાં હતાં; ૩. આ બધાં કાંટાવાળાં હોઈ જનારને ખૂબ મુશ્કેલી નડતી; ૪. અનેક પ્રકારના રંગબેરંગી -સર્પ; ૫. કીમતી માણેકની ભ્રાંતિએ પકડવા જતાં સર્પદંશ; ૬. ફૂલ-ઝાડવાળાં મેદાન; ૭. અનેકરંગી ફૂલો પણ બધાં કાંટાવાળાં.

આ મુદ્દા પકડ્યા પછી નીચે મુજબ ટૂંકવણી:

"એક ઘીચ વનમાં ઊંચાં વૃક્ષ અનેક વેલાવેલીઓથી વીંટળાયેલાં હતાં. જમીન ઉપર પણ વેલાવેલીઓ પથરાઈ રહેલાં હતાં. એ વેલાવેલીઓ બધાં કાંટાવાળાં હતાં, તેથી ચાલનારના પગ ભોંકાતા હતા. આ વનમાં અનેક રંગના સર્પ હતા. જમીનના રંગ સાથે એવી રીતે ભળી જતા કે સર્પો છે એવું માલૂમ ન પડે. રાતાપીળા સર્પ જાણે કે-માણેક છે તેવા લાગતા. જોનાર એ લેવા જતાં સર્પદંશનો ભોગ થઈ પડતો.

નાનાં નાનાં આવેલાં મેદાનોમાં ઘણાં ફૂલઝાડ હતાં. એ અનેક રંગનાં ફૂલ બધાં કાંટાવાળાં હતાં. તોડ્યા પછી જ માલૂમ પડે કે ફૂલોમાં કાંટા છે."

હવે વાર્તાના રૂપનો એક નમૂનો લઈએ:

### ગ્રેજ્યુએટ નોકરની ઓરડી

"રજનીકાંત પોતાની નાની ઓરડીમાં એક છાપું વાંચતો બેઠો હતો. બે ઓરડીઓમાં એનું આખું ઘર સમાઇ ગયું હતું. એક નાનું મેજ, એક ખુરશી અને એક આરામ-ખુરશી એ એનું ફર્નિચર હતું. જમીન ઉપર સળીઓની એક ચટાઇ હતી. ત્રણચાર છબી ભીંતે ટાંગેલી હતી. ઓરડી સ્વચ્છ હતી.

તે ગ્રેજ્યુએટ હતો. ગ્રેજ્યુએટ થયા પછી વિદ્યાર્થી એક જ લાયકાત મેળવી શકે છે—નોકરી કરવાની. સારી ઓળખાણ હોય તો મોટી નોકરી મળે અને ઓળખાણ ન હોય તો નાની નોકરી મળે. બંને સંજોગોમાં નોકરી તો ખરી જ.

રજનીકાંતને માસિક સો રૂપિયાનો પગાર મળતો હતો, એટલે એણે ઠીક શરૂઆત કરી હતી એમ બધા માનતા. પરંતુ એ ઠીક શરૂઆતમાંથી તેત્રીસ રૂપિયા ભાડાના આપતો, પચીસ રૂપિયા પોતાની માને મોકલતો, અને બાકીના જે પૈસા રહે તેમાંથી ખાવું પીવું અને મઝા કરવી એ એનો કાર્યક્રમ હતો."

(રમણલાલ વ. દેસાઈ.)

આ એક ટુકડામાં નીચેના મુદ્દા તરી આવે છે:

૧. છાપો વાંચનો રજનીકાંત, ૨. નાના મેજ, ખુરશી અને આરામ-ખુરશીવાળી એક સ્વચ્છ ઓરડી, ૩. દીવાલે ત્રણચાર છબી, ૪. તે ગ્રેજ્યુએટ હતો, ૫. ધંધો નોકરી, ૬. પગાર સો રૂપિયા, ૭. પગારનો વિનિયોગ.

આ સાત મુદ્દા લક્ષ્યમાં લેતાં નીચે મુજબ ટૂંકવણી:

"રજનીકાંત છાપું વાંચતો બેઠો હતો. એની બે નાની ઓરડીમાં નાનું મેજ, એક ખુરશી અને એક આરામખુરશી હતાં. દીવાલે ત્રણ ચાર છબી હતી. એ ગ્રેજ્યુએટ હતો. ગ્રેજ્યુએટ થયા બાદ ઓળખાણ હોય તો સારી, નહિ તો નબળી પણ નોકરી જ કરવાની

રીતે એને સો રૂપિયાની સારી નોકરી મળી હતી. રૂ. ૩૩ ભાડામાં, રૂ. ૨૫ પોતાની માને મોકલવાના અને બાકીનામાં ખાવું પીવું ને મોજ માણવી આ એનો કાર્યક્રમ હતો."

ત્રીજા નમૂના તરીકે એક કવિતા જુઓ :

અવસાન-સંદેશ

(૫૬)

" નવ કરશો કોઈ શોક, રસિકડાં, નવ કરશો કોઈ શોક. ટેક
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી. રસિ૦
પ્રેમ-અંશને રુદન આવશે, થઈ હરખાશે મનથી. રસિ૦
મર્મ ન સમજે, બકે શંખ થઈ, વાંકું ભણે બહુ પણથી. રસિ૦
એક પીડમાં બીજી પીડથી, જલશે જીવ અગનથી રસિ૦
હતો દુખિયો થયો સુખિયો; સમજો છૂટયો રણથી. રસિ૦
મૂઓ હું, તમે પણ મરશો, મુક્ત થશો જગ-તમથી. રસિ૦
હરિકૃપાથી મમ લેખ-ચિત્રથી જીવતો છઉં હું દમથી. રસિ૦
વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી. રસિ૦
જુદાઈ દુઃખ તે નથી જ જવાનું, જન્મે માત્ર મરણથી. રસિ૦
મરણ પ્રેમીને ખચીત મોટું છે, દુઃખ વધે જ રુદનથી. રસિ૦
જમન-નીમ છે જનમ-મરણનો, દઢ રહેજો હિંમતથી. રસિ૦
મને વિસારી રામ સમરજો, સુખી થાશો એ લતથી. રસિ૦

( કવિ નર્મદ )

કવિ નર્મદે એકવાર બીમારી વખતે મરણ નજીક આવ્યું લેખી ઉપરના ઉદ્ગાર કાઢેલા. એમાં નીચેના મુદ્દા તરી આવે છે:

૧. મારા મરણથી કોઈએ શોક ન કરવો. ૨. મેં મારી શક્તિ પ્રમાણે કવિતાનું પાન કરાવ્યું છે. ૩. પ્રેમીઓ દુઃખ પામશે, લુચ્ચા રાજી થશે. ૪. હું દુઃખી હતો તે સુખી થાઉં છું. ૫. મારું ઋણ મેં ચૂકવી આપ્યું છે. ૬. બધાને મરવાનું છે. ૭. મારી કૃતિઓથી હું

અમર છું. ૮. વીરતા અને સત્વવાળી કૃતિઓને દુશ્મનો પણ ગાશે. ૯. રોવાથી દુઃખ વધે છે માટે રોવું નહિ. ૧૦. જગતમાં જન્મમરણ નિયમિત છે. ૧૧. માટે હિંમત રાખજો અને રામસ્મરણ કરજો.

આ મુદ્દાઓ જ સંક્ષેપરૂપે જ અહીં રજૂ થાય છે એટલું કવિતામાં લાઘવ છે.

સંક્ષેપમાં જ સમાતો સભાના હેવાલનો નમૂનો આ છે:

### અમદાવાદમાં મુશાયરો

'ફ્રેન્ડ્ઝ યુનિયન' મંડળ અને સુરતના 'મહાગુજરાત ગઝલ મંડળ'ના સહકારથી અત્રેના ટાઉન હૉલમાં ગઇ તા. ૧૫-૭-'૪૫ ને રવિવારે રાત્રે ૯-૩૦ કલાકે શ્રી. 'શયદા'ના પ્રમુખપણા હેઠળ એક ભવ્ય ગુજરાતી મુશાયરો યોજવામાં આવ્યો હતો. મુશાયરાનું ઉદ્ઘાટન શ્રી. ઉમાશંકર જોશીએ કર્યું હતું. ગુજરાતના જાણીતા ગઝલકારોએ એમાં ભાગ લઇ પ્રસંગને સફળ બનાવ્યો હતો. શ્રી. શયદા, બેકાર, અમીન આઝાદ, સુરતના મજદૂર કવિ 'ગની', સીરાઝ, મુસાફના, અસર, ઇંદુ, અનિલ, પવાર અને 'આસી' વગેરેએ રંગત જમાવી હતી. સ્થાનિક કવિઓમાં શ્રી. વેણીભાઇ પુરોહિતની બંને ગઝલોને પ્રેક્ષકોએ પ્રેમથી વધાવી લીધી હતી. આ ઉપરાંત શ્રી. કેશવરામ શાસ્ત્રી, શ્રી. પિનાકિન ઠાકોર વગેરેની ગઝલો પણ નોંધપાત્ર હતી.

મુશાયરાની શરૂઆત સુરતના 'અનિલ'થી થઇ હતી ત્યારપછી શ્રી. 'શયદા', અમીન આઝાદ, બેકાર વગેરેએ એક પછી એક ચોટદાર ગઝલોથી મસ્ત હવા જમાવી હતી. નોંધપાત્ર બિના તો એ હતી કે સનમ સાકી અને શરાબમાં ચકચૂર રહેનારા આ શાયરોએ હિન્દની આઝાદીની, સિમલા પરિષદની નિષ્ફળતાની અને હિંદુ મુસ્લિમ ઐક્યની સંવેદનસભર ગઝલો રજૂ કરી હતી: એમાંની થોડીક કડીઓ આ રહીઃ—

ભૂલો કરે છે ? અને યુવકોની ભૂલો તો જગતને આગળ વધારશે;
વૃદ્ધોની ભૂલો માફક તે જગતની ગતિને અટકાવશે નહિ જ."

(ર. વ. દેસાઈ)

આ આખો વાક્યખંડ વિચારતા એમાં યુવકે ગંજાઈ ન જતાં આગળ આવી કાર્ય કરવાનું અને વૃદ્ધોએ એઓને કામ કરવાની તક આપવાનું તત્ત્વ તરી આવે છે. **કાર્ય કરનાર ઠોકર પણ ખાય, તેમ છતાં હિંમતથી કામ કરે તો પાર પામે,** એ આ વાક્યખંડનો સ્પષ્ટ બોધ છે.

(છપ્પો)

"હાથી નામ કહેવાય, બીજો ઉંદરને સાદે,
કપૂર કાળો હોય, શામળો સુંદર વાદે.
રૂપો હોય કરૂપ, ભૂષણમાં દૂષણ ઝાઝાં.
કૃપાલ ગમે કૂડ, ભૂપત વગડે વાજાં.
આશા ઇચ્છા ઓલગ કરે, કલંક નિર્મળ-શિર ચડે.
ફોગટ ફરે કંઇ જોઈતા : શામળ નામને શું રડે ?"

(શામળ)

આ પદ્યખંડમાં 'નામ એવા ગુણ નથી હોતા' એવો બોધ સ્પષ્ટ થાય છે. "**સંસારમાં કારણ નામ રહ્યું નથી**" એ આ પદ્યખંડનું તત્ત્વ છે.

(ઉપજાતિ)

"મારા ઉરે કોઈ અબૂઝ વેદના વર્ષો થયાં અંતર કોરતી હતી,
યુગાંતરોની અણદીઠ વાંછના મથી રહી સર્જન પામવા નવાં.
તેં મુગ્ધ મારું ઉર ખોલ્યું, ને મને માતા ! કીધો તેં દ્વિજ દૈન્ય ટાળિયું.
રહે અધૂરાં અવ ગાન મારાં, ફરી ફરી જન્મ લઈ કરું પૂરાં."

(હરિશ્ચંદ્ર ભટ્ટ)

આ પદ્યખંડમાં માતાના ઉપકારનું સૂચન છે. "**માતાના ઉપકારનો બદલો કદી વાળી શકાતો નથી**" એ આમાં તત્ત્વ છે.

દરેકે દરેક વાકયખંડમાંથી તત્ત્વ કે બોધ નીકળી શકતો નથી. વસ્તુસ્થિતિએ એક સંપૂર્ણ પ્રસંગચિત્રથી બોધ ઊઠી શકે. એથી જ નવલિકા, નવલકથા, નાટકો, કથાત્મક કાવ્યો વગેરેમાં આખો પ્રસંગ પૂરો થયે એઓમાંથી બોધ તારવી શકાય છે. બધાં સર્જન સામાન્ય રીતે માનવ-જીવનની અનેક રીતે છાયા આપતાં હોવાથી ઊંડે એમાં બોધ રહેલો હોય છે. આ બોધ આપણને તત્ત્વ-રૂપે સાંપડે છે. આ મેળવવાને માટે તેથી સમગ્ર કૃતિનું ધ્યાનપૂર્વક અવધારણ જરૂરી બને છે; તો જ એમાંથી તત્ત્વ તારવી શકાય. •

## અભ્યાસ

૧. સારલેખન એટલે શું? એના અંગોની ટૂંકમાં ચર્ચા કરો.

૨. 'મુદ્દો' અને 'તત્ત્વ' વચ્ચેનો તફાવત વિગતવાર સમઝાવો.

૩. સંક્ષેપ એટલે શું? ઉદાહરણ આપી સમઝાવો.

૪. નીચેના ફકરાઓમાં માગ્યા પ્રમાણે આપો:

(અહીં શિક્ષકે ચાલુ પાઠ્યપુસ્તકોમાંથી ગદ્ય તેમજ પદ્ય ફકરા પસંદ કરી જરૂર પ્રમાણે વસ્તુનિર્દેશ મુદ્દો સંક્ષેપ અને તત્ત્વ માગવાં.)

•

# ૯. વાર્તા-લેખન

**વાર્તા** શબ્દનો સંસ્કૃત ભાષામાં તો અર્થ થાય છે 'સમાચાર'; પણ પછી ગુજરાતી ભાષામાં આવતાં સુધીમાં 'સમાચાર'માંથી અર્થ બદલી 'કહાણી' એ અર્થમાં આવી રહે છે. ટુચકા, ટૂંકી વાર્તા, વાર્તા (નવલિકા, નવલકથા) એ બધાં આજે વાર્તામાં સમાવેશ પામે છે. સામગ્રે કહાણી–કથાનકના વિષયમાં વ્યાપક રીતે આ શબ્દનો પ્રયોગ કર્યો છે. સિંહાસન–બત્રીશીની અને સૂડા–બોતેરીની એની વાર્તાઓ જાણીતી છે. એ બધી એણે પદ્યમાં લખી છે. નવા પ્રકારની વાર્તાઓ લખવાનું શરૂ થયું એ પૂર્વે લોકકથાઓ 'વારતા'ને મથાળે લખાતી હતી. આપણો 'વાત' શબ્દ એ 'વાર્તા'માંથી ઊતરી આવ્યો છે (જૂનો તદ્ભવ), જ્યારે 'વારતા' એ 'વાર્તા'માંથી નવો આવ્યો છે (અર્વાચીન તદ્ભવ, જેમ 'ધર્મ'માંથી 'ધરમ' વગેરે) 'વાત' શબ્દ હજી 'સમાચાર'નો અર્થ પણ સાચવે છે. 'વાયુ–વેગે વાત પ્રસરે' એમાં 'સમાચાર'નો અર્થ છે. 'વાતડાહ્યો'માં 'સમાચાર' અને 'કહાણી' એ બેઉ અર્થ છે. 'વાતચીત'માં લગભગ 'સંવાદ'નો અર્થ આવી ગયો છે.

'વાર્તા' ત્યારે 'ટુચકા, ટૂંકી વાર્તા, વાર્તા'માં હવે આજે રૂઢ થયેલો છે; તેથી જ **વાર્તા-લેખન** એ આ ત્રણના વિષયમાં મુખ્યત્વે આપણને અહીં ઇષ્ટ છે.

એક સાદી વાર્તા પણ કહેવી હોય તો સારા મહાવરાની જરૂર પડે છે. બધા જ એકસરખી રીતે વાત કહી શકતા નથી એ આપણે જાણીએ છીએ.

વાર્તા લખવામાં કે કહેવામાં પ્રથમ વાર્તાનું વસ્તુ નક્કી કરી લેવું જરૂરી છે. વસ્તુના પ્રત્યેક મુદ્દાની કાગળ ઉપર કે મનમાં નોંધ રાખવાથી વાર્તા–નિરૂપણ સરળ બને છે. વાર્તા–નિરૂપણ માટે નીચેની સૂચનાઓ તેથી જરૂરી બને છે :

૧. વાર્તાના વસ્તુનું ખોખું આંખ આગળ સ્પષ્ટ રીતે ખડું થવું જોઇયે.
૨. પ્રસંગમાં હેરફેર ન થાય એ માટે મુદ્દા ( points ) બરોબર લક્ષ્યમાં રાખવા જોઇયે. (નોંધી લેવા એ સલામત છે.)
૩. વાર્તા જેમ નિરૂપાતી જાય તેમ મુદ્દા એક પછી એક બરોબર જોડાતા જાય છે એ વિશે સાવચેતી રાખવી.
૪. આવશ્યક સ્થળે સંવાદની જરૂર પડે તો ઉમેરવા, પણ એ સ્વાભાવિક હોવા જોઇયે.
૫. સાચી ખૂબી વાર્તાનો ઉપસંહાર કરવામાં છે. આખી વાતનું રહસ્ય બરોબર જળવાઈ રહે એવી સાવચેતીથી અંત લાવવો.

આ પાંચ મુખ્ય સૂચના વાર્તા-નિરૂપણ કરનારે અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇયે. વાતડાહ્યાઓને આવાં સૂચન અત્યંત સ્વાભાવિક બની ગયાં હોય છે.

### ૧. ટુચકા

ખૂબ જ નાનો કોઈ પણ એક પ્રસંગ કહેવામાં આવે છે તેને આપણે ટુચકા કહિયે છિયે. પંચતંત્ર, હિતોપદેશ, ઇસપનીતિની વાતો, ભોજ અને કાળિદાસ, તેમ બિરબલ અને અકબર, કે લવો અને બાદશાહ—એના ગમ્મૂજી ટુચકા આપણે ત્યાં ખૂબ જાણીતા છે. બે ત્રણ નમૂના અહીં આપણે જોઇયે :

મુદ્દા

૧. અકબર દૂધભાઇને જાગીર આપવા ચાહે છે.
૨. એ માટે બીરબલને વહીવટદાર લાવવા કહે છે.
૩. યુક્તિબાજ બીરબલ વાછડો લાવી હાજર કરે છે.

દૂધભાઈ

"બચપણમાં અકબર બાદશાહની જે ધાવ હતી તેને એક દીકરો હતો. અકબર તો હિંદનો શહેનશાહ થયો. દૂધભાઈ તો ગરીબનો ગરીબ રહ્યો. અકબરને દૂધભાઈ માટે માન હતું. બંને એક માનું દૂધ

ધાયેલા. અકબરે એને જાગીર આપવા વિચાર્યું. પણ એ જાગીરનો વહીવટ કરે કોણ ? એણે બીરબલને સારો વહીવટદાર શોધી લાવવા કહ્યું. બીરબલ તો શાણો હતો. અકબરની મહેરબાની યોગ્ય સ્થાને નહોતી : એને બોધ આપવા બીરબલે તરકીબ કરી. જાણે કે વહીવટદાર શોધવામાં મુશ્કેલી છે, એમ થોડા દિવસ કાઢી નાખ્યા. અકબરે તાકીદ કરી. એક દિવસ ઓચિંતો એક વાછડો વાણગારી બીરબલ દરબારમાં લાવ્યો. અકબર આભો જ બની ગયો : અલ્યા બીરબલ, વાછડો શું કામ લાવ્યો છે ? બીરબલ કહે: હજૂર, મારી નજરમાં બીજું કોઈ ન મળ્યું; મને તેથી મારો દૂધભાઈ યાદ આવ્યો. અકબર કહે : અલ્યા, આ દૂધભાઈ શાનો ? બીરબલ કહે : એની મા—ગાયનું એ દૂધ પીએ છે, હું પણ પીઉં છું. અકબર મર્મ સમજી ગયો. કમઅક્કલ દૂધભાઈને જાગીર આપવાનું માંડી વાળ્યું."

મુદ્દા

૧. દિલ્હીમાં એક ગરીબ બ્રાહ્મણ હતો.
૨. પોતે તદ્દન અભણ છતાં લોકો એને 'પંડિત' કહે એવી એની ઇચ્છા.
૩. એનો તોડ બીરબલ કાઢી આપશે, એમ માની એ બીરબલને ઘેર ગયો.
૪. બીરબલે યુક્તિ બતાવી.
૫. 'પંડિત' કહે એનાથી ચિડાવું.
૬. સૌ લોકો 'પંડિત' કહી બ્રાહ્મણને ચીડવવા લાગ્યા.
૭. થોડા દિવસ બ્રાહ્મણે બીરબલની સલાહ મુજબ ચિડાવાનું કર્યું.
૮. લોકો 'પંડિત' કહેવા લાગ્યા.
૯. બ્રાહ્મણે ચિડાવું બંધ કર્યું, પણ છાપ 'પંડિત'ની ચાલુ રહી.

"પંડિત"

"દિલ્હીમાં એક બ્રાહ્મણ હતો. એ બિચારો કાંઈ ભણ્યો નહોતો. નાતીલાઓમાં કેટલાક ભણેલા પંડિત હતા. લોકો એ ભણેલાઓને

પંડિત કહી બોલાવે.્ પેલા બ્રાહ્મણને થયું કે મને પણ 'પંડિત' કહી લોકો બોલાવે તો! પણ પોતાને 'પંડિત' કહેવડાવવો કેવી રીતે? એને યાદ આવ્યું, કે અકબર શાહના પ્રધાન બીરબલ પાસે જાઉં તો કાંઈક તરકીબ મળી આવે. એણે બીરબલને ઘેર જઈ એની સલાહ માગી. બીરબલને એ બ્રાહ્મણની વાત સાંભળી મનમાં હસવું તો ખૂબ આવ્યું;—એનું કામ સફળ કરી આપવા વિચાર્યું. બીરબલ કહે : અલ્યા, જો તને કોઈ 'પંડિત' કહે તો તારે થોડા દિવસ ચિડાવું; સૌ તને 'પંડિત-પંડિત' કહેશે; છાપ નક્કી જેવી થઈ જાય એટલે ચિડાવું બંધ કરજે.

બ્રાહ્મણે એ કબૂલ્યું. બીરબલે જરા દૂર જઈ થોડા છોકરા રમતા હતા તેઓને કહ્યું કે પેલો 'પંડિત' કહેવાથી ચિડાય છે; કહેશો મા. છોકરાઓને ના પાડો એટલે સવાયા થાય. છોકરા તો બ્રાહ્મણને 'પંડિત' કહી ચીડવવા લાગ્યા. પેલો બ્રાહ્મણ પણ ચિડાઈ પાછળ દોડે. એમ કરતાં આખા દિલ્હી શહેરમા એ બ્રાહ્મણ 'પંડિત' તરીકે જાણીતો થઈ ચૂક્યો. હવે બ્રાહ્મણે ચિડાવું બંધ કર્યું;—પણ છાપ ચાલુ જ રહી."

મુદ્દા

૧. માલો કરી ગામેતી હતો.
૨. એ ભારે અદક-પાંસળો હતો.
૩. ચોરા પર બેસી મોટી મોટી વાતો હાંકે.
૪. વેપારીઓને વેપારમાં સલાહ આપવા જાય, ખેડૂતને ખેતીમાં સલાહ આપવા જાય—ચોવટિયાને, પટેલને, સોનીને, સુતારને સૌને સલાહ આપવા જાય.
૫. એક વેપારી એનો ગુરુ મળ્યો.
૬. વેપારીએ શાકનો સંગ્રહ કરવાનો ડોળ કર્યો.—પણ વખારમાં મોકલવાને બદલે બહારોબહાર શહેરમાં મોકલાવી બજારમાં વેચાવી નાખે.

૭. માલો સમઝયો કે કાંઈક કારણ છે : શું કામ આ ધૂમ ખરીદી કરે છે ?

૮. એણે પેલા વેપારીને પૂછતાં વેપારીએ નજીકના ગામમાં લશ્કરનો પડાવ થવાની વાત કરી.

૯. માલે પણ ખરીદ શરૂ કરી.

૧૦. વખારમાં માલ સડી ગયો.

### " માલાના મૂળગા ગયા "

"માલો ગામમાં ગામેતી. એનું જોર ઝાઝું. દરરોજ સાંઝે અને સવારે ગામ વચ્ચે ચોરામાં દાયરો જામે. ગામેતીને એની બંદૂક અને તલવારનું જોર. સૌ એનું માન રાખે; 'માલાભાઇ માલાભાઇ' કરી બોલાવે; આગલી હરોળમાં બેઠક આપે. માલાને આનો ભારી પોરસ. આ પોરસાઈએ એને અદક-પાંસળો પણ બનાવ્યો હતો. ચોરામાં જે કાંઈપણ વાત સાંભળે તેમાં માલાએ પોતાનો ઘોડો ઝુકાવ્યો જ હોય. વેપારીઓ કાંઈક વાત કાઢે એટલે માલાએ માંહે કાંઈક સલાહના બોલ નાખ્યા જ હોય. ખેડૂતોની ખેડ વાવણી પાણેત કે લણણીની વાત આવી કે માલો વચ્ચે કૂદ્યો જ હોય. પટેલની પટેલાઈમાં પણ એની ડાહપ ઉમેરાઈ જ હોય. સોની-સુતાર-લુહાર-મોચી-વાળંદ બધાની કારીગરીમાં પણ એનાં વેણ ભળ્યાં જ હોય. એક વાણિયા વેપારીને થયું કે માલાની આ અદક-પાંસળાઈ ટાળવી જોઈએ. એણે એક યુક્તિ કરી : ચોરા પાસેથી નીકળતી શાકની ગાંસડીઓ લાટબંધ ખરીદવા માંડી, અને જાણે કે પરબારી વખારમાં મોકલે છે એવું સૌને બતાવ્યા કર્યું; પણ વખારે મોકલવાને બદલે બહારોબહાર નજીકના શહેરમાં મોકલાવી બજારમાં વેચાવી નાણાં ઊભાં કર્યે જાય.

માલાને થયું કે વેપારી વાણિયો કાંઈક સમઝીને શાકનો સંઘરો કરતો હશે. એણે એક દી પેલા વેપારીને પૂછ્યું કે શેઠ, શાકનો સંઘરો કેમ કરો છો. વેપારી કહે : નજીકમાં રાજાનો

લશ્કરનો પડાવ થવાનો છે; અત્યારથી સંઘર્યું હોય તો નાણાં સારાં મળે. માલાને થયું કે લાવને, હું પણ નાણાંવાળો થઈ જાઉં. એણે ઘરમાં હતાં, વેપારીઓને ત્યાં પોતાનાં હતાં, પોતાનાં થઈ રહ્યા પછી કરજે લઈને પણ મેળવેલાં તે નાણાંથી એક ખાસ વખાર ભાડે લઈ શાક ભરવા માંડ્યું. થોડા દિવસમાં તો વખાર પણ સાંકડી પડી. એણે એક બે બીજાં મકાન લઈ શાક ભરવા માંડ્યું: કરજી થઈ ગયો. પણ કોઈ લશ્કરનો પડાવ ન પડ્યો. શાક સડી ગંધાઈ ઊઠયું. એ ચેત્યો કે મારા દોઢ-ડહાપણનું પરિણામ છે. સડેલા શાકને ગામ બહાર ફગાવી દેવાનો વધુ ખર્ચ કરી એ થાકી ગયો. એણે ચોરે બેસી હવે વગર માગી સલાહ આપવાનું પાણી મૂકયું."

આ પ્રકારના ટુચકાઓમાંથી કાંઈક બોધ લેવાનો હોય છે. એ બોધને ઉદ્દેશીને જ ટુચકા રચાયા હોય છે.

## ૨. ટૂંકી વાર્તા

જેમાં બોધ ઉદ્દેશ તરીકે નથી હોતો, સામાન્ય પ્રસગો—તે પછી સમાજના-જીવનના-વ્યવહારના-ઇતિહાસના વગેરે નિરૂપવાના હોય છે, તેવાં કહાણી—કિસ્સા વગેરે ટૂંકા રૂપમાં રજૂ કરવામાં આવતાં હોય છે એ ટૂંકી વાર્તા છે. આમાં પણ વાર્તા-લેખન માટેની સર્વ સામાન્ય સૂચનાઓ ઉપર લક્ષ્ય પૂરેપૂરું આપવાનું હોય છે.

અહીં આપણે નમૂનો જોઈએ:

મુદ્દા

૧. આલાખાચર નામનો રાજા. ૨. ચોરીની બીક ત્યાં નહિ. ૩. ન્યાયનો દાખલો : રાજાના મામાએ એક ખેડૂતનું દંતાળું ચોર્યું; —રાજાએ ઠાર માર્યો. ૪. આલાખાચર ઘોડેસવાર થઈ ફરવા નીકળ્યા;—એક બાઈના ખેતરના ઊભા મોલમાં ઘોડો હાંક્યો. ૫. બાઈએ એને ઘણી ગાળો આપી,—એ ઓળખતી ન હતી.–પણ

આલાખાચર તરફ ભારે સદ્ભાવ.—એ મેડીવાળા આલાખાચરના ન્યાયનાં વખાણ કરતી હતી. ૬. દરબારમાં આલાખાચરે બોલાવી પોતા તરફના પવિત્ર સદ્ભાવે ઇનામ આપ્યું.

આલાખાચર

"આલાખાચર રાજા હતા. આલાખાચર દેવ જેવા હતા. ન્યાય તો એનો જ. આલાખાચરના રાજમાં કોઇ બંધ બારણે ન સૂએ. આલાખાચરના રાજમાં બધાં અધડકે સૂએ. આલાખાચર જેવો રાજા! એના રાજમાં બીક કોની?

આલાખાચરમાં ખરી રાજવટ હતી ને દેવવટ પણ હતી. દુશ્મનોનાં દેન નહિ કે એના રાજમાં રંજાડ કરે.

એક વાર આલાખાચરના દરબારમાં ફરિયાદ આવી કે ખેડૂતનું દંતાળું કોક ચોરી ગયું છે. આલાખાચરનો ક્રોધ ક્યાંય માય નહિ: 'હેં, શું મારા રાજમાંથી દંતાળું ચોરાય? ચોર પકડાય તો જાનથી મારી નાખું.'

તપાસ કરતાં ચોર પકડાયો. અને એ આલાખાચરના મામા જ હતા. બધાને વિચાર થઇ પડ્યો કે એના મામાને કાંઇ થોડી સજા કરે! હવે ન્યાય નહિ મળે. પણ આલાખાચરને તો ન્યાય કરવો હતો. એના મામાએ જ દંતાળું ચોર્યું એટલે તો એ વધારે કડક થયા, અને એ દંતાળાથી જ મામાને મારી નાખ્યા. ત્યારથી તો એના રાજમાં કોઇનાં દેન નહિ કે રાતી પાઇ ચોરાય!

× × ×

એક વાર આલાખાચર ઘોડેસવાર થઇ ફરવા નીકળ્યા. એક ખેતરમાં ઘોડાપૂર મોલ ઊભો હતો; આલાખાચરે ઊભા મોલમાં ઘોડો નાખ્યો; પણ ત્યાં તો ખેતરની માલિક બાઇએ એમને જોયા ને માંડી ગાળની ત્રમઝટ વરસાવવા: 'કોણે એ ઊભા મોલમાં ઘોડો નાખ્યો? આ મોલનો કચ્ચરઘાણ વળી જાય છે. ભાળતો નથી?

આંધળો છે ?' આલાખાચર ગાળો સાંભળે છે ને હસે છે; બાઈની પાસે જઈને કહે: 'બાઈ, ગાળો શું કામ દે છે ? તારું થાય તે નુકસાન લેજે.'

બાઈ બોલી: 'જો આવ્યો છે બીચારો નુકસાનનો આપવાવાળો. મારા મોલમાં ઘોડા નાખ્યો જ શું કામ? આ કાંઈ પોપાબાઈનું રાજ નથી, આ રાજ તો છે ખાચર આલાનું. ખરી હોઉં તો તને ત્યાં બેખડાવું ત્યારે ખરી. ઘણી ખમ્મા મારા આલાખાચરને! ધન્ય ઓલી મેડીઓવાળાને કે એના રાજમાં અમે સુખે રોટલા ખાઈએ છિયે.'

× × ×

'પણ બાઈ, તું એ મેડીવાળાને ઓળખે છે !' આલાખાચરે પૂછ્યું.

બાઈ બોલી: 'ઓળખિયે નહિ એટલે કાંઈ ફરિયાદ ન સાંભળે ?' એ તો રાજા માણસ કહેવાય. અમે એને ક્યાંથી ઓળખિયે ?'

બાઈના ભાવથી આલાખાચર ખુશ થઈ ગયા. બાઈ બબડતી રહી ને આલાખાચર ઘેર આવ્યા.

બીજે દિવસે દરબાર લાગ્યો. આલાખાચરે હજૂરિયાને હુકમ કર્યો કે ફલાણા ખેતરની માલિક બાઈને બોલાવી લાવો.

સિપાઈ બોલાવવા ગયો. બાઈને તો આલાખાચરનું તેડું છે એમ સાંભળી ફાળ પડી. આલાખાચર બોલાવે ત્યારે કાંતો ન્યાલ કરી દે ને કાંતો મોત ઊભું થાય. બાઈ તો થરથર ધ્રુજવા લાગી. વચ્ચોવચ્ચ ગાદી–તકિયા ઉપર બેઠેલા માણસને એણે તરત જ ઓળખ્યો. એ જ કાલનો ઘોડેસવાર જેને પોતે ગાળો દીધી હતી. એ જ રાજા હતો.

બાઈને તો થયું કે હવે આવી બન્યું: આલાખાચરને જ ગાળો દીધી; હવે કાંઈ જીવતી જવા દે ?

• વાંકે વિચાર્યું કે 'આ વછેરો લઈ જઈને જગતને બતાવીશ : લાખા-
વાળો જીવશે ત્યાંલગી નીચું જોઈને હાલશે.'

પોતાના હાથમાં ભાલું હતું તે ઓસરીની કોરે ટેકવીને વછે-
રના પગની પછાડી છોડવા વાંક નીચે બેઠો; માથું નીચું રાખીને
પછાડી છોડવા મંડ્યો. બરડો બરાબર લાખાવાળાની દીકરીના
સામો રહ્યો.

ઓરડામાંથી મા કહે છે કે "બેટા, આવતી રહે." પણ
કાઠીની દીકરી શું જોઈ રહી છે ? તૈયાર ભાલું, તૈયાર બરડો, અને
નિર્જન ફળિયું ! વિચાર કરવાનો એને વખત ન હતો. એણે ભાલું
ઉપાડ્યું. ત્યાં ઊભાં ઊભાં જ બે હાથે ઝાલીને એ જોગમાયાએ
વાંકના પહોળા બરડામાં ભાલાનો ઘા મૂક્યો. ભફ દેતું ભાલું
સોંસરવું ગયું. વાંકને ધરતી સાથે જડી દીધો.

નીચે ઊતરી વાંકની જ તલવાર કાઢી દીકરીએ એને ઝાટકા
મૂક્યા; શરીરના કટકા કર્યા; પછી માને બોલાવી : 'માડી, પછેડી
લાવ, ગાંસડી બાંધિયે.'

ગાંસડી બાંધીને મૂકી દીધી. કોઈને ખબર ન પડવા દીધી.
ગામમાંથી આખી ફોજ નીકળી ગઈ હતી. સહુને મન એમ હતું
કે વાંક મોઢા આગળ નીકળી ગયો હશે.

• દીકરીએ એ જ ટાણે ગઢવીને બોલાવ્યા. દીકરી કહે કે
'ગઢવી, ચલાળે જાઓ, ને બાપુને કહો કે પરબારા ક્યાંય ન જાય.
આંહી આવીને એક વાર મારે મોઢે થઈને પછી ભલે વાંકની
વાંસે જાય. પણ પરબારા જાય તો મને મરતી દેખે.'

ગઢવી ચલાળે પહોંચ્યા. દરબારે વાત સાંભળી કે વાંકે ગામ
ભાંગ્યું. લાખાવાળાને માથે જાણે સાતે આકાશ તૂટી પડ્યાં !

'હવે હું શું મોઢું લઈ લાખાપાદર આવું ? પરબારો શત્રુ-
ઓને હાથે મરીશ.'

'પણ એકની એક દીકરીના સમ ! ડાહી દીકરી શું કામ બોલાવતી હશે ? મારા સંતાનને મારું મોઢું કાળું કરવાની કુમતિ કદી ન સૂઝે. કંઈક કારણ હશે ! જાઉં !'

દરબાર ઘેર પહોંચ્યા. ત્યાં ધીરેક રહીને દીકરીએ કહ્યું : 'બાપુ, તમારે જાવું હોય તો ભલે, પણ કટક કોરું નથી ગયું, એક જણને તો આંહ્ય રાખ્યો છે.'

એમ કહીને ઓરડામાં લઈ જઈને ગાંસડી છોડી બતાવી. લાખાવાળાએ મોઢું ઓળખ્યું. એ તો વાંક પોતે!

દરબારનું હૈયું હરખથી અને ગર્વથી ફાટવા લાગ્યું. એણે દીકરીને માથે હાથ મૂકયો. એ બોલ્યો કે 'જગત કહેતું હતું કે મારે દીકરી છે; પણ ના, આજ જાણ્યું કે મારે તો દીકરો છે!"

## ૩. વાર્તા

ટૂંકી વાર્તામાં જીવનનો એક અંશ—એક વિશિષ્ટ પ્રસંગ મુખ્યત્વે આપવામાં આવેલો હોય છે. જ્યારે જીવનના વિશેષ અંશ —અનેક પ્રસંગ સંકળાયેલા નિરૂપવાના હોય છે ત્યારે કલેવર મોટું થાય છે. વાર્તાના આ કલેવર પ્રમાણે એના બે વિભાગ પડે છે: ૧. નવલિકા, ૨. નવલકથા. સામાજિક તેમજ ઐતિહાસિક અનાવોમાંથી વસ્તુ લઈ આ બેઉ પ્રકાર વિકાસ સાધે છે. આમાં 'નવલિકા'માં ખંડ-કાવ્યની જેમ એક મુખ્ય પાત્ર પાછળ જીવનના અમુક જ પ્રસંગ ગૂંથવામાં આવે છે અને થોડાં પ્રકરણોમાં કથા પૂરી કરવામાં આવે છે. નવલકથા મહાકાવ્યની જેમ મુખ્ય પાત્રના જીવનના સમગ્ર પ્રસંગ નિરૂપિત કરે છે. એમાં પ્રકરણ પણ મોટાં અને બહુ સંખ્યામાં હોય છે.[1] નવલિકા અને નવલકથાની પ્રણાલી આપણને પશ્ચિમના સાહિત્ય-

૧. ખાસ કરી 'નાટક'ને લક્ષ્ય કરી સંસ્કૃત કાવ્યસાહિત્યના ગ્રંથોમાં કથા પ્રબંધની પાંચ અવસ્થા કહેવામાં આવે છે: ૧. બીજ; ૨. બિંદુ ૩. પતાકા, ૪. પ્રકરી અને ૫. કાર્ય. વાર્તામાં પણ આ પાંચે અનિવાર્ય

માંથી મળી છે; આજે તો ગુજરાતી સાહિત્યનાં એ બેઉ મહત્ત્વનાં અંગ થઇ પડી છે.

આના લેખનમાં પ્રકરણને આરંભે જે સૂચનાઓ આપવામાં આવી છે તે બરોબર લક્ષ્યમાં રાખવાની હોય છે. મુદ્દા અહીં પ્રકરણનાં મથાળાં બને છે—અને પ્રકરણના અંતર્ગત મુદ્દા પ્રકરણના મથાળા નીચે નોંધવા જરૂરી બને છે.

નવલિકા તેમજ નવલકથાનું પૂર એટલું વિપુલ હોય છે કે અહીં નમૂના તરીકે આપવા જતાં ઘણાં પાનાં રોકાય. અહીં તેથી ઉપયોગી એવી નમૂનેદાર થોડી નવલિકાઓ અને નવલકથાઓની યાદી જ આપી સંતોષ લેવો પડે છે.

નવલિકા—પૃથિવીવલ્લભ (મુનશી), રાજસૂત્ર (રસિકલાલ પરીખ), વળામણાં (પન્નાલાલ પટેલ) વગેરે—આ દિશામાં આપણે ત્યાં પ્રયત્ન કાંઈક થોડો છે. નવલિકા જેવડું કદ ધારણ કરતી સંખ્યા-

---

બને છે. આ પાંચેનાં લક્ષણ આ છે:

૧. બીજ—સમગ્ર પ્રબંધનું જે અંતિમ ફળ લાવવાનું છે તેનો આરંભમાં નહિવત્ ઉલ્લેખ એ બીજ.

૨. બિંદુ—વાર્તાની સળંગસૂત્રતા ન તૂટે એ રીતે પ્રસંગને નિરૂપતા જવું એ બિંદુ.

૩. પતાકા—નાયક વગેરેને અંતિમ રૂપ સુધી લઈ જવા વાર્તાના નિરૂપણમાં ફળોદ્દેશ તરફ વાર્તાના પ્રવાહનું વ્યાપક સંધાન એ પતાકા.

૪. પ્રકરી—કથાતંતુમાં ક્વચિત્ અવ્યાપક એવી આવશ્યક નિરૂપણા તે પ્રકરી.

૫. કાર્ય—વાર્તાનો કાર્યમાં પરિણમતો ઉપસંહાર.

સામાન્ય રીતે કોઇ પણ વાર્તામાં જાણ્યે અજાણ્યે આ પાંચે અવસ્થા આવી રહે છે. લેખક જો સાવધાન હોય તો આ અવસ્થાઓની મદદથી વાર્તા રોચક અને ચોટદાર સાધી શકે છે.

બંધ પાનાંની આપણે ત્યાં વાર્તાઓ છે; પણ એ બધી મોટી ટૂંકી વાર્તાઓ સામાન્ય રીતે છે.

**નવલકથા**—કરણઘેલો ( નંદશંકર ), ગુલાબસિંહ ( મણિલાલ નભુભાઈ ), પાટણની પ્રભુતા-ગુજરાતનો નાથ-રાજાધિરાજ-ભગવાન કૌટિલ્ય-સ્વપ્નદ્રષ્ટા-જય સોમનાથ ( મુનશી ); દિવ્ય ચક્ષુ-પૂર્ણિમા-ગ્રામલક્ષ્મી-ક્ષિતિજ ( રમણલાલ દેસાઇ ), સોરઠ તારાં વહેતાં પાણી-ગુજરાતનો જય-તુલસી ક્યારો ( મેઘાણી ), ચૌલાદેવી-રાજકન્યા-કર્ણાવતી-વાચિનીદેવી ( ધૂમકેતુ ), દરિયાલાલ-દેશ દીવાન ( ગુણવંતરાય આચાર્ય), મળેલાં જીવ-ઓરૂ સાથી (પન્નાલાલ), જનમટીપ-લખ્યા લેખ ( ઈશ્વર પેટલીકર )

શ્રી. નારાયણ વિસનજી ઠક્કર, દેલવાડાકર, શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ જેવા વિદ્વાનોની અનેકવિધ નવલકથાઓ જાણીતી છે.

સરસ્વતીચંદ્રના ચાર ભાગ એ મહાનવલકથા છે, જેને સ્વ. ચંદ્રશંકર શુકલે 'સરસ્વતીચંદ્ર-પુરાણ' ગણાવ્યું છે-એટલું એનું મહત્ત્વ છે.

## ૪. ચરિત-લેખન

### (૧) જીવનચરિત

એક રીતે વાર્તા-લેખનનો આ એક પેટાપ્રકાર જ છે. એમાં કોઈપણ એક વ્યક્તિનો જીવનવૃત્તાંત નિરૂપવાનો હોય છે. આમાં કલ્પનાનો લેશ પણ આશ્રયણીય નથી. એ વ્યક્તિના જીવનના સત્ય પ્રસંગોને જ આપવાના હોવાથી લેખકે ખૂબ સાવધાની રાખવાની હોય છે:

૧. વર્ષાનુક્રમે જન્મથી માંડી મરણ સુધીના ( આ જીવતી વ્યક્તિનું ચરિત આપવાનું હોય તો નક્કી કરેલી સમયમર્યાદા સુધીના ) બનાવ વ્યવસ્થિત રીતે ટપકાવી લેવા જોઇયે.

૨. એ નોંધણીના ક્રમે જીવનના પ્રધાન પ્રસંગ અપાયા પછી જે કોઇ ગૌણ પ્રસંગો હોય તે જુદા ટપકાવી એઓને મૂળ પ્રસંગોને પોષણ મળે એવે સ્થળે ગોઠવવા જોઇયે.

૩. ચરિતના વિષયરૂપ બનેલી વ્યક્તિના ઉદાત્ત ગુણ આખા લેખનમા બરાબર વ્યક્ત થાય એ પ્રમાણે નિરૂપણ કરવા લેખકે પૂરતી સાવચેતી રાખવી જોઇયે.

નમૂના તરીકે પ્રથમ એક જીવન-ચરિત જોઇયે :

### વિઠ્ઠલભાઈ પટેલ

" × × ગુજરાતમાં ફળદ્રુપ ચરોતરના કરમસદ ગામમાં ઇ. સ. ૧૮૭૩ માં વિઠ્ઠલભાઇનો જન્મ થયો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ માલૂમ પડે એ મુજબ બાળક વિઠ્ઠલ તોફાની હોઈ બીજાને હેરાન કરવામાં મઝા માણતો. શાળામાં બધા વિદ્યાર્થીઓ પર એ પોતાનો દાબ બેસાડતો અને વખત આવ્યે શિક્ષકોને પજવવામાં પાછી પાની કરતો નહિ. એણે ૧૮૯૫ માં કાયદાની પરીક્ષા પસાર કરી અને ગોધરામાં વકીલાત શરૂ કરી.

એ જ અરસામાં ( નાનાભાઈ ) વલ્લભભાઈ પણ વકીલ થયા અને બંને ભાઇઓએ બોરસદમાં પોતાનું થાણું રાખ્યું. પોતાના બુદ્ધિચાતુર્યને લીધે એઓ આગળ ધપતા ગયા અને થોડા સમયમાં કુશળ ધારાશાસ્ત્રી તરીકે પંકાવા લાગ્યા. ત્યારબાદ બૅરિસ્ટર થવા માટે વિઠ્ઠલભાઇ વિલાયત ગયા.ત્યાંથી પાછા ફરીને એઓ મુંબઈની હાઇકૉર્ટમાં વકીલાત કરવા લાગ્યા.

#### જાહેર જીવનની શરૂઆત

મુંબઈના વિશાળ ક્ષેત્રમાં વિઠ્ઠલભાઈ ઘૂમ્યા અને અનેક જાહેર સંસ્થાઓના કાર્યમાં એઓ રસ લેવા લાગ્યા. લોકસેવાની શરૂઆત-તો એમણે ૧૯૧૨ માં ખેડા જિલ્લાની લોકલ બોર્ડના સભ્ય તરીકે કરી હતી. ૧૯૧૪ માં એક પગલું આગળ વધીને ખેડા જિલ્લાના પ્રતિનિધિ તરીકે એઓ મુંબઈની ધારાસભામાં બેઠા. ત્યાં એમણે ' ફરજિયાત અને મફત કેળવણી 'નો કાયદો પસાર કરાવ્યો. × × પરિણામે મુંબઈ પ્રાંતની મ્યુનિસિપાલિટીઓ

અને જિલ્લા લોકલ બોર્ડોને પોતાના શહેર કે જિલ્લામાં પ્રાથમિક કેળવણી મફત ને ફરજિયાત કરવાની છૂટ મળી. આમ આપણા પ્રાંતની કેળવણીને આગળ ધપાવવામાં શ્રી. વિઠ્ઠલભાઇએ બહુ અમૂલ્યનો ફાળો આપ્યો હતો.

વખત જતાં એમની કારકિર્દી વધારે ઉજ્જવળ બની અને એઓ પોતાનો બધો સમય જાહેર પ્રવૃત્તિ પાછળ જ ગાળવા લાગ્યા.

### વડી ધારાસભાના પ્રમુખ તરીકે

ઈ. સ. ૧૯૨૫ માં જ્યારે હિંદુસ્તાનની વડી ધારાસભાને પોતાના પ્રમુખ ચૂંટી કાઢવાનો હક મળ્યો ત્યારે સ્વરાજ્ય પક્ષ તરફથી શ્રી. વિઠ્ઠલભાઈ પટેલે ઉમેદવારી કરી, અને એમાં એમને વિજય મળ્યો. આવી સભાનું સુકાન હાથમાં લેનાર પ્રથમ વિઠ્ઠલભાઈ પટેલ હતા. × × જ્યારે શ્રી. વિઠ્ઠલભાઈ પ્રમુખ તરીકે ચૂંટાયા ત્યારે પ્રજા તરફથી ચૂંટાયેલા સભ્યો પૈકી પંડિત મોતીલાલ નહેરુ, પંડિત મદનમોહન માલવિયા, લાલા લજપતરાય ને મિ. મહમદઅલી ઝીણા જેવાં દેશનાં મહામૂલાં જવાહીર પણ હતાં. સરકારના પક્ષમાં પણ અનેક બાહોશ ને અનુભવી અમલદાર હતા.

આવી મહાન સભામાં કોઇનો પણ પક્ષ લીધા સિવાય, કોઇને પણ વિના કારણ નારાજ કર્યા સિવાય, સૌના હકનું રક્ષણ કરવું, કામકાજ માટે મુકરર થયેલા નિયમોનું પાલન કરવું ને સભ્યો પાસે કરાવવું, અને ચર્ચા દરમિયાન સભાનું ગૌરવ જળવાઈ રહે એની કાળજી રાખવી આ બધી ફરજો કંઈ નાનીસૂની નથી; છતાં કાયદા અને નિયમોના પાલન માટેના એમના આગ્રહથી, એમના નિષ્પક્ષપાત નિર્ણયોથી અને દરેક સભ્યના, આખી સભાના, તેમજ પ્રમુખ તરીકેના પોતાના હકોનું ચીવટથી રક્ષણ કરવાની ઈંતેજારીથી એમના ઓધ્ધાનું જવાબદારી-ભરેલું કામ પાર પાડવામાં વિઠ્ઠલભ પટેલ મોટે ભાગે સફળ નીવડયા હતા. કોઇપણ સરકારી કે પ્રજાકી સભ્યને એમની ભૂલ બતાવી, જરૂર પડે તો ઠપકો આપતાં

કર્યા નથી. એમના નિર્ણય ઘણી વાર સરકારી અમલદારોને રુચે નહિ એવા હતા, છતાં એમની સત્તાની રૂએ, કાયદાને આધારે, અપાયેલા એ નિર્ણય સરકારને પણ સ્વીકારવા પડતા. × × આમ ખંત અને કાબેલિયતથી, તેમજ નિષ્પક્ષપાતપણા અને નીડરતાથી એમણે પ્રમુખનો ઓધ્ધો દિપાવ્યો હતો અને હિંદીઓ પણ ઊંચા ઓધ્ધા પર સારી રીતે કામ કરી શકે છે એમ પુરવાર કરી આપ્યું હતું.

### જીવનની સંધ્યા

આમ ચાર વર્ષ સુધી સતત મહેનત કરીને એમનું શરીર ઠીક જીર્ણ થઈ ગયું. એવામાં દેશમાં સત્યાગ્રહની ચળવળ શરૂ થઈ. વિઠ્ઠલભાઈ પટેલથી ધારાસભાના પ્રમુખની ખુરશી પર બેસી ન રહેવાયું. એમણે પોતાના ઓધ્ધાનું રાજીનામું આપ્યું અને એઓ પોતાના અનેક દેશબાંધવોની માફક, બબ્બે વાર કારાગૃહના સળિયા પાછળ પુરાયા; પરંતુ ત્યાં બેઉ વાર એમની તબિયત ઘણી બગડવાથી એમને છૂટા કરવામાં આવ્યા' અને સારવાર માટે એઓ યુરોપ ગયા. એમનો રોગ દિવસે દિવસે વધતો ગયો. આખરે સને ૧૯૩૩ ના ઑક્ટોબર માસમાં એમણે વિયેનામાં દેહત્યાગ કર્યો. એમની સ્મશાનયાત્રામાં હજારોની સંખ્યામાં મુંબઈવાસીઓએ ભાગ લઈને મરહૂમ દેશભક્ત માટે માનની લાગણી પ્રદર્શિત કરી."

( બિજરત્નલાલ અઢ્ઢડ )

### (૨) આત્મચરિત

સામાન્ય રીતે જીવનચરિત જેમ અન્ય લેખકોને હાથે લખવામાં આવે છે, તેમ પોતાથી પણ પોતાનું જીવનચરિત લખી શકાય છે. આપણે ત્યાં આ પ્રકાર બહુ જ મર્યાદિત સ્વરૂપમાં હતો. ક્વચિત જ મહાકવિ બાણ જેવાને હાથે 'કાદંબરી'ના આરંભમાં આત્મચરિત સંક્ષેપમાં નોંધાયેલું છે. આ પ્રકારનો પણ આપણે ત્યાં મુખ્યત્વે

પશ્ચિમના આ પ્રકારના સાહિત્યમાંથી સહારો મળ્યો છે. મ. ગાંધીજીની 'આત્મકથા' ગુજરાતી સાહિત્યનું એક અણમૂલું રત્ન છે. એમણે પોતાના જીવનચરિતને સત્ય સ્વરૂપમાં આલેખી આપ્યું છે.

ટૂંકમાં જો આત્મચરિત આપવામાં આવે તો એમાં માત્ર જીવનના બનાવ કોઈપણ જાતની આત્મશ્લાઘાના લેશ વિના આપવામાં આવે છે. પરંતુ આવાં ટૂંકાં આત્મચરિત ગુજરાતી સાહિત્યમાં ખાસ મળતાં નથી; મોટાં 'આત્મચરિતો'માં નર્મદની 'મારી હકીકત', મ. ગાંધીજીની 'આત્મકથા', કાકા કાલેલકરની 'સ્મરણયાત્રા', શ્રી. મુનશીનાં 'અડધે રસ્તે, સીધાં ચઢાણ' વગેરે, શ્રી. ધનસુખલાલનું 'આથમતે અજવાળે' એ મહત્ત્વનાં છે.

આપણે ત્યાં પશુ-પક્ષીઓ વગેરે આત્મચરિત કહેતાં હોય એવી રીતના પ્રયત્ન થયા છે; પરંતુ આ શુદ્ધ સ્વરૂપમાં આત્મચરિત નથી. એ રીતે તો કેટલીક નવલકથાઓ, કેટલીક નવલિકાઓ અને કેટલીક ટૂંકી વાર્તાઓ પણ લખાયેલી છે; પણ આ સર્વનો નિરૂપક તો જુદો લેખક જ હોય છે, એટલે નિબંધ નવલકથા નવલિકા એવા પોતપોતાના સાહિત્ય-પ્રકારમાં એ જાય છે; એ કાંઈ આત્મચરિત નથી.

### (૩) રેખાચિત્ર

'જીવનચરિત'ના પાયા તરીકે રેખાચિત્ર એ નામનો એક સાહિત્યપ્રકાર પણ આપણે ત્યાં ખીલ્યો છે. એમાં વ્યકિતનું રેખાચિત્ર આપવામાં આવ્યું હોય છે તે લેખકે પોતે તે તે વિશિષ્ટ વ્યકિતનો જે જાતનો અનુભવ મેળવ્યો હોય છે અથવા તો તે તે ઐતિહાસિક કે પૌરાણિક વ્યકિતના જીવનની પોતા ઉપર જે છાપ પડી હોય છે તેની છાયા આપતું જ હોય છે; તેથી જ એ વ્યાપક ચરિત બની શકતું નથી. નરસિંહરાવ દિવેટિયા, લીલાવતી મુનશી, 'સાંદીપની', કાકા સાહેબ કાલેલકર વગેરેના આ જાતના પ્રયત્ન ખૂબ જાણીતા છે.

અહીં શ્રીમતી લીલાવતીએ લખેલું એક રેખાચિત્ર જોઈએ :

## સૌ. કસ્તૂરબા ગાંધી

"રામાયણના સીતા માતાની અને મહાભારતનાં દ્રૌપદીની કથા ભગતખડના બને છેડે કયા આર્યગૃહમાં અજ્ઞાત હશે ? ગૌરી અને સાવિત્રીના વ્રતથી કન્યાઓ બાલ્યવયમાંથી જ એમને ઓળખે છે. સુખ અને દુઃખમા પતિની સાથેના સહધર્મચારનું સૂત્ર બાલાઓના કર્ણમાં મંત્રરૂપે જ મૂકવામાં આવે છે. સૌ. કસ્તૂરબાનું જીવન એવા જ સહધર્મચારની સાક્ષીરૂપે આપણી સમક્ષ છે.

સૌ. કસ્તૂરબામાં જ્ઞાનનો આડંબર કે વાક્પટુતા નથી વિદ્વત્તા મેળવવા એમણે કદીયે ઉદ્યોગ કર્યો નથી. મહાત્માજીના પત્નીપદનો ગર્વ એમના મુખ પર કદીયે દેખાયો નથી. ગાંધીજીના જયનાદ સાભળતાંએ એ સાદા કસ્તૂરબા જ રહ્યા છે. પ્રતિકૂળ સંજોગોમાં એમની પતિભક્તિ ચળી નથી. એમના વિજય અને ગૌરવમા એમણે અર્ધો હિસ્સો કદીએ માગ્યો નથી. ગાધીજીની મહાનુભાવતા એમનાથી નહિ સમજી શકાઇ હોય ત્યા માત્ર અચળ શ્રદ્ધાથી એ એમને અનુસર્યા છે, ફરિયાદની ઊની વરાળોથી એમણે એમને દઝાડયા નથી.

વગર વિદ્વત્તાએ બાપુજીનુ જીવનકાર્ય એમણે સમજી લીધુ છે. અને બાપુજી અત્યારે કેદમાં છે ત્યારે એ સરળ ભાવે એમના હૃદયમાં જેટલું વસ્યુ છે તેટલું કરી રહ્યા છે.

સૌ. કસ્તૂરબાએ અત્યાર સુધીમા કૈં ઓછા બલિદાન આપ્યા નથી. બાળપણથી દૃઢ થયેલી કેટલીક માન્યતાઓને તિલાંજલિ આપતાં શરૂઆતમા એમને ઘણું માનસિક કષ્ટ સહન કરવુ પડ્યું હશે દક્ષિણ આફ્રિકાના મહાન યુદ્ધમા સર્વસ્વ આપતાં એમણે પાછું વાળીને જોયું નથી હિંદમાં અત્યારે ચાલતી મહાન લડતમાં પતિ અને પુત્રોને જેલમાં વળાવતાં એમણે અપાર ધીરજ રાખી છે.

સૌ કસ્તૂરબા એટલે સૌમ્ય મૂર્તિ. બાપુજીના સંન્યસ્તાશ્રમ જેવા ગૃહસ્થાશ્રમનો ભાર એમણે અતિ ધૈર્યશાલિતાથી ઉપાડયો છે. ગૃહસંસારનાં નાનાં મોટાં કાર્ય કરતાં એમણે શ્રમને ગણકાર્યો નથી.

એમની સારાઈ માટે તો કહેવાનું જ શું હોય! સાદાં મિસિસ ગાંધીની પદવીની તો રાણીઓ પણ અદેખાઈ કરી શકે. બાપુજીની સાથે કસ્તૂરબાની તરફ પણ લોકોએ હમેશાં પૂજ્ય ભાવ જ દાખવ્યો છે, એ એમની આવડત કે જ્ઞાન ઉપર રીઝી થઈને કે એમની કાર્યશક્તિ ઉપર મોહિત થઈને નહિ, પણ સ્વામીની છાયાસમી વસતી પત્નીની અવિચળ શ્રદ્ધા અને આત્મસમર્પણને લીધે.

એક જ ગુણની સફળતાથીએ જીવન કેટલું મહાન થઈ શકે"

## અભ્યાસ

૧. 'વાર્તા' 'વાર્તા' 'વાત' એટલે શું? એનું સ્વરૂપ સમઝાવો.

૨. વાર્તા-લેખનમાં શું શું આવશ્યક છે એની ટૂંકમાં વિગતવાર ચર્ચા કરો.

૩. 'ટુચકા' એટલે શું? બે ઉનાહરણ આપી સમઝાવો.

૪. ટૂંકી વાર્તાનું સ્વરૂપ સમઝાવો.

૫. 'નવલિકા' અને 'નવલકથા'નો ભેદ ટૂંકમાં સમઝાવો. અને તમારી પ્રિય પાંચ નવલિકા તેમજ પાંચ નવલકથા ગણાવો.

૬. 'ચરિત-લેખન'ના પેટાપ્રકાર કેટલા અને કયા? સંક્ષેપમાં ચર્ચા કરો.

૭. 'આત્મચરિત' એટલે શું? ગુજરાતીમાં મહત્ત્વનાં આત્મચરિત કોણે લખ્યાં છે?

૮. 'રેખાચિત્ર'થી શું સમઝાય છે? તમે જેને જાણતા હો તેવાં ચાર સ્ત્રી–પુરુષોનાં રેખાચિત્ર લખો.

# ૧૦. સંવાદ-લેખન

આપણે ઉપર વાર્તા-લેખનમાં જોયું કે વાર્તાના જુદા જુદા પ્રકારોમાં જરૂર પડે ત્યાં સંવાદ પણ મૂકવામાં આવે છે. સંવાદ ઓછેવત્તે અંશે બધાં સર્જનોમાં મળી આવે છે. નવલિકા નવલકથા નાટિકા નાટક અને કાવ્યોમાં પણ એ પ્રયોજાય છે, જેમાં નાટિકા–નાટક એ સંપૂર્ણ સંવાદમય હોય છે.

## ૧. સાદા સંવાદ

સંવાદ એટલે વાતચીત. જે પ્રમાણે આપણે નિત્યની વાતચીતો કરતા હોઇયે તેવી જ સ્વાભાવિકતાથી સંવાદ-લેખન થવું જોઇયે. સંવાદ લેખનમાં નીચેની સૂચનાઓ ખાસ લક્ષ્યમાં લેવાની હોય છે:

૧. વિષયના મુદ્દા પ્રથમ ટપકાવી લેવા જોઇયે.
૨. જે બે વ્યક્તિઓ વચ્ચે સંવાદ હોય તે તેના પ્રશ્નો અને ઉત્તરો પોતાના વિષયના સમર્થનમાં અનુરૂપ થાય એ રીતે સિલસિલાબંધ નિરૂપાવા જોઇયે.
૩. તે તે વ્યક્તિનું પાત્રાલેખન પોતાના સમર્થનના વિષયને ચુસ્તપણે અનુસરે છે એની સખ્ત તકેદારી રાખવી જોઇયે.
૪. બે વ્યક્તિઓ કે તેથી વિશેષ વ્યક્તિઓ વચ્ચે સંવાદ હોય તોય કોઇ પણ એક વ્યક્તિ પોતાના વિષયના સમર્થનમાં ભાષણ કરવા મંડી પડે એટલું લંબાણ ન થઈ જવું જોઇયે.
૫. ઉક્તિઓનું લાઘવ એ ઉત્તમ સંવાદનું લક્ષણ છે, તેથી ઉક્તિઓ ટૂંકી અને સ્પષ્ટ થાય એવી સાવચેતી રાખવી જોઇયે.

નવલિકા નવલકથા નાટિકા–નાટકોના સંવાદ બધે જ વખતે ચર્ચાત્મક નથી હોતા, કેટલાંય સ્થળોએ એ માહિતી આપનારા હોય છે; ત્યાં માહિતી આપનારની માહિતી વધુ ચોક્કસ બનતી જાય છે એ

પ્રમાણે સાંભળનાર પાત્ર પ્રશ્નો સંતોષ વગેરે યથાસ્થાને બતાવે એવી રીતે સંવાદની રજૂઆત થવી જોઇયે.

આપણે અહીં થોડા નમૂના જોઇયે :

### દરદી અને વૈદ્ય

"દરદી—વૈદ્યરાજ, તમાનાં વખાણ મેં અનેક પાસેથી સાંભળ્યાં છે. તમે નિદાન કરી રોગનું ઓસડ કરાવો છો, એ ખરું કે ?

વૈદ્ય—હા, ભાઇ, લોકોને મારે વિશે શ્રદ્ધા છે. પ્રભુ-દયાથી મને જશ મળે છે. વારુ, પણ તમે કેમ આવ્યા છો ?

દરદી—જુઓને વૈદ્યરાજ, આજ પાંચેક વર્ષ થયાં પેટમાં વાયુ પજવે છે, ઝાડો કબજ રહે છે, માથું ભારે રહે છે, ને શરીર થાકી જાય છે.

વૈદ્ય—હા, એ તો તમારા મોઢા ઉપરથી જ જણાય છે. વારુ, તમે દિવસે સૂઓ છો ખરા ?

દરદી—કોઇક વાર સૂઉં છું, કોઇક વાર નહિ. પણ વૈદ્યરાજ, ખાવાનું તો ભાવતું જ નથી. કંઇક ખાઉં છું તો ડીલ ભારેસલ થઇ જાય છે અને તેથી કાંઇ કામ સૂઝતું નથી; તેથી પડયો રહું છું.

વૈદ્ય—કોઇ દિવસ ફરવા જાઓ છો ?

દરદી—ના, સાહેબ. ચેન જ નથી પડતું. ક્યાં જઉં ?

વૈદ્ય—વારુ, તમને ખાવાનું તો ભાવતું જ નથી, એટલે ખાસ કાંઇ લેતા નહિ હો.

દરદી—કાંઇ લીધા વિના તો કેમ જ ચાલે ? મોઢું સાવ ફિક્કું રહે છે, એટલે થોડો ચેવડો છે, કોઇક દિવસ બટાકાની પાતરી છે તો કોઇક દિવસ મેથીની ભાજીનાં કે પચે એવાં ફુલવડાં લઉં; કોઈક દિવસ જ, હો વૈદ્યરાજ.

વૈદ્ય—વારુ, તમને કાંઈ શાક કે ફળ ખાવા રુચિ થાય ?

દરદી—ફળોમાં તો જાણે મને કાંઈ ભાવે નહિ, એટલે કેળાં કે એવું કાંઈક સેકી વધારી લઉં છું.

વૈદ્ય—વારુ, તમને પેડુમાં ભરાવો તો રહેતો હશે, પવન છૂટતો નહિ હોય, ઘચરકા આવતા હશે.

દરદી—હા, સાહેબ. કોઈ કોઈ વાર તો પેટ પણ આફરેલું લાગે, ત્યારે કયાંય ગમે નહિ.

વૈદ્ય—તમે કાંઈ આ પહેલાં દવા કરી છે?

દરદી—હા, વૈદરાજ, કંઈક દવા કરી થાકયો પણ કોઈની કારી ફાવી નહિ. પછી તો હમણાં છેલ્લા ત્રણેક માસથી ત્રિફળા જ લઉં છું: એથી સવારે ખુલાસો થઈ જાય છે. પણ કાંઈક ખાઉં કે પાછું એનું એ.

વૈદ્ય—તમારે સાજું થવું છે?

દરદી—કેમ નહિ?

વૈદ્ય—તો હું કહું તેમજ કરવું પડશે. ત્રિફળા બંધ કરવી અને સવારે થોડું પાણી પી હાથમાં લોટો લઇ દરરોજ જંગલમાં ચાલ્યા જવું. ઓછામાં ઓછા બેથી ત્રણ માઇલ ચાલ્યા જવું ને હાજત થાય એટલે બેસવું. ખોરાકમાં કઠોળ, ચોખા, ખીચડી, તળેલા પદાર્થ બંધ કરવા. ભાજી અને પથ્યમાં સારાં ફળ અને શાક લેવાં. આટલું કરી પછી બે મહિને મારી પાસે આવજો."

પ્રસંગ ઉપરથી ઊભો થતો હવે એક સંવાદ જોઇયે:

### રેલગાડીનો ટૂંકો અનુભવ

"સોમલો—અલ્યા, મંગળિયા, માથે પોટલું ઉપાડી આ બપોરે એક વાગ્યે કયાં ચાલ્યો છે?

મંગળિયો—અલ્યા, મને પૂછે છે તે તું જ કહેને—નવલશા હીરજી જેવો શણગારી તું કયાં ઊપડયો છે?

સોમલો—એ તો હું નાથિયાના લગનમાં જઉં છું. ગાડી બે વાગ્યે ઊપડે છે તે સ્ટેશને જઉં છું.

મંગળિયો—તો હું પણ સ્ટેશને જ જઉં છું. મારે ધોળકા થોડુંક કામ છે.

સોમલો—હું તો કોઠગાંગડ જવાનો છું.

મંગળિયો—તો તો ધોળકા સુધી તો ભેળા જ ને ?

સોમલો—હા, હા.

મંગળિયો—તો ઝટ પગ ઉપાડ, નહિ તો ટિકિટનો પારો નહિ ચડે.

સોમલો—સાચું, લાવ પૈસા, તો હું જ લઈ લઉં.

મંગળિયો—અલ્યા વરણાગિયા, અહીં મામાનું ઘર નહોય. જુદા જુદા ગામની ટિકિટ એક જણાને ન મળે; એ તો આપણે બેએ ઊભું રહેવું પડશે.

સોમલો—અલ્યા, ઝટ કર. સામે તો લેન લાગી છે !

મંગળિયો—હેં ! ત્યારે દોડ દોડ, ઝટ લેનમાં ઊભા રહિયે.

સોમલો—ચાલ, હું આગળ ઊભો રહું; તું પોટકું ઉતારી બાજૂમાં રાખી ઊભો રહે.

મંગળિયો—અલ્યા, પણ આ તો સો દોઢસો માનવી આડાં ઊભાં છે; કયારે આરો આવશે ?

સોમલો—ભારે થઈ. મંગળિયા, મોડા પડ્યા. પણ જો જો—પેલો સિપાઇ બારી પાસે ઊભો ઊભો શું કરે છે !

મંગળિયો—અલ્યા, એની પાસે જ જઉં ! જો, એણે પેલા નાથિયાને ટિકિટ લઇ આપી લાગે છે.

સોમલો—મંગળિયા, મફત નહોય. હું પૂછી આવું ?

મંગળિયો—ના જ તો. શણગારીને જાય છે તે રૂપિયો પડાવી લેશે.

સોમલો—તો, જા, આપણા બેઉની ટિકિટ તું જ એની મારફત કઢાવી લે. હું લેનમાં ઊભો રહું; નહિ તો અહીંથી પણ જગા ગુમાવીશું.

મંગળિયો—(થોડીવારમાં આવી) સોમલા, ફાવ્યા. ચાર ચાર આનામાં જ પતી ગયું. લે આ તારી કોડ-ગાંગડની ટિકિટ.

સોમલો—પણ, અલ્યા એ સિપાઈ માણસ તો સારું, નહિ વારુ?

મંગળિયો—બહુ સારું માણસ! પેલા સોમચંદ શેઠને પૂછ્યું? ધંધુકાની ટિકિટ લઈ આપી રૂપિયા બે પડાવ્યા!

સોમલો—હેં! રૂપિયા બે? મારા! ખૂબ કમાણી!

મંગળિયો—એકલાની નહોય! એમાં તો સિપાઈથી માંડી સ્ટેશન-માસ્તર સુધી સૌનાં ભાગ!

સોમલો—તોબાહ! બધું તંતર આવું?

મંગળિયો—ચાલ, પ્લેટફોર્મમાં ડંકા વાગ્યા, ને સિસોટી પણ વાગી.

સોમલો—ચાલ, ભેળા જ ઘૂસિયે. પણ ડબાનું બારણું બંધ છે.

મંગળિયો—એ તો બારીમાંથી ઘૂસવાનું.

સોમલો—પણ ઘૂસવા કોણ દે છે?

મંગળિયો—જો, પેલા કુલીએ પેલા શેઠને ચડાવી દીધા ને શેઠે હાથમાં રૂપિયો એક મૂક્યો.

સોમલો—તો અજમાવ.

મંગળિયો—(મજૂરની મદદથી ધરાર ગાડીમાં ઘૂસી) સોમલા, ચડી જા, પાટિયા ઉપર જ.

સોમલો—પણ ચાર આના ગયા!

મંગળિયો—ન જાય. સાબરમતીથી અંદર ઘુસાડી દઈશ.

સોમલો—પણ, આ અંદર તો જામી : પેલો મેમણ ને કાછિયો લડી પડયા. છોડાવ, છોડાવ.

મંગળિયો—એ તો એમ જ ચાલે! ઊંટ ગાંગરતાં પલાણ્.

સોમલો—મંગળિયા, આ તો ભારે ત્રાસ! આ કરતાં તો ગાડે જ નીકળ્યા હોત તો?

મંગળિયો—છતી રેલગાડીએ ગાડાં! એ તો એમ જ ચાલે. ડબામાં ઘૂસ્યા પછી રાજ્ય!

સોમલો—અલ્યા, પેલો ટી. ટી. આવ્યો !

મંગળિયો—પણ તે આપણે શું ? આપણી પાસે તો ટિકિટ છે !

સોમલો—પેલા મેમણ શેઠને પકડયો. જો જો, શું કરે છે ! લોકલ-
ની ટિકિટે મેમણ શેઠ મેઇલમાં મુસાફરી કરે છે !

મંગળિયો—જોયું ? ટી. ટી.એ કાંઇક પડાવ્યું ને કહ્યું કે ધંધુકા
ઊતરો ત્યારે યાદ આપજો.

સોમલો—તોબાહ ! આ તો બધું જ આમ !

મંગળિયો—આ જમાનો જ કળજુગનો ! જ્યાં જુઓ ત્યાં એ જ
દશા. આ ત્રણ સ્ટેશન જાય એટલે ટાઢક વળે !"

## ૨. નાટિકા-નાટક

આ સંવાદ વધુ પ્રસંગ મૂકી લંબાવી શકાય. આમાં બીજાં પાત્રોને ઉમેરી વધુ રસિક પણ બનાવી શકાય. એ રીતે એને સંવાદમાંથી નાટકમાં લઈ જઈ શકાય. એવા પ્રકારનો આ એક 'કલાપી'નો ટૂંકો સંવાદ જુઓ :

### જેસળ ને તોળલ—દરિયાનું તોફાન

"જેસળ—તોળલ, મછવો કિનારે પહોંચે એમ લાગતું નથી. તોફાન
બહુ ભયંકર છે.

તોળલ—હા, જો, પવન કેવો સુસવે છે ! મોજાં પર્વત જેવાં ઊછળે
છે. જેસળ, તારા સ્વભાવ જેવું જ સુંદર શું તને આ
તોફાનોમાં કાંઈ દેખાતું નથી ?

જેસળ—સુંદર લાગવાનું વળી શું છે અહીં ! જો, જો, મછવો
અરધો તો પાણીથી ભરાઈ ગયો; કેવી જબરી છાલક ! કેમ
પાર ઊતરાશે એ સમજાતું નથી. મછવો જરૂર ડૂબી જશે.

તોળલ—એની તને શી ચિંતા ! પૂરમાં આવેલી નદીઓને રમતમાં
તરી જાય તેને આ ખાડી શું કરવાની હતી ? મછવો ડૂબશે
તો પહેલી તો હું જ ડૂબીશ. અને આ બીચારાં બચ્ચાંને તરતાં

નથી આવડતું તેઓને તો કાંઇ જ આશા નથી! ચાંચિયા સાથે તારૂં વહાણ ડૂબ્યું હતું અને મહાસાગરમાં સાત દિવસ અને સાત રાત સુધી માછલીની માફક તું તરી આવ્યો હતો તો અત્યારે હવે શું છે?

જેસળ—પણ આજે ઊગરાશે નહિ એમ જ જાણે લાગે છે અને મૃત્યુ પછીના વિચારોથી હૃદયમાં કોણ જાણે શું થાય છે!

તોળલ—સમય બારીક છે. જેસળ, પ્રભુનું સ્મરણ કર.

જેસળ—પ્રભુનું સ્મરણ! તોળલ, કયા પ્રભુનું? જીવ્યો ત્યાંસુધી પ્રભુને ઓળખ્યો નહિ, હવે કોને સંભારું?

તોળલ—પણ હજી સમય પૂરો થઇ ગયો નથી. હજુ જરા વાર છે.

જેસળ—પણ આ ડૂબ્યો-ડૂબ્યો! કેવો કડાકો! જો, પેલા સઢનો થાંભલો તૂટી પડયો!

તોળલ—શાંત થા, શાંત થા; મરણ આવતું હોય તો એને સાચવી લે. એ સમય બહુ ગંભીર છે અને એ છેલ્લી તકને ખોઈ નાખ નહિ. શાંત થા. પ્રભુ સહાય કરશે.

જેસળ—પ્રભુનું નામ લે નહિ. તોળલ! મને વધારે ભય લાગે છે.

તોળલ—બહાદુર લુટારા, તારા મોંમાં ભયની વાત સાંભળી મને અચંબો થાય છે. અત્યારે તો મારા જેવી સ્ત્રીને તારે હિંમત આપવી જોઇયે. ડરે છે કેમ?

જેસળ—ડરું છું કેમ? જો, જો, આ કાળાં કાળાં મોજાં! દૃષ્ટિ પડે ત્યાંસુધી એની એ કાળી તોફાની ઊથલપાથલ! જાણે હમણાં જ પ્રલય થઇ જશે! પણ એથી વધારે કાળાં મારાં પાપ, એથી વધારે મોટાં અને અસંખ્ય મારાં પાપ, મારી આંખ આગળ ભયંકર તોફાન મચાવી રહ્યાં છે.

તોળલ—એ વિચાર જવા દે. પ્રભુનું નામ લે. એ સહાય કરશે. સૌનો બેલી એ પિતા તને જરૂર ઉગારશે.

જેસળ—મને પાપીને એ ઉગારશે? નહિ, નહિ; નહિ ઉગારે કોઈ પણ !......જો, જો. જો ! આ ભેખડમાં મછવો અથડાયો ! માતાઓ બાળકોને વળગી પડી છે.........આહ ! બીચારી પેલી ડોશી પડી ગઈ—ડૂબી !

તોળલ—પ્રભુ ! પ્રભુ ! પણ જો, એનું આ નાનું બાળક કેવું ઘૂઘવે છે ! આ તોફાન તો જાણે એને નવું રમકડું મળ્યું ! પ્રભુ એને સહાય કરે છે; તને પણ સહાય કરશે.

જેસળ—હા, એ નિરપરાધીનો પ્રભુ છે; મારો નહિ......... પણ ત્યાં જો ! પેલો ડોસો ચિડાઈ ચિડાઈને મને ગાળો દે છે. અને સાંભળ, પેલી મેરથી પણ મારા જ નામનો અવાજ આવે છે. ખરું છે; આ મારા એકને પાપે વહાણ ડૂબે છે.

તોળલ—એ બધાં ગભરાટમાં એમ લવે એમાં નવાઈ નથી. એઓ પામર છે. એઓને માફ કર.

જેસળ—માફ તો એઓ મને કરે, તોળલ ! હા, ગઈ કાલે તો મને આંગળી ચીંધનારનાં પણ માથાં ધડથી દૂર પડયાં હોત; પણ આજે તો ગાળ દેનાર પાસે ક્ષમા માગવાનું મન થાય છે. તોળલ, તોળલ, એ બધાં મને ક્ષમા આપે કદાચ, પણ પ્રભુ ક્ષમા નહિ આપે ?

તોળલ—તું માગશે તો આપશે; કોઈ પણ માનવી ન આપી શકે તેવી ક્ષમા પ્રભુ આપશે...જો, પેલો યુવાન પાપની ક્ષમા યાચે છે અને એને એ મળે છે. જો, એનાં અશ્રુઓમાં પણ કેવી શાંતિ છે !

જેસળ—એ પાપ બીજાં. હું તો પાપની જ મૂર્તિ એને શી આશા?

તોળલ—ભોળા જેસળ, તને શું એમ જ લાગે કે પ્રભુ થોડું પાપ જ માફ કરી શકતો હશે? પ્રભુની દયા શું તું માપી શકે છે? પ્રભુ દયાળુ ન હોય તો કોઈ જ ઉગારી શકે એમ નથી.

જેસળ—પણ તોળલ, વાત કરવાનો હવે વખત નથી. પાપનો ઘડો ભરાઈ ગયો અને હવે હમણાં ફૂટશે. ભૂતકાળ—હા ! ભયંકર ભૂતકાળ ! ! ત્યાં દૃષ્ટિ ફેરવતાં એક પણ બીજો રંગ નહિ. બધું કાળું ! કાળું ! મેઘલી રાત જેવું કાળું ! એ પાકા રંગને ધોઈ નાખનાર કોઈ જ નથી; એક ઘડી પણ હવે બાકી નહિ રહી હોય; એટલામાં શું થાય ?

તોળલ—ઘણું થયું, જેસળ !

જેસળ—શી રીતે ?

તોળલ—જરા શાંત થા, જરા બેસ. તોફાન ભલે ગડગડયા કરતું; ડૂબવાનું હશે તો તો ડૂબાશે, પણ આ ગભરાટથી શું વળશે ?

જેસળ—બેસીનેયે શું વળવાનું હતું ત્યારે ?

તોળલ—બધુંયે.

જેસળ—શું મારા ત્રાસને તું દૂર કરી શકશે ?

તોળલ—હા.

જેસળ—ત્યારે તું આજથી મારી ધર્મની બહેન; આ હું નગુણાની ગુરુ. તું મને ઉગાર. તારા ચરણમાં મારું આ મસ્તક. મારું જીવતર ઘડી બે ઘડીનું જે હોય તે તારે ખોળે મૂકું છું.

તોળલ—ભાઈ, ભાઈ, મને પગે લાગ નહિ. મને નહિ પણ પ્રભુને જે સોંપવું તે સોંપ. પુણ્ય અને પાપને એ એક જ સાચવી શકે છે.

જેસળ—મારો પ્રભુ તો તું, તોળલ, મને શરણ આપનાર, મને આશા આપનાર !

તોળલ—એવું બોલ મા. આશા પ્રભુમાં રાખ. શરણ પ્રભુનું લે.”

‘પ્રભુપરાયણતા’ તરફ લેખક ખેંચી જાય છે એ આ સંવાદની ખૂબી છે. અહીં હવે સ્પષ્ટ રીતે ભજવી શકાય એવું એક પ્રસંગ-ચિત્ર જોઈએ :

હોળીના ખેલ

“ [ શેરીને નાકે બેચાર છોકરા ટોળે વળીને ઊભા છે. નારદના હાથમાં પિત્તળની પિચકારી છે. કિરીટની પાસે સીસમની લાકડી છે. બિંદુના હાથ ખાલી છે. ]

નારદ—દોસ્તો, આજે ખૂબ જ ગમ્મત ઉડાવવી છે.

કિરીટ—હા, ભાઈ, હા ! હું તો કહું છું કે ગમ્મત સિવાય આજે બીજું કાંઈ કરવું જ નથી.

બિંદુ—( મૂઠીમાં રંગ લઈ ) આજ જો મારી સામે કોઇ ગરબડ કરશે તો હું તો એનું મોઢું જ રંગી નાખીશ.

કિરીટ—( હાથમાંની લાકડી પછાડી ) અને હું તો માર્યા વિના નહિ મૂકું.

નારદ—ખરું કહ્યું. આજે તો આખા વરસનું વેર વાળવાનો લાગ છે. જેણે જેણે આપણને હેરાન કર્યા હોય તેને જરૂર આપણું પાણી દેખાડવું જોઇયે. કેમ, કિરીટ ?

કિરીટ—બીજું શું ? ( લાકડી બતાવી ) આ લાગ્યો છું જ એટલા માટે.

બિંદુ—( ગંભીર થઇ ) ચા...લો ત્યારે એટલું નક્કી કરિયે કે કોનાં કોનાં હાડકાં ખોખરાં થાય તો સારું.

[ ત્રણે જણ વિચારવા લાગે છે. એવામાં નારદની નજર કિરીટની લાકડી પર પડે છે ]

નારદ—( આશ્ચર્યથી ) પણ આ ધોકો કોનો ઉપાડ્યો છે ?

કિરીટ—( ધીરજથી ) જેનો છે તેના જ ખભામાં પછાડવાનું મને તો મન થાય છે.

બિંદુ—( હોંશભેર ) પણ કોના ?

કિરીટ—( દયા ખોઇ ) ગરીબ બીચારા નગર-શેઠના ! આપણા ઉપર એવો રોફ રાખ્યા કરે છે કે એમની ગાડી નીકળવાની

હોય ત્યારે આપણાથી લખોટીએ રમાય નહિ, ગિલ્લી-દંડે ખેલાય નહિ, પતંગનો દોર પકડાય નહિ !

બિંદુ—અને શેઠ કંજૂસ પણ કેટલા છે ! બોલબૅટ રમતાં જો આપણો દડો એમની ઓસરીમાં ગયો તો ચોક્કસ શેઠાણી ઉપાડી લેવાનાં.

નારદ—(હસી) એમાં શેઠનો શો વાંક ?

બિંદુ—કેમ નહિ ? શેઠે જ શેઠાણીને શીખવ્યું હશે !

[ ત્રણે મિત્ર માંહોમાંહ હસે છે. ]

નારદ—એ બધું તો સારું, પણ આ સાલ આપણે લાકડાં છાણાં કમાડ છત્રી પાટલી લાકડી જે હાથ આવ્યું તે ઉપાડી લાવ્યા છિયે. અત્યારે તો, ભલે એ સંતાડયું, પણ સાંઝ પડશે એટલે તો બધું બહાર લાવવું પડશે ને ?

બિંદુ—( નિરાંતે ) તો લાવીશું.

નારદ—અને પછી કોઈ કાકા લાગમાં લેશે તો ?

કિરીટ—હવે લીધાં લીધાં ! આપણે વળી બીવાનું કેવું !

બિંદુ—( વળી ગંભીર બની ) વા...રુ, ત્યારે પછી નગરશેઠ ઉપરાંત બીજા કોને કોને લાગમાં લઈશું ?

નારદ—ઠીક સંભાર્યું. મારો ઘણાં ઘણાં માટે વિચાર છે. ( દિલગીરીથી ) પણ કેટલાક તો આજે આપણું નામ સુધ્ધાં નહિ લેવાના. ( હોશિયારીથી ) સમજે ખગને કે શેરીમાં નીકળ્યા તો ખિસ્સાં ખલાસ થઈ જશે !

કિરીટ—સાચી વાત છે. છેલ્લા પા કલાકથી કોઇ ફરકયું પણ છે !

[ એ જ ઘડીએ ગુસ્સામાં લાલપીળા થતા ગોપાલદાસ નગરશેઠ પ્રવેશે છે. મિજાજ અંગે પાઘડી ઊંચી પહેરાઇ છે, ખેસ જમીન સાથે ઘસડાય છે. ધોતિયું પગમાં ભરાતાં માંડ પડતાં બચે છે. ]

નારદ કિરીટ બિંદુ—(કૂદતા ખેલતા) હોળાનો પૈસો, હોળાનો પૈસો !

ગોપાલદાસ—અલ્યા છોકરાઓ, તમે ધાર્યું છે શું? પેલી કંકુ ડોશીએ મને ફરિયાદ કરી કે છોકરાઓએ મારું ઘોકણું લઇ લીધું છે. પેલો મારો મોહન ગુમાસ્તો કહે છે કે પોતાના જોડા નથી જડતા. આટલું ઓછું હતું કે મારી એકની એક લાકડી ચોરી ગયા? (રોફથી) બોલો, કોણે લીધી છે!

[ પોતાની પાછળ લાકડી રાખી કિરીટ પાછે પગે દૂર જતો જાય છે. ]

નારદ—(હિંમતથી) અમે કોઈએ નથી લીધી. (નમ્ર બની) નકામું આળ ન ચડાવો.

ગોપાલદાસ—(ડોકું ઊંચું નીચું કરી) હું તમને બધાને ઓળખું છું. તમે ચોરી ન હોય તો જાય ક્યાં?

બિંદુ—(શાંતિથી) તમે અમને બીજું બધું કહેજો, પણ ચોર ન કહેશો.

ગોપાલદાસ—શું કામ ન કહું? સાત વાર ચોર-લુટારા-બહારવટિયા કહેવાનો-કહેવાનો-કહેવાનો.

[ નારદ અને બિંદુ બેપરવાઇથી સાંભળે છે. દરમિયાન કિરીટ પણ લાકડી સંતાડીને પાછો આવી પહોંચે છે. ]

ગોપાલદાસ—અને ઉપરાંત હવે તો હું તમારા મગજની રાઇ પણ કાઢી નાખવાનો છું. બપોર સુધીમાં જો મને મારી લાકડી પાછી નહિ મળે તો તમારે માથે મોત ભમે છે એમ સમજજો.

બિંદુ—(હળવેકથી) એટલે શું તમે અમારું ખૂન કરવાના છો, એમ? (ચિંતાતુર જેમ) તો પછી તમને ફોજદાર ફાંસીએ ચડાવશે એનું કેમ?

ગોપાલદાસ—(બિંદુનો હાથ પકડી) આમ આવ, લુચ્ચા! બોલતાં લાજતો નથી? તને વસંતરાય પાસે પકડાવું નહિ તો મારું નામ નગરશેઠ ગોપાલદાસ નહિ.

નારદ—(મોટપથી) જવા દો. છોકરું છે. (હાથ પહોળા કરી) ને તમે તો આખા નગરના શેઠ છો.

[ બિંદુનો હાથ છોડી ગોપાલદાસ નારદ તરફ ફરે છે. ગુસ્સામાં એમના હોઠ ફફડે છે; પણ એ કંઈયે બોલે એ અગાઉ કિરીટ માથું મારે છે. ]

કિરીટ—(લાડ જેમ) એટલે નગરશેઠ, તમારે તો અમને પૈસા આના રૂપિયા આપવા જોઈએ.

ગોપાલદાસ—(કરડી આંખે) બધું મળશે; વસંતરાય કાકા પાસે માગજે.

બિંદુ—(આસ્તે રહી) ત્યારે તમે કશું નહિ પરખાવો? સવારના પહોરમાં તમારા મોહન જેવાએ પણ એ પૈસા આપ્યા હતા.

ગોપાલદાસ—(લાગ જોઈ, હસતાં હસતાં) ઓ હો હો હો! ત્યારે કહેતા શું નથી? મેં જ એને કહ્યું હતું કે મારા પૈસાની તમને બોણી કરાવે એટલે આખા દિવસમાં તમને ઢગલાબંધ કમાણી થાય.

[ ગોપાલદાસ બીજી બાજુ ફરી છોકરાંને છેતર્યાના ગર્વથી છીંકણી સૂંઘવા લાગે છે. ]

નારદ—(કિરીટને અને બિંદુને-ધીરેથી) તોપ મારે છે.

કિરીટ—(ધીમા અવાજે) એમ જ. પણ આપણે એને પૂરા પાડવું જોઈએ, કેમ બિંદુ?

[ બિંદુ શાંત સૂચનથી એની હા ભણે છે. પછી ગોપાલદાસની નજીક જઈ મોટો ખૂંખારો ખાય છે. ]

ગોપાલદાસ—કેમ અલ્યા?

બિંદુ—(ગજવામાંથી ઢબ્બુ કાઢી) શેઠ, આ આપનો ઢબ્બુ પાછો લો.

ગોપાલદાસ—(ઊંડી આંખે) કેમ?

બિંદુ—કારણ કે એ એકદમ અપશુકનિયાળ લાગે છે. એ આવ્યા પછી અમને પાઈની પેદાશ નથી થઇ. કેમ શેઠ, આ તમારો જ ડબ્બો છેને ?

નારદ—( બિંદુના હાથમાંથી ડબ્બો લઇ, તપાસ્યા પછી ) અરે! બીજા કોઈનો નહિ હોય. જોને, ૧૮૭૮ માં તો એનો જન્મ છે! કહોને કે લગભગ શેઠની ઉમરનો!

કિરીટ—( સહેજ આસ્તેથી ) અને લગભગ સરખી જ અક્કલનો.
[ ગોપાલદાસ એ શબ્દ સાંભળી જાય છે. ]

ગોપાલદાસ—( ધૂંઆપૂંઆ થઈ ) જોઇ લેજો. હવે તો હું વર્મન-શયનને બોલાવ્યા વિના રહેવાનો નથી! જોઉં છું કે તમે કેવીક હોળી પ્રગટાવો છો! ( આંગળાં બતાવી ) ત્રણે બદમાશોને આજે બેડી પડશે. તૈયાર રહેજો, ગધેડાઓ!
[ પીઠ ફેરવી ગોપાલદાસ જવા લાગે છે. ]

નારદ—( ગુસ્સો દાબી ) ડોસે ગાળ દીધી!

કિરીટ—( તુરત ) તો પછી આ પિચકારી છે કોના માટે?

બિંદુ—( હળવા હુકમથી ) ચલાવ મારો.

[ તત્કાળ નારદ ગોપાલદાસને લાલ લાલ રંગથી રંગી નાખે છે. એમાંથી એઓ સ્વસ્થ થાય એ અગાઉ તો ટોળી ગૂચક્કર થઈ ગઈ હોય છે. ]" ( યશવંત સ. પંડ્યા )

નાટિકા-નાટકમાં આવતા પ્રસંગોમાંના પ્રત્યેકનું સામાન્ય રીતે એકેક દૃશ્ય રજૂ કરવામાં આવે છે. આ પ્રત્યેક દૃશ્ય પડદો ખસેડી પાત્રોના પ્રવેશના રૂપમાં રજૂ થતું હોવાથી એને પ્રવેશ પણ કહેવામાં આવે છે. આવાં થોડાં દૃશ્યો કે પ્રવેશોનો અંક બને છે, એક અંકમાં પુરું થતું નાટક એકાંકી કહેવાય છે. હાલ ભજવાતા નાટકોમાં સામાન્ય રીતે ત્રણ અંક હોય છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્ર પ્રમાણે નાટિકા-નાટક વગેરેના અનેક ભેદ છે; પણ ગુજરાતીમાં એવા ભેદ ખાસ પ્રચલિત

નથી અગ્રેજી પદ્ધતિને અનુસરી હાલ એકાકી નાટક ખૂબ લખાવા લાગ્યા છે[1]

### અભ્યાસ

૧ સવાદ એટલે શુ ? સવાદનુ આલેખન કેવા સ્વરૂપમા થવુ જોઇયે ? અને સવાદમા શુ શુ લક્ષ્યમા રાખવા જેવુ છે ?

૨ સાદા સવાદ અને નાટકીય સવાદમા શો તફાવત છે ? બનેનું એક એક ઉદાહરણ આપી સમઝાવો

૩ નીચેના વિષયો ઉપર સરળ સવાદો રચો.

મોટરની મુસાફરી, કસરતની જરૂર, પરદેશ જતો પુત્ર અને માતા, પ્રિય ફિલ્મ ઉપર બે મિત્ર, ઘોડા અને કૂતરામા કોણ વધુ ઉપયોગી, વેપારી અને ખેડૂત વચ્ચેનો સબધ, માતૃભાષા-દ્વારા શિક્ષણ ઉપર બે વિદ્યાર્થી, કૂવા અને નદી વિશે બે બહેન, વિદ્યા અને લક્ષ્મીમા કોણ ઉત્તમ એ વિશે બે મિત્ર

૪ નીચેના વિષયો ઉપર નાટકીય સવાદો લખો

વિમાનમા થોડા મિત્રોની મુસાફરી, લડાઈના મેદાનમા બે શત્રુ, લગ્નની ધામધૂમ, પાણીશેરડે સ્ત્રીઓ, દારૂડિયાના તોફાન, લક્ષ્મીનો મદ, દભનો સ્ફોટ, શિવાજીનુ દિલ્હીમા કેદ થવુ ને નાસી છૂટવુ

---

૧ સસ્કૃત નાટયશાસ્ત્રની દૃષ્ટિએ નાટિકા-નાટકો વગેરેની રચનામા ૧ ફળ તરફ લઇ જનાર **આરભ** ૨ ઇષ્ટની પ્રાપ્તિ માટેનો યત્ન, ૩ ઇષ્ટની **પ્રાપ્તિની આશા** ૪ વિઘ્નોના અભાવે **ફલપ્રાપ્તિની સભાવના**, અને ૫ ઇષ્ટફળનો લાભ, આ પાચ અવસ્થા ૧ બીજની ઉત્પત્તિ-રૂપ **મુખ**, ૨ ઉપાયના પ્રકટ દર્શન-રૂપ **પ્રતિમુખ** ૩ ફરી ઉપાય બધાવા-રૂપ **ગર્ભ**, ૪ ઉપાયને શાપ વગેરેના અતરાય-રૂપ **વિમર્શ** અને ૫ મુખસધિ વગેરેમા નખાયલા બીજનો વિકાસ થતા છૂટા છવાયેલા પ્રસગોનુ અદ્ભુત રીતે એક રૂપ **નિર્વહણ**, એ પાચ સધિઓ સાથે સકળાઇ પૃ ૧૪૭ની પાદટીપમા આપેલી પાચ અર્થપ્રકૃતિ ગાવે રસિક રીતે આવી રહે છે નાના નાટકોમા બધી સધિઓ જરૂરની નથી હોતી અત્યારે યુરોપીય પદ્ધતિનુ પ્રાધાન્ય છે જેમા પણ સધિઓ-અવસ્થાઓ-અર્થપ્રકૃતિઓ જરૂરી રહે છે જ

## ૧૧. નિબંધ-લેખન

'નિબંધ' શબ્દ આપણે ત્યાં સંસ્કૃત સાહિત્યમાં પણ પ્રયોજાયેલો મળે છે. એક વિષય લઇ એને વિશે ગદ્ય કે પદ્યમાં સૂચક માહિતી આપવી એ 'નિબંધ'નું લક્ષણ છે. અંગ્રેજી સાહિત્યના પરિચયમાં આવ્યા પછી નિબંધ-લેખન સાહિત્યનું એક વિશિષ્ટ અંગ જ બની ગયું છે. આજે એ માત્ર ગદ્યમાં જ લખાય છે. કોઇ પણ એક વિષય—પછી એ કોઈ પ્રાણી-પદાર્થ-પ્રસંગ-કાર્ય-પ્રવાસ કોઈપણ કાલ્પનિક પ્રસંગાદિ ઉપર લેખક વ્યવસ્થિત રીતે માહિતી આપવા ચાહે છે એનો 'નિબંધ'મા સમાવેશ થાય છે.

નિબંધ-લેખન માટે નીચેની સૂચનાઓ લક્ષ્યમાં રાખવી જોઇયે :

૧. જે વિષય ઉપર નિબંધ લખવાનો હોય તે જ પ્રાણરૂપે સમગ્ર નિરૂપણમાં હોવો જોઇયે; એમાં બીજા કોઇ વિષયની નકામી ધાલમેલ કરી વિષયાંતર કરવું ન જોઇયે.

૨. જરૂર પડે ત્યાં અંગ તરીકે સમર્થક સ્વરૂપમાં બીજો ગૌણ વિષય લાવી શકાય; પણ એ પ્રાણરૂપ થઇ જાય એ પ્રમાણે નહિ.

૩. વિષય-નિરૂપણનો ક્રમ એના એક પછી એક મુદ્દાને સાંકળી લેતો હોય એ પ્રમાણે અપાવો જોઇયે.

૪. નકામું લંબાણ ન થઈ જાય એ માટે પૂરતી સાવચેતી રાખવી જોઇયે. નકામું લંબાણ વિષયની પકડને ઢીલી કરી નાખે છે; તેથી વિષય-નિરૂપણનો હેતુ માર્યો જાય છે.

૫. ભાષાશૈલી એ નિબંધનું આવશ્યક લક્ષણ છે. જે વિષયનું નિરૂપણ કરવામાં આવતું હોય તેમાં વિચારો સૂચક રીતે શુદ્ધ સ્વરૂપમાં સરળ છતાં પ્રૌઢ રીતે મૂકવામા ન આવે તો લેખક ધારી અસર ઉપજાવી શકતો નથી.

૬. આવશ્યક સ્થળે રૂઢિપ્રયોગો અને કહેવતોનો પણ ઉપયોગ વિષયની પકડ મજબૂત બનાવે છે.

૭. નિબંધનો ઉપસંહાર એનું પ્રધાન ભૂષણ છે. લીધેલા વિષયના આદિ મધ્ય અને અંતની એકસૂત્રતા રહે એ રીતે અંતભાગ આવવો જોઇયે; લેખકનું તે તે વિષય વિશેનું મંતવ્ય સ્પષ્ટ રીતે અંતમાં જ વ્યક્ત થાય છે તે સ્પષ્ટ રીતે તરી આવવું જોઇયે.

સામાન્ય રીતે નિબંધ-લેખનમાં નીચેના મુદ્દાઓમાં ખંડ પાડવાથી સરળતા થાય છે : ૧. વિષયનિર્દેશ, ૨. વિષયની જરા વિસ્તારથી સમઝૂતી, ૩. વ્યવસ્થિત રજૂઆત, ૪. ગુણ દોષની ચર્ચા આવશ્યક હોય ત્યાં એવી ચર્ચા—ન હોય ત્યાં વિષયનેલગતી વિશિષ્ટતા, અને ૫. મુદ્દાઓનો ઉપસંહાર. અંત હૃદયંગમ ત્યારે જ બની શકે કે સ્વીકારેલા મુદ્દાઓને સરળતાથી આરોપી લેવામાં આવે. આ રીતે મુદ્દા સૌથી પ્રથમ અલગ નોંધી લઈ પછી એઓના આધારે નિબંધ-લેખન કરવાથી સરળતા મળે છે. 'મુદ્દા'ના સ્વરૂપ વિશે 'સાર–લેખન'માં સ્પષ્ટતા કરી હોવાથી અહીં આપવામાં આવેલા નિબંધોમાં મુદ્દા અલગ તારવ્યા નથી.

વાક્યખંડ—નિબંધલેખનમાં ખાસ જરૂરી એક મુદ્દો પૂરો કરી બીજો મુદ્દો શરૂ કરતાં નવો વાક્યખંડ પાડવો એ છે. ગુજરાતી નિબંધ-લેખનમાં આ વાક્યખંડ વિષયની પકડ માટે જરૂરી છે.

## નિબંધના વિષય પ્રમાણે પ્રકાર

વિષય પ્રમાણે નિબંધના નીચે પ્રમાણે મુખ્ય પાંચ પ્રકાર છે : ૧. વર્ણનાત્મક, ૨. વિવરણાત્મક, ૩. ચિંતનાત્મક, ૪. વ્યાખ્યાનાત્મક, અને ૫. કલ્પનાત્મક.

### ૧. વર્ણનાત્મક નિબંધ

આ પ્રકારના નિબંધમાં કોઈ પણ પ્રાણી, પદાર્થ, સ્થળ, કુદરતી બનાવ, કુદરતનાં તત્ત્વ, માનવે શોધ કરી પ્રચલિત કરેલી વસ્તુઓ

અને એનો ઉપયોગ, એ વગેરેનું સામાન્ય વર્ણન રજૂ કરવામાં આવે છે. આમાં તે તે વિષયને અંગેના વર્ણનમાં કોઈ વિશિષ્ટ ચિંતન રજૂ થતું નથી હોતું, એટલો વિવરણાત્મક નિબંધથી એનો મુખ્ય ભેદ રહેશે.

આમાં તે તે પદાર્થોના ગુણદોષમાં વિશેષ રીતે ન ઊતરતાં તે તે પ્રાણી પદાર્થ કે સ્થળનું સ્વાભાવિક સ્વરૂપે વર્ણન અભીષ્ટ હોય છે. ગાંધીયુગના પ્રાણસમા સરળ પ્રકારનું ગદ્ય લખનાર મ. ગાંધીજીએ લખેલો જ એક એવો વર્ણનાત્મક નિબંધ પ્રથમ આપણે નમૂના તરીકે અહીં જોઈએ :

(૧) આપણું શરીર

" 'પૃથ્વી, પાણી, આકાશ, તેજ ને વાયુ,
આ પંચ તત્ત્વનો ખેલ જગત કહેવાયુ.'

ઉપલી કડીમાં શરીરનું વર્ણન ઘણે પ્રકારે આવી જાય છે એમાં કહ્યું છે કે પૃથ્વી એટલે માટી, પાણી, આકાશ, તેજ અને વાયુ, એવાં પાંચ તત્ત્વ મેળવીને જે ખેલ કુદરતના પણ કરનારે કર્યો છે તેને આપણે આ 'જગત'ને નામે ઓળખિયે છિયે. જગત બન્યું છે તે જ વસ્તુનું આ માટીનું પૂતળું જેને આપણે આપણું 'શરીર' કહિયે છિયે તે બનેલું છે. આપણામાં કહેવત છે કે 'યથા પિંડે તથા બ્રહ્માંડે' 'જેવું દેહે તેવું દેશે.' આ વાત આપણે યાદ રાખિયે તો આપણે ખચીત સમજીશું કે શરીરને નિભાવવા સારુ સ્વચ્છ માટી, સ્વચ્છ પાણી, સ્વચ્છ ખુલ્લાસ, સ્વચ્છ અગ્નિ (સૂર્ય), ને સ્વચ્છ હવા એ જરૂરનાં છે; ને એઓમાંના એક પણ તત્ત્વથી આપણે ડરવાનું નથી. ખરું જોતાં તો એઓમાંના એક પણ તત્ત્વની શરીરને વિશે પ્રમાણમાં ખામી થાય ત્યારે દરદ થાય છે.

શરીરને વિશે આટલું જાણવાની આવશ્યકતા છે, પણ એટલું જ જાણવું એ આપણા વિષયને સારુ બસ નથી.

શરીર ચામડી હાડકાં માંસ અને રુધિર (લોહી)નું "

હાડપિંજર ઉપર શરીરનો મુખ્ય આધાર છે. એને લીધે આપણે ટટાર ઊભી શકિયે છિયે અને ચાલી શકિયે છિયે. હાડકાં એ શરીરના નાજુક અવયવોનું અને ખોપરી એ ભેજાનું તથા પાંસળીઓ એ હૃદય તથા ફેફસાંનું રક્ષણ કરે છે. દાક્તરોની ગણતરી પ્રમાણે આપણા શરીરમાં ૨૦૮ હાડકાં છે. હાડકાંનો બહારનો ભાગ કઠણ છે એવું આપણે સૌ જોઈ શકિયે છિયે, પણ એવી સ્થિતિ અંદરના ભાગની નથી. અંદરનો ભાગ પોચો ને પોલો છે. એક હાડકું બીજાની સાથે સંધાયેલું રહે છે તે જગ્યાએ કુર્ચાનું આવરણ હોય છે. આ કુર્ચા તે પોચું હાડકું જ ગણાય.

આપણા દાંત એ પણ હાડકાં છે. પ્રથમ બચપણમાં દૂધિયા દાંત આવે છે તે સૌને પડી જાય છે. પછી છાશિયા દાંત આવે છે તે પડ્યા એટલે પાછા નથી આવતા. દૂધિયા દાંત છથી આઠ મહિને ફૂટવા શરૂ થાય છે અને બાળક બેએક વરસનું થાય તેવામાં ઘણુંખરું બધા ફૂટી રહે છે. છાશિયા પાંચ વરસ પછી ફૂટવા લાગે છે ને ૧૫ થી ૨૫ વરસની ઉમર સુધીમાં બધા ફૂટી રહે છે. દાઢ સર્વથી છેલ્લી ફૂટે છે.

ચામડીને આપણે સ્પર્શ કરીશું તો ઘણી જગ્યાએ આપણા હાથને માંસના લોચા જણાશે. આ સ્નાયુ કહેવાય છે, અને એના વડે આપણા જ્ઞાનતંતુ કામ લે છે. આપણે હાથ બીડી ઉઘાડી શકિયે છિયે, જડબાં હલાવી શકિયે છિયે, આંખ મિટકાવી શકિયે છિયે, એ બધું સ્નાયુઓને આધારે થાય છે

હવે આપણે શરીરના મુખ્ય ભાગ જોઇયે. એઓમાં હોજરી એ સર્વોપરિ ગણાય. હોજરી જો ક્ષણભર આળસ કરે તો આપણાં ગાત્ર ઢીલાં થઇ જાય. જેટલો ભાર આપણે હોજરી પર મેલિયે છિયે તેટલો ભાર સહન કરવાની શક્તિ મહા વિકરાળ પ્રાણીઓમાં પણ નથી. આ હોજરીનું કામ અનાજને પાચન કરવાનું ને પાચન થયેલા અનાજ વડે શરીરનું પોષણ કરવાનું છે. સંચાને જેમ એન્જિન તેમ

માણસને હોજરી છે. આ ભાગ ડાબા પડખામાં પાંસળાંની અંદર છે. એમાં અનેક ક્રિયાઓ થઈ, જુદા જુદા ગૅસ તૈયાર થઈને અન્નમાંથી તત્ત્વ ખેંચાય છે અને બીજો ભાગ મળમૂત્ર થઈ આંતરડાંમાં થઈ બહાર નીકળે છે. એની ઉપરની બાજૂએ કલેજાનો ડાબો ભાગ છે. હોજરીની ડાબી તરફ બરોળ છે. કલેજું પાંસળીઓની અંદર જમણા પડખામાં છે. કલેજાનું કામ લોહી શુદ્ધ કરવાનું અને પિત્ત પેદા કરવાનું છે. આ પિત્ત પાચનક્રિયાને સારુ ઉપયોગનું છે.

પાંસળીઓની નીચે છાતીની બખોલમાં બીજા ઉપયોગી વિભાગ છે, તે અંતઃકરણ અથવા રક્તાશય અને ફેફસાં. એમ છે. આ અંતઃકરણની થેલી બે ફેફસાંની વચમાં ડાબી તરફ હોય છે. છાતીમાં ડાબાંજમણાં મળી ચોવીસ હાડકાં છે. પાંચમી અને છઠ્ઠી પાંસળીની વચ્ચે અંતઃકરણનો ધબકારો થાય છે. આપણને ડાબું અને જમણું એમ બે ફેફસાં છે, તે શ્વાસનળીનાં બનેલાં છે. એ હવાથી ભરેલાં છે ને એમાં લોહી સાફ થાય છે. ફેફસાંમાં હવા પહોંચે છે તે શ્વાસનળી વાટે. એ હવા નસકોરાંમાં થઈને જવી જોઈએ. આ પ્રમાણે નાકમાં થઈને હવા જાય તે ગરમ થઈને ફેફસાંમાં ઊતરે. ઘણા માણસ આ વાતથી અજાણ હોઈ હવાને મોઢાવાટે લે છે ને નુકસાન ખમે છે. મોઢું ખાવા વગેરેના કામમાં લેવાનું છે, હવા તો માત્ર નાકવાટે જ લેવી જોઈએ.

આપણે શરીરની કંઈક રચના તપાસી ગયા; એના કેટલાક મુખ્ય ભાગનું સહેજ જ્ઞાન લીધું; હવે જેની ઉપર દેહનો આધાર છે તે પ્રવાહી—લોહી—ને તપાસિયે. લોહી આપણને પોષણ આપે છે, વળી એ ખોરાકમાં પોષણ કરનાર ભાગને નોખો પાડે છે, નિરુપયોગી વસ્તુઓ—મળમૂત્રોને બહાર કાઢે છે, ને શરીરને એકસરખી ગરમીમાં રાખે છે. લોહી શરીરમાં રહેલી નળીઓ—નસો—વાટે નિરંતર ફર્યા કરે છે. આપણી નાડી ચાલે છે એ લોહીની ગતિને લીધે. જુવાન ને તંદુરસ્ત માણસની નાડી એક મિનિટમાં લગભગ

૭૫ વખત ચાલે છે; એટલે ૭૫ વખત ધબકારા મારે છે. બચ્ચાંની જલદ ચાલે છે ને ઘરડા માણસની ઓછી ચાલે છે.

લોહીને સાફ રાખનારું મોટામાં મોટું સાધન હવા છે. શરીરમા ફરીને જે લોહી ફેફસાંમાં જાય છે તે નકામું થઈ પડે છે, ને એમાં ઝેરી પદાર્થ હોય છે. આ ઝેરી પદાર્થને અંદર ગયેલી હવા ઝીલી લે છે ને પોતામાં રહેલો પ્રાણવાયુ એ લોહીને આપે છે. આ પ્રમાણે ક્રિયા ચાલ્યા કરે છે. લોહીમાંથી લીધેલો ઝેરી પદાર્થ લઈ અંદર ગયેલી હવા બહાર નીકળે છે, અને લોહીમાં પ્રાણવાયુ મળી એ જ પ્રાણું નસો વાટે આખા શરીરમાં ફરી વળે છે. આથી સમજી શકાય કે બહાર નીકળતો શ્વાસ એ કેટલે દરજ્જે ઝેરી છે."

વર્ણનાત્મક નિબંધમાં આવતા અહીં બીજા ચાર નિબંધ આ નીચે આપ્યા છે, જેનાથી વિષયનિરૂપણ તેમજ વર્ણનપ્રકારનો ખ્યાલ સરળતાથી આવી શકશે:

### (૨) ફૂલ

"ફૂલ જેને ન ગમે તેવો માણસ હશે ખરો ? ખરાબ ગણાતા માણસ પણ—ગુનેગારો, જુલમગારો, અસંસ્કારી માણસો—સઘળા ફૂલને ચાહે છે.

રાત્રિની મધુર શાંતિમાં પૃથ્વીનો રસ ચુસાય છે. પ્રભાતમાં ઉષાદેવી પૂર્વનાં સુવર્ણદ્વાર ખોલે એ પહેલાં તો નાનાં મોટાં ફૂલ સ્મિત કરતી કળીઓ વિકસાવી પ્રફુલ્લ થઈ ઊઠે છે. ખીલેલાં પુષ્પોમાં માનવને પૂર્ણતા પ્રત્યક્ષ સિદ્ધ થયેલી જણાય છે. તેથી તો કદાચ એ એને ચાહતો નહિ હોય!

એક નાનું નજીવું સરખું ફૂલ પણ કેટલું ગહન રહસ્યમય બની જાય છે એનો વિચાર આપણને વિસ્મય પમાડે છે. પ્રથમ બીજ, એમાંથી અંકુર, એમાંથી છોડ, કળી તથા પુષ્પ, અને એને અંતે ફળ. આખા ક્રમવિકાસનો મહાન વિશ્વનિયમ પુષ્પરૂપી એ નાની સરખી ઘટનામાં સમાઇ રહેલો છે. બીજ કેવું જડ દેખાય છે!

જાણે અજ્ઞાનના—અવચેતનના અંધકારમાં લુપ્ત પડેલું સૌન્દર્ય. બીજમાં રહેલી સઘળી ઉત્તમતા તિરોભૂત–છુપાયેલી–ઢંકાયેલી–અપ્રકટ હોય છે. જમીનમાં વવાયા પછી એ અનુકૂળ સંજોગો પ્રાપ્ત કરી ઉલ્લાસ પ્રગટાવવા મથે છે ત્યારે પુષ્પ જન્મે છે. બીજમાં છુપાઈ રહેલી પરમ સાર્થકતા એ જ ફૂલ.

પુષ્પના વિકાસનો યથાર્થ ખ્યાલ લાવવા પ્રયત્ન કરીશું તો આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે. એક નાનુશું ફૂલ ખીલે એને માટે કેટકેટલી સામગ્રીનો, સંજોગોનો અને સાનુકૂળતાનો સંભાર ભેગો થવો જોઈયે એ કદી વિચાર્યું છે! પૃથ્વી પાણી તેજ અને વાયુનાં તત્ત્વ ચોક્કસ પ્રમાણમાં એકત્ર થઈને કાર્ય કરે તો જ ફૂલનો વિકાસ શક્ય બને. જમીન, વરસાદ, સૂર્યનું તેજ ને હવા એ સર્વનો અપૂર્વ મેળ જામે ત્યારે જ ફૂલ ખીલે. આખા વિશ્વમાં સંવાદનો જે મહાન નિયમ કાર્ય કરી રહેલો છે તેનું સંગીત આપણે પુષ્પના વિકાસમાં સાંભળી શકિયે છિયે; અને ત્યાર પછી ધારિયે તો કોઈ પણ વસ્તુના કેવળ બહારના દેખાવથી છેતરાતાં પણ આપણે સહેલાઈથી અટકી શકિયે.

ડૉ. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કર્યું છે કે છોડમાં પ્રવાહી જીવન-રસની ગતિનું કારણ એનામાં રહેલી જીવનશક્તિ છે. છોડનું હૃદય ધબકે છે, એ પાંદડાં વડે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે તથા સૂર્યના તેજનું પૃથક્કરણ કરી એમાંથી ઇંદ્રધનુષના જેટલાં—અરે એથી પણ વધારે–રંગનાં ફૂલોને એ પ્રગટાવે છે તથા પાંદડાંમાં લીલા રંગનો જીવનપ્રદ સંચય કરે છે.

જેને છોડવા અને વૃક્ષો સજીવ નહિ લાગ્યાં હોય તેવો માનવી મને લાગે છે કે ભાગ્યેજ મળશે. પુષ્પો સ્મિત કરે છે, એઓ અભિમાનથી—કોઈકવાર ગૌરવથી—ડોક ઊંચી કરે છે, નમ્રતાથી લચી રહે છે, મધુરતા-અર્પા દ્રવે છે, આનંદથી ડોલે છે, ગ્લાનિથી સુકાય છે, શોકથી કરમાય છે, જીવનશક્તિ જતાં ખરી પડે છે

આ પ્રમાણે આપણે જોઈ શકિયે છિયે કે પુષ્પો માનવને માટે અર્થભર્યાં સૂચક (યાને પ્રતીક) થઈ રહે છે અને તેથી જ જીવનના મહા પ્રસંગોમાં—લગ્ન, ધાર્મિક ક્રિયા, પૂજા, જન્મ, કે યુદ્ધ કે મૃત્યુના પ્રસંગોએ—માનવી પુષ્પોનો ઉપયોગ કરે છે. પુષ્પોનો ઉપયોગ ભગવાનની પૂજામાં થાય છે, કારણ કે પૃથ્વીની બીજી કૃત્રિમ સમૃદ્ધિ—સુવર્ણ રત્ન મણિ વગેરે કરતાં માનવને એક પુષ્પ વધારે સમૃદ્ધ, અર્થભર્યું અને અમૂલ્ય લાગે છે. જીવનના ક્રમવિકાસનું અને એની પરમ સાર્થકતાનું એ પ્રત્યક્ષ સ્વરૂપ છે. ભગવાનને પુષ્પાંજલિ અર્પણ કરીને માનવ પોતાના અંતરાત્માને પરમ જ્યોતિ પ્રત્યે ખુલ્લો કરવાની અભિલાષા અજાણ્યે પ્રકટ કરે છે.

આપણી પાસે વિવિધ રૂપ અને રંગમાં સજ્જ થઈને આવનાર પુષ્પ કેવળ અર્થહીન છે એમ કોણ કહી શકશે? જો આપણે એની સાથે એકતા સાધી શકિયે તો, મને લાગે છે કે, પ્રત્યેક પુષ્પ આપણને એનો પોતાનો વિશિષ્ટ અર્થ, એનો પોતાનો સંદેશ આપી શકે છે. એ આપણને પોતાનો અંતર્મર્મ સમઝાવે છે. રાત્રિની ગાઢ શાંતિમાં પ્રસરતી મોગરાની લૂમોની સુવાસથી પવિત્રતાનો ખ્યાલ કોને નહિ આવ્યો હોય? યા તો હારશૃંગારની ઉત્કટ સુગંધથી કોણે દિવ્ય જીવન પ્રત્યેની તીવ્ર અભીપ્સાનો ભાવ નહિ અનુભવ્યો હોય?

કેટલાંક પુષ્પોમાં ઉદાત્તતા તો કેટલાંકમાં અન્ય ભાવ પ્રકટ થતો કેટલીયે વાર જણાય છે. આ રીતે જોતાં પુષ્પ એ દેવની ભાષા છે.

દરેક પ્રજા પુષ્પ પ્રત્યે જુદું જુદું વલણ ધરાવે છે. જાપાનની પ્રજાએ પુષ્પ પ્રત્યેનું વલણ રસવૃત્તિ કેળવીને એવું તો ઉન્નત અને ભાવભર્યું બનાવ્યું છે કે પુષ્પની કાળજી લેવામાં તથા ઘરના ઉત્તમોત્તમ ઓરડાને પુષ્પ વડે સુશોભિત કરવાની રસવૃત્તિમાં એઓ બીજી બધી પ્રજાઓ કરતાં ચડિયાતા છે; કરમાયેલા પુષ્પોના વિસ-

જીવનમાં પણ એઓની સુકુમાર નાજુક વૃત્તિ પરદેશીને મુગ્ધ કરે છે. પ્રાચીન બૌદ્ધ સાધકો અને મહાત્માઓ ઘણી વાર પોતાના ખંડમાં કેવળ પુષ્પોની વિશિષ્ટ રચના વડે પોતાના અતિથિઓને કે શિષ્યોને વગર બોલ્યે બોધ આપતા.

કેવળ શોખને—વિલાસને ખાતર પુષ્પોનો ઉપયોગ કરવો એ જડવાદનું પરિણામ છે. આપણા ગુજરાતમાં હિંદના બીજા કેટલાક પ્રાંતો જેવો પુષ્પોનો શોખ નથી એ શોચનીય છે. પુષ્પોની કાળજી, બાગકામનો શોખ, પુષ્પો માટે સ્વાભાવિક મૃદુતાભરી લાગણી અને સંભાળ વગેરે આપણી વ્યાપારી-વૃત્તિવાળી પ્રજામાંથી ઘસાઈ ગયાં છે. આપણાં ઘરોની શોભામાં, શહેરોની રચનામાં, ગામડાંના જીવનમાં વૃક્ષોને, પુષ્પના છોડોને કે પુષ્પોને સ્થાન નથી એ અફસોસની વાત છે. આપણા લોક વનસ્પતિસૃષ્ટિના જીવનસંસર્ગમાં આવતા જ નથી અને આવવાનો પ્રયત્ન પણ કરતા નથી. બીજનું આરોપણ, એનું સંગોપન, સંવર્ધન, અંકુરિત થવું, એમાંથી પ્રત્યક્ષ આશ્રય પેઠે અંકુરનું વધવું અને અંતે અનેક રાસાયનિક ફેરફારોને અંતે પુષ્પનું પ્રકટ થવું—આ આખી ઘટનાની પરંપરા માનવોને આનંદ આપનારું હોઇ એને કાંઈ ઓછું જ્ઞાન આપનારું નથી નીવડતું! બાળકો પ્રત્યે હોય છે તેવું વાત્સલ્ય છોડવા પ્રત્યે અનુભવનારની રસવૃત્તિ જે કોમળતા શીખે છે તે બીજા કૃત્રિમ પ્રયત્નો વડે ભાગ્યે સાધી શકાય. ઊગતા જુવાનો બાગકામના શોખને ખીલવે એ ઘણું ઇષ્ટ છે.” (અંબાલાલ પુરાણી)

(૩) તાડ

“તાડ એ નાળિયેરી ખજૂરી ને સોપારીની જાતનું ઝાડ છે એમ કહી શકાય. સોપારી ને નાળિયેરીની પેઠે એનું થડ ઊંચું વધે છે ને માથે પાંદડાંનું છત્ર ઓઢે છે.

ડુંગરોની તળેટીમાં અને દરિયાને કિનારે તાડની શોભા દૂરથી સુંદર લાગે છે.

વેગથી જતી રેલવેમાં બેસીને જતાં દૂરથી નજીક આવતી તાડોની હાર આંખને જોવી ખરેખર ગમે છે.

તાડ જમીનથી જેટલો ઊંચો છે તેટલો જ ઊંડો છે. એનાં મૂળિયાં જમીનમાં ખૂબ ખૂબ ઊંડે જાય છે અને પવનના સપાટાઓ સામે તાડને ટટાર ઊભો રાખે છે.

તાડનું બી બહુ કઠણ હોય છે. બી વાવ્યા પછી એક વર્ષે ઊગીને એ પાંદડાં કાઢે છે; એટલો બધો વખત એ જમીનમાં મૂળ નાખે છે.

તાડને તાડિયાં નામનાં ફળ આવે છે. એની અંદરથી નીકળતા ગોળાને લોકો ખાય છે. આ ગોળાને તાડગોળા કહે છે. ખજૂરીમાંથી કાઢવામાં આવે છે તેમ આમાંથી પણ તાડી કાઢવામાં આવે છે.

તાડ જેટલો ઊંચો છે તેટલાં ઊંચાં બીજાં ઝાડ ખરાં; પણ તાડની ઊંચાઈ બહાર પડી જાય છે, કારણ કે એને ડાળો નથી, માત્ર થડ જ છે. ઊંચા ને પાતળા એવા માણસને તાડનો ત્રીજો ભાગ કહેવાય છે. સાચેસાચ માણસ જો ત્રીજો ભાગ હોય તો એ ૧૦ થી ૧૩ ફીટ ઊંચો થાય, કારણ કે તાડનું ઝાડ ૩૦ થી ૪૦ ફીટ ઊંચું થાય છે.

તાડની એકથી વધારે જાતો થાય છે તેમાંની એક જાતનાં પાંદડાંનો બહુ સારો ઉપયોગ થયેલો છે. એ પાંદડાં કાપીને એનાં પુસ્તકનાં પાનાં આગળના લોક બનાવતા. [ ગુજરાતમાં મુલાયમ તાડપત્રો ઉપર શાહીથી લખવામાં આવતું, જ્યારે દક્ષિણમાં ] તાડનાં કડક જાતનાં પાદડાં ઉપર લોઢાથી લખવામાં આવતું. આવાં તાડપત્રો ઉપર લખાયેલા ગ્રંથ એક બે નહિ, પણ હજારો હજી પણ છે. કેટલાક એવા ગ્રંથ તો બ્રિટિશ મ્યુઝિયમમાં છે; સાહેબ લોકોએ અહીંથી એઓને લંડન ભેગા કર્યા છે. પાટણ [વગેરે]ના જૂના જૈન ગ્રંથભંડારોમાં આવાં [શાહીથી લખાયેલાં તાડપત્રોનાં] પુસ્તક સહેલાઇથી જોવા મળશે.

આ પાંદડાં ઉપર લોકો એટલા માટે લખતા કે ઉધઈ એને ખાઇ શકે નહિ. પાંદડાં ઉપર બહુ સુંદર ચિત્રો ચીતરતા. સારી ને જાતજાતની શાહીથી રંગેલાં ચિત્ર ને શણગારેલા ને મોતી જેવા અક્ષર હવે ભાગ્યેજ લખાશે.

આ તાડપત્રનાં પુસ્તકોને 'ગ્રંથો' કહેવામાં આવે છે. તાડનાં પાંદડાંને કાપીને વચ્ચે કાણું પાડી, એ કાણામાં લખાયેલાં પાંદડાંને દોરીથી પરોવી ઉપરથી ગાંઠ વાળવામાં આવતી કે પાછાં પાનાં છૂટાં છૂટાં ન થઈ જાય. એ ઉપરથી એનું નામ 'ગ્રંથ' પડ્યું. ગ્રંથિ એટલે ગાંઠ, ને ગ્રંથ એટલે ગાંઠથી લોકોએ જેનાં પાનાં બાંધ્યાં છે તેવી ચોપડી.

ડાહ્યા ને સારા લોકોએ તાડનાં પાંદડાંનો એવો સરસ ઉપયોગ કર્યો ને સુંદર જ્ઞાનને લખ્યું, જ્યારે મૂરખ લોકોએ તાડના થડમાં ખાડા પાડી એમાંથી તાડી શોધી ને એ પીને એઓ ગાંડા બન્યા!

કહે છે કે સ્વર્ગમાં જે સાત ઝાડ છે તેઓમાં એક ઝાડ તાડનું પણ છે. આપણે એમ કલ્પી શકિયે કે દેવ તાડપત્રો ઉપર દેવતાઈ ગ્રંથો લખતા હશે ને દાનવ તાડી બનાવીને પીતા હશે!

આ સ્વર્ગનરકની વાત તો માનવા જેવી નથી, પણ તાડ વિશેની આ કલ્પના સુંદર તો છે જ." (સ્વ. ગિજુભાઈ બધેકા)

### (૪) ચોમાસાનું સૃષ્ટિસૌંદર્ય

" અત્યારે ચોમાસું ચાલે છે. અત્યારે વાદળાં વારંવાર ચડી આવે છે. કોઈ વાર ગર્જના અને વીજળી સાથે તો કોઇ વાર ગર્જના વિના મેઘનાં જળ પૃથ્વી ઉપર ઊતરે છે. ધરતીમાતા આખા અંગે લીલી સાડી ધરવા લાગ્યાં છે. પક્ષીગાન, તથા દેડકા અને તમરાંના તીણા સ્વરોથી મેઘનું સ્વાગત દિવસરાત ચાલી રહ્યું છે. અનેક પ્રકારનાં ઝીણાં જીવડાંએ નવજીવન ધારણ કરી આમતેમ ધૂમવા માંડ્યું છે. અત્યારે ચોમાસું ચાલે છે. આ ચોમાસાનું સહજ સૌંદર્ય છે.

બાળકો, તમે પણ જરા ઊઠો, જાગ્રત થાઓ, સ્ફૂર્તિ આણો અને ફરવા—રખડવા—રમવા ઊપડો. આકાશમાંથી ઊઠે વરસાદનાં પાણી ગળ્યા કરતાં; છત્રીઓ ઓઢીઓઢીને બહાર નીકળો. પૃથ્વી પર પગગતાં, એકઠાં થતાં, અને નાની નીકોમાંથી નદીઓ બનાવતાં આકાશનાં જળ જુઓ. વળી આ નવાં જળે રચેલાં નાનાં તળાવ ભૂશિરો સામુદ્રધુનીઓ બેટો અને દ્વીપકલ્પો જુઓ. ધોધમાર વરસતા વરસાદમાં ઊભા રહીને આનંદથી નાહી રહેલી ભેંસોને, વરસાદથી કાયર થઈ એક બાજૂ ઊભેલાં ગધેડાંને, દોડાદોડ કરી મૂકનાર કૂતરાંને અને અકળાનાર ગાયને જુઓ. ધરાઈ ધરાઈને નાહનારાં કબૂતર અને બીજાં પક્ષીઓને જોયા પછી વરસાદમાં સંતાઇ રહેનાર પક્ષીઓને પણ નિહાળો. તમે જુઓ તો ખરા કે વરસાદ વરસે છે ત્યારે ઘરો, રસ્તા, આકાશ, ક્ષિતિજ, દૂર તથા નજીકનાં ઝાડો અને મકાનો કેવાં દેખાય છે! તમે વરસાદ વખતે એ પણ જુઓ કે વરસાદ ઝીલતાં ઝીલતાં વરસાદને નૃત્યથી વધાવનારાં ઝાડ ક્યાં છે અને વરસાદથી બિડાઈ જનારાં ઝાડ ક્યાં છે!

વળી વરસાદ વરસી રહે કે તરત બહાર નીકળો. ભલે તમારા બધા કાર્યક્રમ તૂટી પડે. બાર માસે આવા પ્રસંગ ભાગ્યેજ આવે છે. વરસાદ પછી ખળખળ વહી જતાં નાનાં મોટાં ઝરણાંનું મધુર ગાન તમને સંભળાશે; ઝરણાંમાં પગ મૂકતાં વહી જતા પાણીનો વેગ તમે માપી શકશો; એમાં તમારાથી કુદાશે, નચાશે અને કિલકિલાટ કરી મુકાશે. તમે ઉનાળાની ગરમીથી અને સૂકી પડી ગયેલી ધરતીથી થાકી ગયા હશો તો આ નવીનતાથી ગમ્મતમાં આવી જશો. વરસાદ પછીની તાજગી આપનારી હવાથી તમારામાં ઊડી જવાનું ચેતન આવશે; તમે ઝાલ્યા પણ ન રહો એવી નિર્દોષ દોડાદોડ કરી મૂકશો. ઉનાળો અને શિયાળો તમે નિશાળમાં ગાળેલો છે. હવે તમારી બાંધેલી પાંખો છૂટી થઇ છે; જરા ઊડી લો.

છૂટાં થઇને તમે પોતે જ અનેક જાતનાં જીવડાંને ભાળવા

લાગશો, ઇદ્રગોપ જીવડાંને શોધીશોધીને એકઠાં કરશો, નવાં અને નાનાં ઘાસ ને ફૂલો લાવીલાવીને મોટાંને ભેટ ધરશો, ઘાસના નવા અંકુરોને નિહાળશો, એઓને ચૂંટશો, અને રંગો તથા રૂપો જોઇને રાજી થશો.

તમે શહેરમાં ન હો અને ગામડામાં હો તો પાધર કે સીમ ભણી ઊપડજો. વરસાદ પછી કોયલનું કૂજન તો સંભળાશે જ. કોઇ ઘટામાં બેઠી બેઠી એ કૂજતી હશે. તમે જરા શોધશો તો એને જોઈ શકશો. તમે પોતે ઓળખતા હશો તો તમારા કાને બપૈયાના બોલ સંભળાશે; અગર ગામડાના ખેડૂતને પૂછશો કે બપૈયો ક્યાં બોલે છે, તો એ બતાવશે. બપૈયો ભાગ્યેજ દેખાશે, પણ એનો બોલ તો અવશ્ય સંભળાશે.

કુદરતમાં તમને ઘણો રસ પડશે. થોર, કરેણ કે કોઇ ફળ, ઝાડ કે વેલ પાસે ઊડતું અને ફૂલોમાંથી મધ ચૂસતું પક્ષી તમને જણાશે. એ પક્ષી 'સક્કરખોરો' કહેવાય છે. એની છાતી પીળી હશે ને એ પીળી છાતી વચ્ચે કાળો લાંબો પટો હશે. ખેતરમાં મોરને પોતાનાં મનોહર પીછાં પસારતા તમે જોઈ શકશો. લીમડા કે પીપરના ઝાડે કાગડાના મોટા માળા જણાશે.

વરસાદ પછી ફરતાં ફરતાં કોઈ વાર તમે ખેતરમાં જજો ને તમારી જ આંખે ખેડૂતને વાવણું કરતા ભાળજો. તમને ત્યાં ખેતરોમાં ઊગી ગયેલી જુંવારની હારો જણાશે; ગાડું હાંકતા અને ગીત ગાતા ગાડાવાળા જણાશે; ને ઝાડને ઓથારે ઊભા રહી એ પાવાને એક સાથે લહેરથી વગાડતા ને સીમ ગૂંજવતા લહેરી જુવાનિયા જણાશે.

અને કોઈ વાર જ્યારે આકાશે ઇંદ્રધનુષ ખેંચાયું હશે ત્યારે તો તમારો હર્ષ ક્યાંયે સમાશે નહિ. એ ખરેખરી ચમત્કૃતિ છે, સૌંદર્યનું અદ્‌ભુત દર્શન છે, આનંદનો મોંઘેરો ઉત્સવ છે. ધરાઈ ધરાઇને મેઘધનુષ જોઇ લો, અને જોઈ જોઇને કૂદો અને બોલો,

ખેલો, ખેલો ! કપડાં કાઢી વરસાદની નદીઓ પર પુલો બાંધો; ખુશાથી સરોવરો ને પર્વતો બનાવો. પાણીમાં તેલ નાખી રંગોની મિજલસ કરો, તથા અનેક અખતરા ને અનુભવ કરો.

ચોમાસું આવ્યું છે, ચોમાસું આવ્યું છે ! નિશાળનાં બારણાં ખુલ્લાં મૂકો, ઘરનાં બારણાં ખુલ્લાં મૂકો, ને કુદરતને ખોળે ખેલવા નીકળો." (સ્વ. ગિજુભાઈ બધેકા)

(૫) મુદ્રણકળા

"આ ચોપડી તમે વાંચો છો તે ક્યાં અને કેવી રીતે છપાઈ હશે ? તમારામાંથી કોઈક નો છાપખાનું જોયું હશે. છાપખાનામાં બહુ જ થોડા વખતમાં હજારો પાનાં છપાય છે. છાપવાની આવી કળા કોણે શોધી હશે એ આપણે જાણવું જોઈએ. છાપવાની મહાન શોધ કે જે આજથી લગભગ પાંચસો વર્ષ પર થઈ હતી તેને 'મુદ્રણકળાની શોધ' કહેવામાં આવે છે.

આ મુદ્રણકળાની પ્રથમ શોધ હોલેંડમાં આવેલા હારલેમ શહેરના વતની લોરેંસ કેસ્ટર નામના માણસે ઈ. સ. ૧૪૪૦ માં કરી હતી. એક દિવસ કેસ્ટર જંગલમાં ફરવા ગયો. સ્વભાવે ચપળ હોવાથી ગજવામાંથી એણે પોતાનો ચપ્પુ કાઢ્યો. પાદરીઓ પાસે એ બી સી વગેરે અક્ષરો શીખેલો હોવાથી ચપ્પુ વડે એ અક્ષર ઝાડની એક ડાળી ઉપર એણે કોતરવા માંડ્યા. કંટાળો આવતાં ચપ્પુ તરત ખિસ્સામાં સેરવી દીધો અને એ જ ડાળીએ અઢેલીને એ બેઠો. જે અક્ષર એણે કોતર્યા હતા તેની ઊલટી છાપ એના ખમીસના પાછળના ભાગ પર પડી હતી. કેસ્ટરને એની ખબર ન હતી.

ઘેર ગયા પછી એણે એક આયનાની સામેની ખીંટીએ ખમીસ સેરવ્યું. એની નજર સામેના આયના ઉપર ગઈ. આયનામાં સુંદર એ બી સી અક્ષર દેખાયા. કેસ્ટરે આ અક્ષરો ક્યાંથી દેખાય છે એની તપાસ કરવા માંડી. છેવટે એને માલૂમ પડ્યું કે પોતાના ખમીસ પર પડેલા અક્ષર આયનામાં દેખાય છે. એકદમ

ખમીસ ઉઠાવીને એ જોઇ રહ્યો. લાંબો વખત વિચાર કરતાં એને યાદ આવ્યું કે એણે ઝાડ પર જે અક્ષર કોતર્યા હતા તે જ અક્ષર ખમીસ પર પડ્યા હતા અને તે જ અક્ષર આયનામાં ચોખ્ખા દેખાય છે.

બીજે દિવસે તે એ જ ઝાડ પાસે ગયો, અને પોતાના ખમીસ પર જેવા અક્ષર પડ્યા હતા તેવા જ આકારના અક્ષર એના પર કોતર્યા; એ ઉપર શાહી લગાવી, સામે કાગળ મૂક્યો, કાગળ પર એ બી સી અક્ષર બરાબર દેખાયા. એના હર્ષનો પાર રહ્યો નહિ. ત્યારપછી એણે પોચા લાકડા પર અક્ષરો કોતરવાનું કામ ચાલુ કર્યું.

એ જમાનામાં લોકોમાં મોટે ભાગે અજ્ઞાન હતું. જ્ઞાન આપવાનું કામ ઘણે ભાગે પાદરીઓનું હતું. એઓ હાથે લખેલાં પુસ્તક રાખતા અને મોઢેથી જ ભણાવતા. આવી રીતે પુસ્તકોની અછત હતી. પરિણામે ઘણા માણસ અભણ હતા. પુસ્તક લખનારા—લહિયા પણ ઓછા હતા. અને લખવામાં સમય પણ ઘણો જાય એ દેખીતું જ છે. આવી સ્થિતિ હોય ત્યાં માણસોને વાચન તથા લેખનનું સાધન પણ ક્યાંથી મળે? એઓના સાંકડા વિચાર વિશાળ પણ શી રીતે બને? આવાં હસ્તલિખિત પુસ્તકોની કીમત પણ ભારે રહેતી, એટલું જ નહિ, પણ મોટી કીમત આપવા છતાંય એ મળતાં નહિ.

આવો અજ્ઞાનનો અંધકાર દૂર કરવાની પ્રેરણા કૅસ્ટરને કુદરતી રીતે જ મળી. જર્મનીમાં ગટનબર્ગ નામનો કૅસ્ટરનો એક મિત્ર હતો તેને એણે આ વાત જણાવી. ગટનબર્ગને આ વાત ગમી. એણે અથાગ પ્રયત્ન કરીને એક ચોપડી છાપવાને એક આખું લાકડાનું બીબું તૈયાર કર્યું. પણ પાછળથી એને માલૂમ પડ્યું કે આ આખું બીબું બીજી ચોપડીઓ છાપવામાં કામ ન આવે. વિચાર કરતાં દરેક અક્ષર માટે છૂટાં બીબાં બનાવવાનું એને

સૂઝયું અને દરેક અક્ષરનાં છૂટાં બીબાં એણે બનાવ્યાં. આ પ્રમાણે લાકડાનાં છૂટાં બીબાંનો ઉપયોગ કરી ઈ. સ. ૧૪૫૪ માં ગટનબર્ગે છાપવાની શરૂઆત કરી.

એ જ સમયે ઇંગ્લેંડમાં જહોન કેક્સ્ટન નામનો એક વેપારીનો છોકરો હતો તે વેપાર માટે એક વખત હોલેંડ ગયો. જ્યારે એણે ગટનબર્ગની છાપવાની કળા વિશે હોલેંડમાં સાંભળ્યું ત્યારે એ જર્મની પહોંચ્યો અને કળા શીખી લીધી. ત્યાર પછી ઇંગ્લેંડ આવી એણે વેસ્ટમિંનિસ્ટરમાં ઈ. સ. ૧૪૭૫ માં એક છાપખાનું કાઢ્યું. ઇંગ્લેંડમાં છાપખાનાની શરૂઆત ત્યારથી થઈ.

લાકડાનાં બનાવેલાં બીબાં લાંબો વખત કામ આપતાં નહિ; થોડા થોડા સમયને અંતે નવાં બીબાં બનાવવાં પડતાં; આથી છાપવાનું કામ ઈ. સ. ૧૮૦૧ સુધી બહુ જ ધીમું ચાલ્યું. પરંતુ એ વરસમાં ઇંગ્લેંડમાં સ્ટેનહોપ પરગણાના એક ઉમરાવે લોખંડનાં બીબાં બનાવવાનો પ્રથમ પ્રયત્ન કર્યો અને એમાં એને સફળતા મળી. આ પ્રમાણે કળામાં દિનપ્રતિદિન સુધારો થતો ગયો.

ઇ. સ. ૧૮૧૪ માં કોનિગ નામના જર્મને સ્ટીમ પ્રેસની શરૂઆત કરી. એ યંત્રનો પ્રથમ ઉપયોગ 'ટાઇમ્સ' પત્રની વડા જહોન વોલ્ટરે કીધો. આ પ્રેસની શરૂઆત પછી અસંખ્ય પુસ્તક થોડા સમયમાં છપાવા લાગ્યાં. આથી સાધારણ માણસોને પણ પુસ્તકો અને છાપાં વાંચવાની સગવડ મળી. આવી રીતે મુદ્રણકળાની શોધથી માણસોના જીવનમાં ઘણો પલટો આવ્યો; અજ્ઞાનતા ઘણે ભાગે દૂર થઈ; ધર્મગુરુઓનો જ્ઞાન આપવાનો ઇજારો દૂર થયો. અત્યાર પહેલાં જે પુસ્તક મોંઘાં અને ન મળી શકે તેવાં ગણાતાં તે પુસ્તકો બધા માણસ સહેલાઈથી અને નજીવી કીમતે મેળવવા લાગ્યા.

આપણા દેશમાં આ નવી મુદ્રણકળાનો ઉપયોગ સો સવાસો વરસથી ચાલે છે. આજે તો મોટા શહેરમાં શેરીએ શેરીએ છાપખાનાં નજરે પડે છે. આ પ્રમાણે છાપખાનાં વધવાથી નાતાં

નાનાં ગામડાંમાં પણ પુસ્તકો અને છાપાં જોવામાં આવે છે. છાપખાનાંમાંથી છપાઇને બહાર પડતાં પુસ્તકો અને છાપાં આજે તો આપણને આપણા ખોરાક જેટલાં જ જરૂરી થઇ પડયાં છે. દુનિયાનાં બધાં જ છાપખાનાં સદંતર બંધ થઈ જાય અને કશું પણ છપાય જ નહિ તો આપણી કેવી સ્થિતિ થાય?"

( નાનુભાઇ કુ. દેસાઇ )

વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધ અને એના વિવિધ ઉપયોગોનો ખ્યાલ આપતા બધા નિબંધ આ પ્રથમ પ્રકારમાં સમાવિષ્ટ થાય છે.

આપણે ત્યાં નોંધપોથી રોજનીશી (ડાયરી) તેમજ પ્રવાસ-વર્ણનો લખવામાં આવે છે તે આ વર્ણનાત્મક નિબંધમાં સમાવેશ પામે છે, કેમકે એમાં મુખ્યત્વે નિત્યના થયેલા અનુભવ નોંધવામાં આવ્યા હોય છે.

## ૨. વિવરણાત્મક નિબંધ

આ પ્રકારના નિબંધમાં કોઈ પણ ઐતિહાસિક પ્રસંગ, પ્રાસંગિક બનાવ, તેમજ જીવનચરિતને ઉદ્દેશી વ્યક્ત થતા ગુણ વગેરે ઉપર કરવામાં આવતા વર્ણનમાં વિશિષ્ટ ચિંતનનો અંશ ઉમેરાય છે, જે વસ્તુસ્થિતિએ બોધના સ્વરૂપમાં ઉદ્દિષ્ટ હોય છે. લેખક સ્પષ્ટ બોધ આપતો હોય એવી પરિસ્થિતિ માત્ર આમાં દેખાતી નથી હોતી.

આપણે આ પ્રકારના નિબંધને મૂર્ત કરતા પાંચેક નમૂના જોઇયે; એમાંનો પહેલો એક ઐતિહાસિક પ્રસંગ ઉપર, બીજો એક પ્રાસંગિક બનાવ ઉપર અને બાકીના ત્રણ જીવનચરિતને ઉદ્દેશી વ્યક્ત થતા ગુણ-દર્શન ઉપર છે.

### (૧) મોહરમ

"હિજરી સન ૬૦ એટલે ઈ. સ. ૬૮૦નું વર્ષ ચાલતું હતું. મોહરમ મહિનામાં, ઇરાક દેશમાં યુફ્રેટીસ નદીને કિનારે, રેતીથી પથરાએલા કરબલાના મેદાનમાં. હ. ઈમામ હુસેન (રદી.) એમના

કુટુંબ સહિત દુશ્મનોથી ઘેરાઈને પડેલા હતા. બે ઘોડેસવાર અને બીજા ૭૦ માણસોનો નાનો સરખો કાફલો હ. ઇમામ હુસેન (રદી.) સાથે હતો. દુશ્મનો પાસે લડાઇના પૂરા સરંજામવાળું ઘોડેસવાર તથા પાયદળનું બનેલું ચાર હજાર સૈનિકોનું લશ્કર હતું. દુશ્મનોએ આજુબાજુ સખત પહેરા ગોઠવી દીધેલા હતા, અને હ. ઇમામ હુસેન (રદી.)ને કે એમના લશ્કરને પીવાનું પાણી પણ ન મળે એવી તકેદારી રાખેલી હતી. પાસે જ નદીનો પ્રવાહ ખળખળ વહેતો હતો. પશુપક્ષીઓ એમાંથી મનમાનતું પાણી પીતાં હતાં. હ. ઇમામ હુસેન (રદી.)ના કુટુંબમાં સ્ત્રીઓ અને બાળકોને પણ એમની જ ઉમ્મતના મુસલમાનોની અટકાયતને લીધે પાણીનું એક ટીપું પણ મળતું ન હતું. હ. ઇમામ હુસેન (રદી.) કંઇ સાધારણ માણસ ન હતા;-ખુદ હ. મોહંમદ પયગંબર સાહેબ (સલ.)ના એઓ દૌહિત્ર હતા. હ. મોહંમદ પયગંબર સાહેબ (સલ.)ને કોઇ હયાત પુત્ર ન હોવાથી એમણે હસન અને હુસેન એ બે દૌહિત્રોને પુત્રવત્ પાળ્યા હતા.

કરબલાના મેદાનમાં ભૂખ અને તરસના ત્રણ દિવસ ચાલ્યા ગયા. ચોથે દિવસે મોહરમ મહિનાનો દસમો દિવસ આવ્યો. લડાઈ શરૂ થઈ. પ્રથમ દ્વંદ્વયુદ્ધ થયાં. એમાં ભૂખ અને તરસથી પિડાયેલો હોવા છતાં હ. ઇમામ હુસેન (રદી.)નો પક્ષ વિજયી નીવડ્યો. પરંતુ દુશ્મનો સામે મોંએ લડવા તૈયાર ન હતા; એઓ તો દૂરથી જ તીરનો વરસાદ વરસાવતા હતા.

તરસથી પિડાતા પોતાના છ માસના બાળકને હાથમાં લઇ હ. ઇમામ હુસેન (રદી.) દુશ્મનો સામે ઊભા રહ્યા. ફૂલ જેવા નિર્દોષ એ બાળક માટે એમણે હૃદયવેધક શબ્દોમાં પાણીની માગણી કરી, પણ ક્રૂર શત્રુઓએ જુદો જ જવાબ આપ્યો. જવાબમાં દુશ્મનોના લશ્કરમાંથી તીર ઊડતું આવ્યું અને બાળકના ગળામાં સચોટ વાગ્યું. આ પ્રમાણે એ છ માસનું બાળક પિતાના હાથમાં જ

શહીદ થયું. એ બાળકનાં માતા બેગમ શહેરબાનૂ ઇરાનના છેલ્લા શાહ યઝદગર્દનાં શાહજાદી હતાં. બાળકની શહાદત જોઈ માતાનું હૃદય કકળી ઊઠયું.

છેવટે દુશ્મનોએ સામટો હુમલો કર્યો. મોટા લશ્કર સામે હ. ઇમામ હુસેન (રદી.) ના બધા જ સૈનિક માર્યા ગયા. એઓ એકલે હાથે શત્રુઓના લશ્કર સામે લડતા હતા. એ વીર પુરુષની સામે જવા કોઈની હિંમત ચાલતી ન હતી. શત્રુઓએ દૂરથી તીર વરસાવવા માંડયાં. હ. ઇમામ હુસેન (રદી.)ને નાના મોટા એંશી જખમ થયા હતા. લોહીમાં તરબોળ બનેલું એમનું શરીર ચાળણી જેવું થઈ ગયું હતું.

એટલામાં નમાઝનો વખત થયો. જીવ-સટોસટની લડાઈમાં પણ નમાઝ કેમ મુકાય! એમણે નમાઝ પઢવા વખત માગ્યો. દુશ્મનો પણ ઇસ્લામી હતા એટલે થંભી ગયા. નમાઝ પઢતાં સિજ્દો કરતી વખતે હ. ઇમામ હુસેને (રદી.) પોતાનું માથું જમીન પર મૂકયું ત્યારે દુશ્મનોના લશ્કરનો સરદાર શમર એકદમ ધસી આવ્યો, એમના શરીર પર બેસી ગયો, અને એણે ખંજરથી એમની ગરદન કાપી લીધી! જાણે એટલેથી પણ એને સંતોષ ન થયો હોય એમ શહીદ થયેલા શરીર ઉપર વારંવાર પોતાનો ઘોડો દોડાવીને એ શરીરને એણે છૂંદી નાખ્યું! આથી વધુ ક્રૂરતા અને નીચતા શી હોય? ખુદ પયગંબર સાહેબ (સલ.) ના જ કબીલાની એમની પોતાની જ ઉમ્મતને હાથે આવી ખાનાખરાબી થાય તેથી વિશેષ કરુણ પ્રસંગ શો હોય? ઇતિહાસનાં પાનાંમાં આવો બીજો પ્રસંગ ભાગ્યેજ મળશે.

આ કરુણ પ્રસંગના સ્મારક તરીકે મોહરમ મહિનામાં તાબૂત અથવા તાજિયા તૈયાર કરવામાં આવે છે, હ. ઇમામ હુસેન (રદી.)ના રોઝાને નમૂના તરીકે લક્ષ્યમાં રાખીને તાબૂત બનાવવામાં આવે છે, અને આ પ્રસંગે એમની શહાદતને યાદ કરી

શોક દર્શાવવો, એ આશય રાખવામાં આવે છે. વળી મોહરમ માસમાં કોઈપણ પ્રકારની લડાઈ કરવાની અરબસ્તાનમાં મના હતી, એને લીધે એ મહિનો પવિત્ર માનવામાં આવતો હતો.

આવા કરુણ પ્રસંગે હાસ્યવિનોદ કરવો, શરીર રંગી બનાવટી પંજા અને પૂંછડી બાંધી વાઘ બનવું, અને વેશ કાઢવા વગેરે તદ્દન અસ્થાને છે. વળી વાંસની પટ્ટીઓ અને કાગળના બનેલા તાબૂતને ફૂલ ચડાવવાં અને એની આગળ નાળિયેર વધેરવાં તથા એની માનતાઓ માનવી આ બધું ઇસ્લામની નજરે મૂર્તિપૂજા હોઈ કરી ન શકાય એવું છે.

ઇસ્લામના ઉત્પત્તિસ્થાન અરબસ્તાનમાં, ખિલાફતના હમણાં સુધીના કેન્દ્રસ્થાન તુર્કસ્તાનમાં, અરબી મુલક મિસરમાં અને બીજા ઇસ્લામી દેશોમાં આજે પણ તાબૂત થતાં નથી, માત્ર ઈરાનમાં એ થાય છે, પરંતુ એ ફક્ત ઇમામવાડામાં જ રાખવામાં આવે છે, અને એ વખતે ત્યાં કરબલાનો પ્રસંગ ભજવવામાં આવે છે. ઇરાનમાં પણ ઈ. સ. ૧૭૦૦ પહેલાં તાબૂત બનતાં ન હતાં એમ ઇતિહાસ ઉપરથી જણાય છે.

હિંદમાં તાબૂતો ક્યારથી શરૂ થયાં એ વિચારવા જેવું છે. તૈમૂરલંગને મોહરમ મહિનામાં હ. ઇમામ હુસેન (રદી.)ના રોઝાની ઝયારત કરવાનો નિયમ હતો. એ સવારી લઈ હિંદમાં આવ્યો હતો ત્યારે કરબલા જેટલે દૂર જઈ પાછા આવવા માટે એને સમય ન હતો; માટે એણે હ. ઇમામ હુસેન (રદી.)ના રોઝાનો નમૂનો બનાવી એની ઝયારત કરી પોતાનું મન મનાવી લીધું હતું.

દિલ્હીના સઘળા બાદશાહ ચુસ્ત સુન્ની મુસલમાનો હતા; પણ મોગલ સલ્તનતની પડતીના જમાનામાં ઔધમાં જે વઝીર-નવાબો થયા હતા તે શિયા મુસલમાનો હતા. એમના અમલ દરમિયાન આ તાબૂતની પ્રથા જન્મી હોય એમ લાગે છે. એ પછી ધીરે ધીરે આ રિવાજ આખા હિંદુસ્તાનના મુસલમાનોમાં ફેલાયો હોય એમ જણાય છે."　　　　(કરીમ મહંમદ માસ્તર)

## મેળો

"અસલના વખતમાં જ્યારે મુસાફરી કરવાનાં સાધન ન હતાં ત્યારે નાનાં ગામડાંમાં રહેતા લોકોને પોતાને જરૂરની ચીજો લેવાને માટે મુશ્કેલી નડતી. આ મુશ્કેલી દૂર કરવાને માટે એ નાનાં ગામડાંની પાસેના મોટા ગામમાં વરસમાં અમુક વખત હાટ અથવા મેળો ભરવામાં આવતો. આ મેળામાં બધી ચીજો મળતી. ગામડાંનાં લોકોમાં જેમની પાસે ગાડાં હોય તે ગાડાંમાં, ઘોડા હોય તે ઘોડા ઉપર અને બાકીના પગપાળા મોટા ગામમાં જવા સવારે નીકળી પડતાં; સાથે ભાતું પણ બાંધી લેતાં. આવા મેળામાં જરૂરની ચીજોની આપલે થતી, એટલું જ નહિ, પણ સાદાં મોજશોખનાં સાધન પણ મળતાં. લોકો આખો દિવસ મેળામાં ગાળતાં, પોતાને જોઇતી ચીજો લેતાં અને પોતે વેચવા આણેલી ચીજો વેચતાં; એ ઉપરાંત, થોડો આનંદ પણ કરતાં અને સાંજે ઘર ભણી જતાં.

હું નાનો હતો ત્યારે કાઠિયાવાડમાં આવેલ વઢવાણ શહેરમાં રહેતો હતો. વઢવાણમાં દિવાળીના ચાર દિવસ-વાઘબારશ-ધનતેરશ, કાળીચૌદશ અને દિવાળી એમ મેળો ભરાતો. એમાં જુદી જુદી જરૂરની ચીજો ઉપરાંત સોંઘાં અને ટકાઉ રમકડાં મળતાં; ખાવાની દુકાનો પણ મંડાતી; ઊભી અને ગોળ ફરતી ચકડોળ પણ ગોઠવવામાં આવતી; એ ઉપરાંત, ત્યાંના ઠાકોર સાહેબ પોલીસોની શરતો પણ ગોઠવતા. પોલીસોની શરતોમાં દોડવાની, લાંબું કૂદવાની, લીંબુ કાપવાની, ઘોડેસવારીની વગેરે ઘણી શરતો થતી; અને શહેર તેમજ ગામડાંના લોકોને એ જોવામાં ઘણી મઝા પડતી. ખાવાની દુકાનોમાં શેવ-ગાંઠિયા, સુતરફેણી, મેસુબ, જલેબી, ભમરા, ચણા, ગળ્યા સાટા, મોળા સાટા, મોહનથાળ વગેરે મળતાં. આ બધી ચીજો સારા માલમાંથી બનાવવામાં આવતી અને ઘીતેલ પણ ભેળસેળ વગરનાં વાપરવામાં આવતાં; એટલે એ ખાવાથી શરીરને નુકસાન થતું નહિ. આઇસ્ક્રીમ, બરફના રંગીન પંખા, એકેક આનાની હમણાં મળે છે

તેવી પાણી અને એસેન્સની બનાવેલી ચીજો વગેરે નુકસાન કરનાર વસ્તુઓ એ વખતમાં અમે કોઇ જાણતા જ નહિ. ફ્ળોમાં જમરૂખ' કોઠ સીતાફળ વગેરે મળતાં.

એ જમાનો સોંઘવારીનો હતો. મને અને મારાં ભાઈબ્હેનોને અમારા બાપાજી પાંચે દિવસના મેળામાં ખરચવા ચાર'ચાર આના આપતા; પણ એ ચાર આનામાં તો અમે ઘણી ચીજો લઈ શકતાં અને ખૂબ આનંદ માણી શકતાં. એટલી ચીજો અને એવો આનંદ આજે પંદર-વીસ રૂપિયા ખરચે તોયે છોકરાં મેળવી શકતાં નથી. એ વખતે ચાવીનાં રમકડાં હતાં જ નહિ એમ કહિયે તો ચાલે. હમણાં સાધારણ થયાતાં 'મિકેનો' એરોપ્લેનો મોટરગાડીઓ અને બીજી હજાર જાતની રમતોનાં નામ પણ કોઈના જાણવામાં ન હતાં. દર વરસે અમુક ચીજો જ મેળામાં જોવામાં આવતી અને એ દર વરસે જોવાતી ચીજોથી પણ અમને ઘણો સંતોષ'થતો.

'આજ તો મેળામાં જવું છે' એવા બૂમો અમે સવારથી જ મારી કરતાં. મેળામાંથી કઈ કઈ ચીજો લેવી એની ભાંજગડ અને ચર્ચામાં અમે કલાકોના કલાક ગુમાવતાં. આખરે નમતે પહોરે અમે ભાઈબ્હેનો, પડોશીના છોકરાં અને બેત્રણ પટાવાળાની ફોજ મેળા જોવા ઊપડી જતી. ત્યાં પોલીસોની શરતો જોતાં; ખાવાનું પણ ખાતાં. મને પહેલેથી ચકડોળમાં બેસવાથી ફેર આવતો એટલે મારા સિવાય બીજાં બધા ચકડોળની સહેલ પણ કરતાં; પછી રોજનો એક આનો રમકડાં ખરીદવા મળતે તેમાથી રમકડાં ખરીદતાં. આજનાં બાળક એક આનામાં એક રમકડું ખરીદવાના વિચારથી હસી પડે, પણ અમે તો એક આનાને બાદશાહી રકમ માનતાં, અને અમે રમકાં લેતાં એટલું જ નહિ પણ અમારા પડોશીનાં છોકરાંને પણ અમુક ચીજો આપતાં. એક પૈસામાં પાનાની જોડ આવતી. બે પૈસામાં લોઢાની ભમરી આવતી. એ હાથમાં દાંડો ઝાલીને ફેરવિયે એટલે ચિચોડા જેવો મોટો અવાજ થતો. ગામના લુહાર જ એ બનાવતા

અને પથ્થરથી ભાંગવાની કોશિશ કરીએ છતાં પણ એ ભાંગે નહિ એવી એ મજબૂત હતી. એક નાની પતરાની ડબી ઉપર કાચ હોય; એ ડબીમાં ચાર પાંચ નાની સીસાની ગોળી હોય જે આપણે અમુક રીતે ડબી હલાવીને અમુક રીતે ગોઠવવાની હોય; આવી જાતજાતની ડબીઓ પણ પૈસે પૈસે અને બબ્બે પૈસે મળતી. માટીની ઢીંગલીઓ પણ પૈસા પૈસામાં સારી મળતી. એ ઉપરાંત લાકડાની ઢીંગલીઓ, ચીનાઈ માટીના અલીઆવા, માટીનાં નગારાં, રામ કૃષ્ણ લક્ષ્મીનારાયણ ઘોઘરરાણા વગેરેની માટીની તેમજ ધાતુની મૂર્તિઓ પણ હતી. આમાંથી અમે દરેક દુકાને ખૂબ ધાંટાધાંટ કરીને, થોડી થોડી વારમાં વિચાર બદલીને રમકડાંની ખરીદી કરતાં. ચાર દિવસ પૂરા થાય એટલે લીધેલાં રમકડાંથી કલાકોના કલાક રમીને પાંચ છ મહિના સુધી એનાથી આનંદ માણતાં. એ પછીના મહિના આવનાર મેળાના અને એમાંથી આપણે આમ લઈશું ને તેમ લઈશું—ના વિચારમાં ગાળતા, એટલે નવો મેળો આવી રહેતો.

પણ અત્યારે જમાનો બદલાઈ ગયો છે. મોટરકાર તો શું પણ એરોપ્લેનો પણ સાધારણ ગણાઈ ગયાં છે. ગામડાંના લોકોને મુસાફરીનાં સાધન એટલાં બધાં વધી પડ્યાં છે કે આવા મેળાની આવશ્યકતા રહી નથી. મોટા ગામોમાં રમકડાંની દુકાનો હમેશની હોય છે. નાનાં ગામડાંમાં જરૂરની ચીજો મળી રહે છે અને ગામમાં જવું હોય તો મોટર-લોરીઓ તૈયાર જ હોય છે. આને પરિણામે આવા મેળા લગભગ અદૃશ્ય થઈ ગયા છે. મોટાં ગામોમાં મેળાને બદલે પ્રચંડ પ્રદર્શનો ભરાય છે. મુંબઈમાં પણ મોટાં મોટાં પ્રદર્શન ભરાયાં છે, પણ યુરોપમાં અને અમેરિકામાં તો એવડાં પ્રદર્શન ભરાય છે કે જો આપણે બરાબર જોવાં હોય તો ત્રણચાર મહિના લાગે. એ પ્રદર્શનોમાં દરેક દેશની કારીગરીની ચીજો ઉપરાંત, આનંદને માટે અસંખ્ય સાધન પૂરાં પાડવામાં આવે છે. એમાં નાના સિનેમાનાં તેમજ નાટકોનાં થિયેટર, કુસ્તી અને બોક્સિંગના

અખાડા વગેરે પણ હોય છે. જ્યાં જમાનો આવો હોય ત્યાં અસલના એવા મેળાને સ્થાન ક્યાંથી હોય ? છતાં પણ આપણા દેશમાં જ નહિ પણ યુરોપમાં પણ ઘણાં ગામોમાં આજ પણ મેળા ભરાય છે અને આસપાસનાં નાનાં નાનાં ગામડાંમાંથી લોકો ગાડાં ઘોડા એક્કા ટાંગા રેંકડા વગેરે વાહનોથી તેમજ પગપાળા એ મેળામાં ભાગ લેવા જાય છે." ( ધનસુખલાલ મહેતા )

(૩) મહાકવિ પ્રેમાનંદ

"ગુજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ પ્રેમાનંદ છે. જે સૈકામાં એ થઇ ગયો તે ગુજરાતના વિદ્યા-પ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા ત્રણ મોટા કવિ એ જ સૈકામાં થઇ ગયા છે. આણી તરફ સામળભટ વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્ર આપવાનો પ્રયત્ન પ્રાકૃત ભાષાઓમાં બહોળા પ્રમાણમાં કરતો હતો, તો પેલી તરફ અખો ભગત લોકોના મનને સોના સરખા વહાલા જે જૂના જમાનાના વહેમ તેને હચોડો મારવા મંડી ગયો હતો.

પ્રેમાનંદની કવિત્વશક્તિ અસાધારણ છે. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઊભું કરવામાં એ કદી ચૂકતો નથી. રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનારો તો પ્રેમાનંદ જ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાન્તરસના ઘરમાં આપણને લઇ જઇ બેસાડે છે. એની વધારે મોટી ખૂબી એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશ માત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરે છે એનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુ જ ઊંડું જ્ઞાન છે. ગ્રંથસંકલનામાં પણ એ સર્વોપરિ છે. ક્યાં કેટલો અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજે છે. એની ભાષા શુદ્ધ અને પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત, અને પદબંધ સરળ તથા કોમળ છે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણો જનપ્રિય છે. એનાં ઘણાંખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પુજાય છે એમ કહિયે તોપણ ચાલે. હજારોને 'સુદામાચરિત્ર' શનિવારે અને 'હૂંડી' રવિવારે ગાઈ જવાનો નીમ જ છે. ગામોગામ ચૈત્ર માસમાં એનું 'ઓખાહરણ' તો ઊછળી જ રહે છે; જુવાન કે વૃદ્ધના અંતઃકરણ વિહ્વલ કરી નાખે છે; અને વ્યાસની એ કાવ્યથી રોઝી આવે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાંત્યાં 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' વંચાય છે, અને લોકો અરધી રાત આનંદમાં અને નાગરો ઉપર ધિક્કાર પાડવામાં કાઢે છે. સૂરતમાં કે જ્યાંના લોકોએ એ કવિનો રસ વિશેષ ઝીલ્યો હોય એમ માલૂમ પડે છે ત્યાં દરેક સ્ત્રીના સીમંત પ્રસંગે સાસરે ને પિયર 'મોસાળું' ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડયો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ ગામડું એવું નહિ માલૂમ પડે કે જેમાં પ્રેમાનંદકૃત 'દશમસ્કંધ' વંચાતો નહિ હોય. ત્યાં ભાગવત વાંચ્યે ભણ્યું સાર્થક થયું ગણાય છે. ધન્ય છે પ્રેમાનંદને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વેપર્વ સ્નાન કરવાને એટલા બધા જીવ ધાઇને આવે છે અને શુદ્ધ કોમળ તથા ભક્તિમાન થઇને સંસારમાં પાછા વળે છે." (સ્વ. નવલરામ પંડ્યા)

## (૪) પ્રેમચંદ રાયચંદ

"પ્રેમચંદ એક વિરલો પુરુષ હતો. એક ગરીબ રાંડીરાંડનો સાહસિક પુત્ર વ્યાપારાર્થે સૂરત છોડી મુંબઈ ગયેલો. ત્યાં ધંધામાં એવી તો પ્રવીણતા પ્રાપ્ત કરી, લેવડદેવડ, માલનો આવકજાવક, અને સૃષ્ટિની હિલચાલ એના તીક્ષ્ણ મગજરૂપી દૂરબીન વડે એવી તો નિહાળી કે ભવિષ્યનો નાણાં સંબંધી વર્તારો કરનાર તો એ જ નીવડ્યો. મુંબઇનો સાગર ક્ષુબ્ધ થશે, પાણીની ભરતી થતાં એમાં સંગમ પામતાં નવાં સરોવર વગેરે પણ ઊભરાઈ જશે એ સઘળી આગાહી એણે કરેલી. એ જ પ્રમાણે દિંદમાં દ્રવ્ય રેલાયું; સૌ તરંગર થઇ ગયા. જેની પાસે પૂરા હજારે નહોતા તે પણ સાન

લાખના ધણી થઈ બેઠા. જ્યારે સમુદ્રમાં મોજાં ખરેખરાં ઊંચાં ઊડવા લાગ્યાં ત્યારે શાંત, સાદો, તીક્ષ્ણ બુદ્ધિનો પ્રેમચંદ કાળીનાગનું મંથન કરતો હોય તેમ ઊછળતા તરંગોનાં શિખર ઉપર નાચતો જણાયો. એની મુરલીના નાદથી મુંબાપુરીના 'ગવર્નર'થી માંડીને 'ગાંમા' તેલી લગી સર્વે ગોપી માફક થૈ થૈ નૃત્ય કરી રહ્યા.

આવી એની જાહોજલાલીના વખતમાં 'સ્પેશિયલ ટ્રેન'માં બેસી એકવાર પ્રેમચંદ શેઠ સુરત આવ્યા. માતૃભૂમિમાં પધારતા એ દ્રવ્યયોદ્ધાને આવકાર ઓપવા કલેક્ટરથી માંડીને સર્વે અમલદાર તથા નગરશેઠથી માંડી સર્વ નાગરિક 'સ્ટેશન' પર હાજર રહ્યા હતા.

મારા માતામહ કહેતા હતા કે જ્યારે આગગાડી અટકી ત્યારે પ્રેમચંદ એકલા ઊતર્યા. લોકોએ તો શું ને શું ધારેલું! ગવર્નર જોડે ઘૂમનાર પ્રેમચંદ તે કેવો રોફીલો હશે? પણ એમ ન હતું.

સાદી ટપકી ટપકીની પાઘડી ને ધોળું અંગરખું પહેરેલું, તથા રૂપેરી પીતરૂપી ઘડિયાળનો છેડો આગળ અર્ધા ચંદ્ર માફક લટકતો. પગે વાર્નિશના ચાંચિયા જોડા, અને સાદું ધોતિયું પહેરેલું. કદે ઠીંગણો, આંખો તીક્ષ્ણ, નમ્ર વદનનો, એ એટલો સઘળાની વચ્ચે આવી ઊભો.

ઊતરતાં વારને નગરશેઠ ભણી જ પહેલો ગયો ને દેશી મહાજન વર્ગ સાથે વિવેકથી નમન કર્યાં. નગરશેઠથી માંડી સઘળા દેશી સાથે સાહેબસલામ પૂર્ણ થયા બાદ સરકારી હાકેમો ઊભા હતા તેમની તરફ ફરી તાજીમ કરી ઊભો.

એને ત્રણ માળાવાળા એક બંગલામાં ઉતારો આપ્યો હતો. એને ત્રણે માળે રાતદિવસ મિજલસ ચાલી રહી હતી. એટલા લોક મળવા આવ્યા કે પૂછવું જ શું!

જે કોઈ સારા કાર્ય માટે નાણાં માગતાં હોય તેને એ બબ્બે હાથે આપતો. કળિયુગમાં બળિ જેવો દાતા કોઈ થયો હોય તો એ પ્રેમચંદ જ. એની સખાવત કોઈ અમુક નાતજાત પરત્વે નહિ

હતી. એને તો નાણાં-સૃષ્ટિનો ઈશ્વર કહિયે તો ચાલે. એને પૂજવા લોક તૈયાર હતા. પણ એવી સાદાઈ કાયમ રાખી, એટલું નિરભિમાન જાહેર કર્યું કે સામાન્ય લોક દબાઈ ગયો. આ તો કોઈ અવતારી પુરુષ છે એમ કહેવા લાગ્યા.

એ તૂટ્યો એના બે મહિના પહેલાં અમારા ત્રણેના રૂપિયા એણે દોલતરાય પર મોકલી આપ્યા ને કહેવડાવ્યું કે 'મને નથી લાગતું કે આ સમૃદ્ધિ હવે વધારે વાર ચાલુ રહે. ગરીબ બ્રાહ્મણોની પરસેવાથી પેદા કીધેલી મૂડી હું બનતાં લગી નહિ મારું.'

અમે ખરું ન માન્યું કે પ્રેમચંદ તૂટશે. પણ આ વિશાળ વૃક્ષ પર વજ્રપાત થયો ને એ પડ્યું. ને પડતાંની સાથે હજારો વ્યક્તિ જે જે એની શાખાએ વળગી હતી, છાયા નીચે ઊભી હતી, તે સૌ કચડાઈ ગઈ.

એણે કદી કોઈને કહેલું નહિ કે 'તમે આવો અને મારો આશરો લો.' કૃષ્ણ પૂઠે ઘસડાયેલી ગોપીઓ પ્રેમઘેલી બની કૃષ્ણ-નટ વિના બહાવરી બની ગઈ તેમ પ્રેમચંદ-નટવર વિના સઘળું વેરણછેરણ થઈ ગયું. પાછું ઓગણીસમી સદીનું પ્રાકૃત રસ-શૂન્ય આભ શિર ઉપર આવી ઊભું." (સ્વ. વિનાયક નંદશંકર મહેતા)

(૫) મહાત્મા ગાંધી

"હિંદુસ્તાનમાં મહાત્માજી ઉપર લોકોને પારાવાર શ્રદ્ધા અને ભક્તિ છે. જ્યારે એઓ બહાર નીકળે છે ત્યારે લોકોનાં ટોળાં દર્શન કરવા માટે ઊલટે છે. શ્રદ્ધાઘેલા લોક માને છે કે એ દેવાંશી પુરુષ છે, એમનાં દર્શન કરવાથી પાપ નાશ પામશે, અને ચરણસ્પર્શ કરવાથી તો પરિયાના પરિયા તરી જશે! થાક્યાપાક્યા મહાત્માજીની જરા આંખ મળી હોય એમાંથી એઓ પોકારો કરી એમને જગાડી પાડે છે અને દર્શનની માગણી કરે છે, અને એઓ વાર લગાડે તો 'મહાત્મા' થયા છતાં દર્શન ન આપવા માટે એમની જોડે લડવાડ કરે છે! ચરણસ્પર્શ માટે તો કોઈ કોઈ વાર એવી ધક્કાધક્કી થાય છે કે

મહાત્માજીના પગ છૂંદાય છે; અને એઓ આજ સુધી કચરાઈ મર્યા નથી એ જ ઈશ્વરનો મોટો અનુગ્રહ છે.

આવો પ્રેમ તો સાવ છોકરવાદી જ સમજવો જોઈએ. નાના બાળકને સારું રમકડું મળતાં એને આનંદનો ઊભરો આવે છે અને એનું શું કરવું એનું એને જ્ઞાન નથી હોતું, અને તેથી એ એને તોડીફોડી નાખે છે. ખરી રીતે આપણી ઘેલછા બાળક કરતાંયે હલકી ગણાવી જોઈએ, કારણ કે બાળક એના રમકડાને તોડે છે એ તો એ શું છે, કેવું છે, કેમ એવું છે, વગેરે જિજ્ઞાસા સંતોષવાના પ્રયત્નમાં તોડે છે, જ્યારે આપણે મહાત્માજીને કચરિયે છિયે એ એવી કોઈ શોધખોળ ખાતર નહિ, પણ આપણા સ્વાર્થ ખાતર જ કરિયે છિયે. આપણને એમના દર્શન માત્રથી ભેગાં થયેલાં બધાં પાપ સહેલાઈથી બાળવાં છે અને નવાં પાપ બાંધવાનો પરવાનો મેળવી લેવો છે !

મહાત્માજી ઉપર જો આપણને સાચો ભાવ હોય તો એઓ કેમ જીવે છે એનું આપણે બારીકાઈથી અવલોકન કરવું ઘટે. એ જ સાચું દર્શન અને એ જ સાચો ચરણસ્પર્શ.

એઓ આપણી સૌની જેમ શ્વાસોચ્છ્વાસ લે છે, આપણી જ જેમ ખાય છે, સૂએ છે, બેસે છે, બોલે છે, ચાલે છે; કુદરતના કાનૂનોને આપણા જેવા જ વશ છે. એઓ પણ દેવતામાં હાથ નાખે તો આપણી જેમ જ દાઝે. અને એમ છતાં જો અવલોકન કરીએ તો માલૂમ પડશે કે એમનાં સર્વ કાર્યોમાં એમનું મહાત્માપણું રહેલું છે.

એમનું ખાવાનું જ લો. આપણે તો ખાતા આવ્યા તે ખાઈયે છિયે અને સ્વાદ સિવાય બીજો વિચાર કરતા નથી. મહાત્માજીએ ખાવાની બાબતમાં કેટલા વિચાર અને કેટલા પ્રયોગ કર્યા છે એ વર્ણવિયે તો પુસ્તક ભરાય. તળવા-વઘારવાનો અને મસાલાઓનો એમણે છેદ ઉડાડ્યો છે, કેમકે એ ક્રિયાઓ માત્ર સ્વાદ માટે છે અને ખોરાકને અપાચ્ય બનાવે છે. દૂધ જેવો ખોરાક પોષણ

માટે ગમે તેટલો આવશ્યક હોય, છતાં એ પશુનાં બચ્ચાંનાં મોંમાંથી કરેલી ચોરી હોવાથી ગાંધીજીને હંમેશાં ડંખે છે. લોકો તો જે બાપદાદાથી ચાલતું આવ્યું તે આમિષ ભોજન કે નિરામિષ ભોજન કર્યે જાય છે; પણ ગાંધીજી હંમેશાં ચિંતન કર્યા જ કરે છે કે મનુષ્યનો ખરો આહાર કયો. એમના મત પ્રમાણે ફળફળાદિ એ જ માણસનો કુદરતી આહાર છે. એ પણ રાંધેલાં નહિ પણ વનપક.

હવે કપડાંનો પ્રશ્ન લઈએ. ખોરાક વિશેના મહાત્માજીના વિચાર કદાચ લોક ઓછા જાણતાં હશે, પણ એમનો ખાદીનો મંત્ર ન સાંભળ્યો હોય તેવો હિંદી ભાગ્યેજ હશે. જે આવ્યું તે કપડું પહેરી શરીર ઢાંકવું એ તો અવિચાર છે. એ અવિચારને પરિણામે હિંદુસ્તાન સ્વતંત્રતા ગુમાવી ગુલામીમાં બંધાયું. કપડું બનાવવાના ઉદ્યોગમાં કેટલા કાંતનારા, પીંજારા, વણકરો, છીપા, રંગારા, સુથાર, વગેરે કારીગરો પોષાતા અને આપણાં ગામડાં મધપૂડા જેવાં ગાજી રહેતાં! અવિચારથી આપણે સંચાનું કપડું વાપરતા થયા તેથી એ સર્વે બેકાર થઈ પડ્યા અને ગામડાં ભાંગી ગયાં.

બીજી રીતે પણ કપડાંની બાબતમાં ગાંધીજીએ ભાત પાડી છે. યુરોપિયનોનું અનુકરણ આપણે ત્યાં ફેશન અને સભ્યતાની નિશાની થઈ પડી હતી. આપણે ત્યાંની ગરમીમાં ન સહેવાય એટલાં અને એવી ઢબનાં કપડાં પહેરી લોક પૈસા ખર્ચી દુઃખ વહોરતા હતા. ગાંધીજીએ એ ખ્યાલો ઉડાડી દીધા છે. ખાદીનું ધોતિયું કે ચડ્ડી, ખાદીનું પહેરણ અને ખાદીની ટોપી એ હવે આપણા દેશમાં સભ્ય પોશાક તરીકે સ્વીકારાઇ ચૂકયો છે, ગાંધીજી પોતે તો એટલાં કપડાં પણ આપણી આબોહવામાં નકામાં માને છે અને પોતે દિવસનો ઘણો ભાગ ખુલ્લા બદને માત્ર નાનો કચ્છ પહેરીને રહે છે. સભ્યતાના ખોટા ખ્યાલથી આપણે મધુર હવાના સ્પર્શનું સ્વર્ગસુખ ગુમાવતા નથી શું!

હવે ગાંધીજીની સૂવાની રીત જુઓ. લોકો ઘરોની અંદર ભરાઇને અને ઘણું તો ઘરનાં બારીબારણાં બંધ કરી પેટીમાં પુરાઇને રાત્રે સૂઈ રહે છે, ત્યારે મહાત્માજી શું કરે છે! એઓ હંમેશાં ખુલ્લા આકાશ નીચે જ સૂએ છે. ખુલ્લી તાજી હવા અને માથા ઉપર તારાઓનાં અદ્‌ભુત ચિતરામણથી શોભતો આકાશરૂપી ચંદરવો! બાદશાહને પણ દુર્લભ છતાં ગરીબમાં ગરીબ માણસ પણ માણી શકે એવું આ સુખ આપણે શા માટે જતું કરતા હોઇશું? ખુલ્લામાં સૂવાથી શરદી લાગી જાય, માંદા પડી જવાય, એવા વહેમ બાંધી લોકો તે સુખ ગુમાવે છે.

હવે આપણે માંદા પડિયે અથવા આપણાં કોઇ સગાં વહાલાં માંદાં પડે ત્યારે આપણે કેમ વર્તિયે છિયે અને મહાત્માજી કેમ વર્તે છે એ પણ જોવા જેવું છે. સાધારણ રીતે માંદગી જોઇ લોક હાંફળાફાંફળા થાય છે અને ગાડાની જેમ ધુમાડાના બાચકા ભરવા મંડી જાય છે! અભણ ગામડિયા ભૂતડાકણનો વહેમ લાવી ભૂવાભગત ધુણાવવા મંડે છે અને દેવીને મરઘાબોકડાનો ભોગ ચડાવી પ્રસન્ન કરવા લાગે છે. ભણેલો શહેરી દાક્તરોને પરમેશ્વર ગણી એને શરણે જાય છે અને માણસના સ્વમાનને ન શોભે એવી દીનતા પ્રકટ કરે છે. સામાન્ય રીતે શાકાહારી હોય તેઓ પણ દવાને નામે અખાદ્ય અને અપેય લેવામાં બાધ ગણતા નથી. મહાત્માજી વૈદ્ય દાક્તરોના જ્ઞાનને અને એમની શસ્ત્રક્રિયાને નિંદતા નથી; મોટા અને ઝેરી રોગોમાં એમની સેવા લે છે; પણ સામાન્ય રીતે તો ઉપવાસ, પાણી અને માટીના ઉપચાર એ કુદરતી ઇલાજો ઉપર જ રહેવું, નકામી દોડાદોડ કરવા કરતાં માંદાની પ્રેમભરી શુશ્રૂષા કરવી, એને એઓ યોગ્ય માને છે.

હવે મહાત્માજીના જીવનની એક બે મોટી વાત લઇયે. એઓ અહિંસાના મહાન ઉપાસક છે એ કોણ નથી જાણતું?

આપણા દેશમાં અહિંસાને પ્રાચીન કાળથી ઊંચું સ્થાન અપાયું છે, એટલે અહિંસાનો મહાત્માજીનો ઉપદેશ સર્વ કોઈ સ્વીકારે છે; પરંતુ એ પાળતાં ઘણા થોડાને આવડે છે. માકડમચ્છરને પણ હણવાં નહિ એ લોકો કબૂલ કરે છે, જોકે મોઢેથી કબૂલ કરવા છતાં એ પજવે ત્યારે ન મારતા હોય એવા થોડા જ જોવામાં આવશે. પરંતુ આપણે અબુદ્ધિથી વર્તિયે અને એવાં જંતુ પેદા થવા દઇયે એ પણ મોટી હિંસા જ કરિયે છિયે એવી મહાત્માજીની વાત લોક જલદી કબૂલ કરતા નથી. વળી આપણે એવી રીતે રહિયે, એવા વ્યાપાર કરિયે, એવી રાજખટપટો કરિયે કે એનાથી આપણા માનવબંધુ પાયમાલ થાય, ચુસાય એ બધી હિંસાનું શું? મહાત્માજીની અહિંસામાં એનો વિચાર રહેલો છે.

મહાત્મા ગાંધીને સત્યાગ્રહી તરીકે આપણે ઓળખિયે છિયે. એઓને સત્ય ઉપર નાનપણથી જ પ્રેમ છે. એઓ સત્યને જ પરમેશ્વર કહે છે. સત્ય બોલવું એ તો આપણે સહુ કોઇ કબૂલ કરિયે છિયે. પણ ગમે તે નુકસાન થાય કે માથું જાય તોપણ સત્ય ત્યાગવું નહિ એવો સત્યનો આગ્રહ લોક રાખી શકતા નથી. અને પછી તો વહેવારડાહ્યા લોક એવો સિદ્ધાંત જ શીખવે છે કે સત્ય એ તો કોઈ સાધુ-મહાત્માઓ પાળી શકે; દુનિયાના વ્યવહારમાં કાંઈ એ હંમેશા પાળી શકાય નહિ. કોઈ પાળે તો એ બેવકૂફમાં ખપે! મહાત્માજીનું મહાત્માપણું કંઇ હોય તો તે એ જ છે કે ગમે તેવું દુઃખ આવી પડે, ઘર જાય, રાજ્ય જાય કે મસ્તક જાય, તોપણ સત્ય ન જ છોડવું. સુખમાં તો સત્ય સૌ પાળે, એમાં પાળ્યું શું? સંકટ સામે પણ સત્યનો આગ્રહ રાખી શકિયે તો જ સત્યનું સાચું પાલન કર્યું કહેવાય.

હવે મહાત્માજીની એક છેલ્લી બાબત વિચારી લઇયે. કોઇ આપણા ઉપર જુલમ કરે ત્યારે આપણે કેમ વર્તવું? લોકો તો

મોટે ભાગે જો સામો પક્ષ નબળો હોય તો એને મારે છે અને બળિયો હોય તો પોતે નાસી જાય છે. પણ મહાત્માજીની રીત ન્યારી છે. નબળો હોય તેને તો ન જ મરાય, કારણ કે એ હિચકારાપણું છે. પણ શત્રુ બળિયો હોય તો શું કરવું? નાસી જવું એ તો એથી પણ નીચું કૃત્ય છે. માટે જુલમીથી નાસવું પણ નહિ, તેમ એને વશ થવું પણ નહિ. એ સજા કરે તે સહન કરવી; અને સહન કરતાં રડવું નહિ, ચિડાવું નહિ, પણ હસતે મુખે, સ્વમાન સાથે સહન કરવું. રડતા અને બબડતા ઉપર જુલમ ગુજારવામાં જુલમીને શૂર છૂટે છે. હસતે મુખે સહન કરનાર જુલમીનો જુસ્સો ઢીલો પાડી નાખે છે અને અંતે એને વશ કરી શકે છે.

મહાત્મા ગાંધી પ્રત્યે જો આપણે સાચો પ્રેમ દર્શાવવા માગતા હોઈયે તો એમના જીવનની આ અને આવી અનેક ખૂબીઓ આપણે સમજવી જોઈયે અને આપણા પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈયે.

મહાત્માજી પ્રત્યે સાચો પ્રેમ દર્શાવવા આપણે શું કરવું જોઈયે એમ એમને પોતાને પૂછિયે તો એઓ એમ જ કહેશે કે મારા પ્રત્યે પ્રેમ બતાવવો હોય તો મારો જય ન પોકારો પણ રેંટિયો કાંતો અને એ-દ્વારા દરિદ્રનારાયણ સાથે અનુસંધાન કરો."

(જુગતરામ દવે)

આ વિવરણાત્મક પ્રકારના નિબંધોમાં યથેચ્છ કલ્પના દોડાવી શકાતી નથી; અમુક ચોક્કસ વિગતો આપી એ ઉપરથી અમુક રીતે ગુણદર્શન કરાવવાનું હોય છે.

### ૩. ચિંતનાત્મક

ચિંતનાત્મક પ્રકારના નિબંધોમાં કોઈ પણ એક અમૂર્ત વિષય લઈ એના ઉપર મનન-ચિંતન કરી તે તે વિષયના ગુણદોષની ચર્ચા કરવામાં આવી હોય છે. ગુણ, સામાજિક રીતરિવાજ, ધર્મ, રાષ્ટ્ર, કુટુંબ વગેરેને લગતા બધા વિષય આમાં સમાવેશ પામે છે.

નમૂના તરીકે ચારેક નિબંધ લઈયે :

(૧) સમય-સૂચકતા

"કોઈ એક અકસ્માત થાય અથવા અણધાર્યું સંકટ આવી પડે એ સમયે ગભરાઈ જવું નહિ, પણ હિંમત તથા ધીરજ રાખવી, અને મન સાવધ રાખી ઉપાય શોધી કાઢવો. આ ગુણને સમય-સૂચકતા કહે છે.

એક વાર એક પ્રખ્યાત ચિતારો એક મોટા દેવળના ઘૂમટમાં અંદરની બાજૂએ ચિત્રામણ કાઢતો હતો. ઊંચે પાલખ પર બેસી એ આ કામ કરતો હતો. એવામાં પોતે કાઢેલી ભાત કેવી દેખાય છે એ જોવા સારુ એ પાલખ પર ઊભો ઊભો પાછો હઠતો હતો. એમ પાછા હઠતાં હઠતાં એ છેક પાલખની કોર સુધી આવી પહોંચ્યો; પણ ચિત્રની પરીક્ષામાં એનું મન ઘણું ગરક થઈ ગયું હતું તેથી એને ભાન રહ્યું નહિ કે હું ક્યાં છું. એક બીજું પગલું પાછળ ભર્યું હોત તો એ નીચે જ ગયો હોત, એ દેવળની ફરસબંધી ઉપર પડત, અને એના ભૂકેભૂકા ઊડી જાત. સાથે એક ચાકર હતો તેની આંખ એના ઉપર પડી. ચાકરે એકદમ રંગનું કૂંડું ઉપાડી એ ચિત્રામણ પર ઢોળવા માંડ્યું, અને કંઈક ઢોળ્યું પણ ખરું; એટલે પેલો ચિતારો એકદમ એ ચિત્રામણ તરફ દોડ્યો. મહા મહેનતે કાઢેલું ચિત્રામણ આમ ઘડીકમા રદ થયેલું જોઈ ચિતારો પ્રથમ ગુસ્સે થયો. પણ ચાકરે કહ્યું કે મેં આપને પાલખની કોર પરથી એકદમ આ તરફ પાછા ખેંચી આણવા માટે આ પ્રમાણે કર્યું છે, ત્યારે એણે એનો ઉપકાર માન્યો. ચાકર આ વખતે ગભરાઈ જઈ ચિતારા તરફ દોડ્યો હોત અથવા એને બૂમ પાડી હોત તો એ ચિતારો ચમકીને નીચે ઊથલી પડત અને મરણ પામત. પણ ચાકરે સમય-સૂચકતા વાપરી પોતાના શેઠને એકદમ માંહિ ધસી આવવાનું મન થાય એવો ઉપાય શોધી કાઢ્યો અને ચિત્ર બગડતાં પણ શેઠનો જીવ બચે એવું કર્યું. આ બધું એક ક્ષણમાં બની ગયું.

બીજાને ભય આવી પડે તે વખતે મન ઠેકાણે રાખવાથી એને કેવી રીતે બચાવી શકાય છે એ વિશે આ વાત કહી. આપણને પોતાને ભય આવી પડે ત્યારે આપણે પોતે પણ મન સ્વસ્થ રાખવું જોઇયે. મન સ્વસ્થ હોય તો જ કોઈ ઉપાય સૂઝી આવવાનું બને છે.

એક ગૃહસ્થે એક વાઘનું બચ્ચું પાળ્યું હતું અને એને કૂતરાની પેઠે કેળવ્યું હતું. એક વાર તંબૂની બહાર આરામખુરસી પર એ ગૃહસ્થ વાંચતો હતો. એક હાથે ચોપડી પકડી હતી અને બીજો હાથ લટકતો હતો. પેલું વાઘનું બચ્ચું ખુરસી પાસે જમીન પર બેઠું હતું. એણે એ ગૃહસ્થનો લટકતો હાથ ચાટવા માંડ્યો, જરા દાંત બેસાડીને લોહી કાઢ્યું, અને હળવે હળવે ઘુર ઘુર અવાજ કરવા માંડ્યો. એ પરથી એ ગૃહસ્થે ડોકું ફેરવી વાઘ તરફ જોયું તો પોતાનો હાથ થોડાક લોહીથી ખરડાયેલો દીઠો. તરત ચેત્યો કે હવે વાઘ પોતાના જાતિસ્વભાવ ઉપર જવાનું કરે છે, અને જો હું મારો હાથ ખેંચી લઇશ તો લોહી ચાખ્યું છે તેથી તરત એ મારા ઉપર કૂદી આવશે. એમ વિચારી હાથ હતો તેમ ને તેમ રહેવા દઇ, થોડેક આઘે પોતાનો ચાકર હતો તેને કહ્યું કે ભરેલી બંદૂક લાવી વાઘને માર. એ ગૃહસ્થ સ્થિર બેઠો અને વાઘને લોહી ચાટવા દીધું. એ આતુરતાથી ચાકરની વાટ જોવા લાગ્યો. બહુ વાર થઈ એમ એને લાગ્યું, પણ એથી એ ગભરાયો નહિ. નોકરે વાઘ જાણે નહિ તેમ એની છાતીમાં બંદૂક મારી અને પોતાના ધણીને ઉગાર્યો.

અણધાર્યા સંકટ વખતે ગભરાઇ ન જવાથી આમ પોતાનો બચાવ થઇ શકે છે. એવે વખતે થોડુંઘણું દુઃખ ધીરજથી અને મૂંગે મોઢે વેઠી લેવું જોઇયે.

દશરથ રાજાની રાણી કૈકેયી વિશે એક વાત છે. એક વાર દાનવો સાથે રાજાને યુદ્ધ થયું તે વખતે એ રાજા સાથે લડાઇમાં

ગઈ હતી. ત્યાં રાજાના રથનું પૈડું નીકળી પડવાનું થયું ત્યારે કૈકેયીએ સમય-સૂચકતા વાપરી પોતાની આંગળી ભરાવીને એ પૈડું ઊભું રાખ્યું. યુદ્ધ પૂરું થઈ રહ્યા પછી રાજા જુએ છે તો કૈકેયીની આંગળીનો કૂચો થઇ ગયો છે! આ જોઇ રાજા પ્રસન્ન થયો અને એણે કૈકેયીને વરદાન આપ્યું.

સમય-સૂચકતાનો ગુણ આ પ્રમાણે અનેક રીતે પોતાની જાતને તેમજ બીજાને ઘણો ઉપયોગી થઇ પડે છે."

*( ગુજ. સર. વાચનમાળા ).

(૨) શિષ્ટાચાર

"પૂર્વે આપણી શિષ્ટાચારની પદ્ધતિ અતિ ગહન હતી. કોઇના તરફ અત્યંત માન અને પૂજ્ય ભક્તિ દર્શાવવા માટે એ સમયમાં ઘણું કરીને 'સાષ્ટાંગ દંડવત્ પ્રણામ' છેલ્લું પગથિયું હતું. એ સમયમાં શિષ્ટાચારરૂપે સહુ એકબીજાને દંડવત્ પ્રણામ કરતા. માતપિતા કે ગુરુજન તરફ પૂજ્ય ભાવ દર્શાવવા એકને બદલે અનેક દંડ કરવા પડતા. જેમ ખંડિયા રાજાને એક બે તોપનું માન, સરખાને દસ તોપનું, અને ચક્રવર્તીને સો તોપનું માન મળે, તે જ પ્રમાણે આપણી શિષ્ટાચારની પદ્ધતિમાં 'દંડવત્ પ્રણામ'ની તોપના જેવી સ્થિતિ હતી. અમુકને એક દંડવત્ પ્રણામ કરાય, અમુકને ઘણા, અને સો 'દંડવત્ પ્રણામ' એટલે જાણે છેડો.

એ સમયે દરેક વ્યક્તિ એકબીજાને પ્રત્યક્ષ મળતી ત્યારે જમીન પર લાંબા સૂઈ 'દંડવત્ પ્રણામ' કરતી; પછી ભલે સ્થળ બજાર હોય કે વેરાન, સ્વચ્છ હોય કે કાદવકીચડ, એની દરકાર કર્યા વિના એ વિધિ કરવા કોઈ ચૂકતું નહિ. અત્યારે તો એ કલ્પના મનમાં લાવતાંયે હસી જઇએ.

અને એ 'દંડવત્ પ્રણામ' એટલે આજ કાલના 'દંડવત્ પ્રણામ' જેવા નહિ. માતા પિતા કે ગુરુજનને સો 'દંડવત્

પ્રણામ ' કરવા હોય તો જરા કસરત થાય. આપણે હજુયે એ શિષ્ટાચાર માત્ર પત્રો પૂરતો જ સાચવી રાખ્યો છે. ' સાપ ગયા ને લિસોટા રહ્યા ' એ કહેવત પ્રમાણે ' દંડવત્ પ્રણામ ' અત્યારે આપણે અતિશયોક્તિવાળા કરિયે છિયે. વૈષ્ણવ અને સ્વામી-નારાયણનાં મંદિરોમાં શ્રદ્ધાળુ ભક્તોને નવી પદ્ધતિના ' દંડવત્ પ્રણામ ' કરતા જોઇ આપણને હાસ્ય આવ્યા વિના રહે જ નહિ. શરીરને બિલકુલે તકલીફ આપવાની નહિ અને સંગેમરમરની લાદી ઉપર શાંતિથી લાંબા પડી ' જલવિહોણી માછલી ' તરફડિયાં મારે તે પ્રમાણે હાથપગ હલાવ્યા કરવા, એ આપણા આધુનિક ' દંડવત્ પ્રણામ. '

પણ જેમ ' દંડવત્ પ્રણામ 'થી ફાયદા છે તેમ એને લીધે અતિ હરકત અને અડચણો પણ હશે જ. અને એથી જ એ પદ્ધતિ કંઇક મોળી પડી. રસ્તાના ધૂળકીચડમાં શારીરિક સ્વચ્છતાને ધ્યાનમાં લઈ ધીમે ધીમે એ પદ્ધતિ માત્ર નીચા નમી વંદન કરવામાં પરિણમી. બાકી સેંકડો ગાઉ દૂર બેસી માત્ર પત્રમાં ' સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ' પાઠવવામાં કશી મહેનત ન પડતી હોવાથી એ પ્રથા હજુ જેવી ને તેવી જ ચાલુ છે. ખરેખર આપણો સમાજ માત્ર શબ્દોમાં રૂડું મનાવવામાં કેટલો પાવરધો છે એ આ ઉપરથી જણાઇ આવે છે.

જેમ જેમ ' દંડવત્ પ્રણામ 'ની પદ્ધતિ ઘસાતી ગઈ તેમ તેમ બાથંબાથ ભેટવાની રીતિ અમલમાં આવતી ગઇ; અને એ હજુયે પ્રવર્તે છે. એકબીજાને વહાલથી ભેટવું-આલિંગન આપવું, એ 'દંડવત્ પ્રણામ' કરતાં સુલભ અને મનગમતું છે. બે ભુજા પ્રસારી એમાં એકબીજાનાં શરીર સમાવી થોડી એક પળ માટે તન્મય બની જવું એ આ શિષ્ટાચારનો અર્થ. પછી તો રાજા-મહારાજાઓ, સ્નેહીમિત્રો, સગાંવહાલાં સહુ એ જ પ્રમાણે

શિષ્ટાચાર પાળતાં. અને હજુયે ગામડાંનાં માણસ એ પદ્ધતિ પાળ્યે જાય છે.

ભેટવાની પદ્ધતિથી કેટલાય દુશ્મન મિત્ર બની ગયેલા છે અને કેટલાકેય બાથમાં પુરાઈ પ્રાણ ખોયેલા છે. શિવાજીએ એના વાઘનખનો ઉપયોગ ભેટવાના રમ્ય પ્રસંગે જ કરેલો.

ત્યાર પછી આપણી નમસ્કાર-પદ્ધતિની શોધ થઈ. પૂર્વે 'દંડવત્ પ્રણામ' કર્યા બાદ બે હાથ જોડી સામે નમ્ર થઈ ઊભા રહેવું પડતું એમાંથી 'દંડવત્ પ્રણામ' બાદ થઇ માત્ર હાથ જોડવાનું રહ્યું. ત્યારથી આપણી 'નમસ્કાર' કે 'જય જય' પદ્ધતિ શરૂ થઈ; એ ઘણે અંશે આને મળતી જ છે.

ત્યાર પછી તો હિંદમાં પાશ્ચાત્ય શિક્ષણે પ્રવેશ કર્યો અને એની મોટી અસર આપણા શિષ્ટાચાર ઉપર પડી. એ 'દંડવત્ પ્રણામ,' 'ભેટ-આલિંગન,' 'નમસ્કાર,' 'જય જય', 'રામ રામ' છોડી આપણે 'shake-hand' (હસ્તધૂનન) સ્વીકાર્યું'; માત્ર સ્વીકાર્યું એટલું જ નહિ પણ જીવનના દરેક પ્રયોગમાં એને એટલી હદ સુધી વણી દીધું કે અત્યારે સમાજમાં એ અગ્રસ્થાન ભોગવે છે, અને એ પ્રથા બધાં શહેરો તેમજ ગામડાંમાં ઘરગથ્થુ જેવી થઈ ગઇ છે.

પણ ત્યાર પછી પણ શહેરમાં શિષ્ટાચારની અવદશા જ થઈ છે કોઇ સામે મળે એટલે માત્ર 'સલામ'—શહેરી ભાષામાં કહિયે તો 'સાહેબજી' કરીને ચાલ્યા જવું એ નીતિ અખત્યાર થઈ.

અને ત્યાર પછી માત્ર ત્રણ આંગળી ઊંચી કરી 'સાહેબજી' કરવું ચાલુ થયું. સાધારણ દૂરથી એક આંગળી પણ જોઈ શકાય તો પછી શા માટે ત્રણ આંગળી ઊંચી કરવાની તકલીફ લેવી ? અને ત્યારથી માત્ર એક જ આંગળી ઊંચી કરી 'સાહેબજી' કરવું ચાલુ થયું.

શહેરનું ધમાલિયું જીવન, વખતનો અભાવ અને અશાંતિ મનુષ્યના હૃદયમાં કેવા કેવા ફેરફાર કરી નાખે છે એ આ ઉપરથી સહેજે કલ્પી શકાય એમ છે. પણ આપણો ઉદ્યમી (?) સમાજ શિષ્ટાચારમાં આથીયે આગળ વધી ગયો. હવે તો સામેસામે મળે એટલે નહિ ભેટવાનું, નહિ 'જય જય' કહી 'ઊભા રહેવાનું' અને ન તો 'હસ્તધૂનન' કે 'સાહેબજી' બોલી ભાવ દર્શાવવાનું. ત્રણ આંગળીઓમાંથી અદશ્ય થઇ હવે રહ્યું માત્ર કોઇ મળે એટલે એક ઉગ્ર માથું જરા ત્રાંસું નમાવવાનું. એ થયું એટલે બસ. આપણા શિષ્ટાચારશાસ્ત્રનો આ પ્રમાણે કરુણ અંત નિકટ આવી રહ્યો છે એની કોણ ના કહેશે ?" (પુરુષોત્તમ ચૌહાણ)

### (૩) ધૈર્ય

" 'ઉતાવળે આંબા પાકતા નથી ' એ કહેવત જેમ માણસને અધીરા ન થવાનું સૂચવે છે તેમ 'ઉતાવળા તે બહાવરા 'એ કહેવત ધીરજના લાભની સૂચના કરે છે. વસ્તુમાત્રને પોતપોતાનો સમય નિયમિત કરેલો છે, ને એ સમય આવ્યા વિના એ વસ્તુ થતી જ નથી. સૂર્ય ઊગે છે એને પણ અમુક સમયનો નિયમ છે. ઝાડ ઊગે છે ને ફળે છે એને પણ નિયમ છે. માણસે સમજવું જોઇયે કે પોતાનો સમય થયા વિના કશું થતું નથી. માણસ પોતે એમાં કશું પરિવર્તન કરવાને શક્તિમાન નથી. કુદરતના સ્થાપિત નિયમો પ્રમાણે જે થાય છે તેમાં એનાથી ફેરફાર બને જ નહિ. એને જે કરવાનું છે, ને જે એ કરી શકે છે, તે માત્ર શ્રમ, પ્રયાસ, યત્ન. અમુક ફળને માટે અમુક યોજના કરવાનો શ્રમ કરીને એને વિરમવાનું છે; એ ફળને માટે તળે ઉપર થઇ જઈ, ચિંતાતુર બની, અધીરા થવામાં માત્ર એને દુઃખ થાય છે એટલો જ લાભ છે; તેથી પેલા ફળને પેદા થવામાં કશી ઉતાવળ થતી નથી; કવચિત્ એમાં કાંઈ બગાડ થાય છે. આપણે નિરંતર મહેનત કર્યા કરવી, ને ધીરજથી એનું જે ફળ આવે તે ઉપર વિશ્વાસ કરી થોભવું.

આવી ધીરજ રાખવાની જેને ટેવ હોય છે તે મનુષ્યમાં બે મોટા ઉપયોગી ગુણ, અને એઓને અંગે બીજા કેટલાક નાના ગુણ પોતાની મેળે ખીલી શકે છે. એક ગુણ તો એ છે કે એને કોઈ પ્રકારનો ગભરાટ થતો નથી; તેથી એની બુદ્ધિ શાંત અને સ્વચ્છ રહે છે ને ગમે તે સમયે પણ એ માણસ હરકોઈ કામનો નિકાલ કેમ કરવો એનો નિશ્ચય ઝટ લઈને કરી શકે છે. એકાએક આવી પડેલી વિપત્તિમાંથી નીકળી જવાનું પણ એવાં માણસ તુરત યોજી શકે છે. જે બીજો મુખ્ય ગુણ એઓનામાં ખીલે છે તે એ છે કે જે નિશ્ચય થાય તેને શી રીતે પાર પાડવો એની યોજના પણ એવાં મનુષ્ય બહુ ચતુરાઈથી ઘડે છે, ને ભારે કામનો પણ ધીમે ધીમે એ યોજનાથી પાર લાવે છે. આથી ઊલટી રીતે જોઈયે તો જે અધીરાં માણસ છે તે કોઈ કામ આવ્યું તો ગભરાઈ જાય છે, ને પછી એને પાર પાડવા જતાં ગૂંચવાઈ પડે છે, દોડાદોડ ઘણી કરે છે પણ તસુએક આગળ વધી શકતાં નથી; બાથોડિયાં ઘણાં મારે છે પણ કાંઈ પકડી શકતાં નથી; એ કામને વણસાડે છે, એટલું જ નહિ, પણ દોડાદોડમાં પોતાનો હાથ કે પગ પણ ભાંગે છે. આવાં માણસ ઘણાં હોય છે. એ કયું પણ કામ હોય તો ધાલમેલ કરવા માંડે છે. એનું નામ ખરી કામ કરવાની છૂટ કહેવાય નહિ. શાંત અને સ્થિર બુદ્ધિથી તથા ઠરેલી મુખમુદ્રાથી જે કાર્ય નિયમિત રીતે નિશ્ચયપૂર્વક ઉકેલાતું જાય તેનું નામ ખરી છૂટ છે. એ ધૈર્ય વિના આવતી નથી. સમયસૂચક બુદ્ધિ અને એ બુદ્ધિએ ઠરેલો નિશ્ચય પાર ઉતારવાની યોજના, એ બે ધૈર્યનાં ખરાં અંગ છે; નહિ તો આળસ પણ ધૈર્ય ગણાય, ધાલમેલ પણ ચતુરાઈ ગણાય, ને મૂર્ખાઈ ડહાપણ ગણાય.

આવું ધૈર્ય રાખીને કરેલા શ્રમનું ફળ ઘણી વાર ઇચ્છાનુસાર આવતું નથી કે કેટલીક વાર ઊલટું જ આવે છે. ખરા ધૈર્યની કસોટી તો સમયે જ છે. વિઘ્નથી વારંવાર પ્રતિહત થયા છતાં

પણ ઉત્તમ મનુષ્યો કાર્યથી વિરામ પામતાં નથી. જગતના જે જે મહાશોધ છે તે બધા એક જ સમયે વિચાર કરીને યોજના કર્યાથી થયા નથી; પ્રયત્ન, નિષ્ફળતા, ને પાછો પ્રયત્ન, એમ એક પછી એક ચાલ્યાં જ ગયાં છે, ને જેણે વિચાર કર્યો હશે ને પ્રયત્ન આદર્યો હશે તે પોતાના પ્રયત્નનું ફળ જોવા પણ પામ્યાં નથી. પણ એમ જ સર્વ મહાકાર્ય સિદ્ધ થયાં છે. નિષ્ફળ થવાથું કે ધૈર્ય બમણું વધવું જોઇયે, એ જ ખરા ધૈર્યનું લક્ષણ છે. માણસે પ્રયત્ન કરવો એટલામાં જ એને ધન્ય છે, એટલામાં જ એના જીવિતનું સાર્થક્ય છે. સમયે જેવો વેશ આવી પડે તેવો પૂરેપૂરો ભજવવો એમાં માણસાઈ છે.

ઘણાંક મનુષ્ય આ પ્રમાણે ઉત્તમ પ્રકારનું ધૈર્ય બતાવી શકે છે ને ધીરજથી કાર્ય કરે છે, તેમ ધીરજથી તેની પાછળ મંડ્યાં રહે છે. 'નથી આવડતું' કે 'એનો મને શોખ નથી' એવાં વચન એ કદી બોલતાં નથી તેમ સમઝતાં પણ નથી. એઓની ધીરજ આગળ કશું ન આવડે એવું નથી. એઓને કશાનો શોખ નથી એમ નથી. આજ, કાલ, નિત્ય, ફરી ફરી મંડ્યા રહેવું ને 'કરવું' એ જ એઓનો નિશ્ચય છે. પણ એવાં મનુષ્ય પણ કોઈવાર એકાએક આવી પડેલી આપત્તિથી બહુ વિહ્વળ થઈ જાય છે ને સર્વ ધૈર્ય તજી દે છે. કોઈ કારણથી આવી પડેલી દ્રવ્યહાનિ શરીરપીડા કે મનુષ્યહાનિ એ બધું માણસો સહન કરી લેતાં નથી; ધીરજવાળાં પણ એ ધીરજ વિનાનાં જણાય છે. એવા પ્રસંગોમાં ધૈર્ય તજવાથી કશો લાભ નથી; હાનિ તો સ્પષ્ટ જ છે. ત્યારે જેમાં લાભ નથી ને હાનિ છે તેવું કામ ડાહ્યાએ કરવું ઉચિત નથી. દ્રવ્યપ્રાપ્તિ નીરોગિતા કે આયુષ એમાંની એકે વાત માણસના હાથમાં નથી. તો જે વાત હાથમાં નથી તેનો શોક શા માટે ? એમાં પણ ધૈર્ય તજી ગભરાવાથી એ ત્રણે વાતોનો અભાવ, હોય તે કરતાં વધારે દુઃખ પેદા કરવાવાળો થઈ પડે, કેમકે ધૈર્ય વિના એમાંથી મુક્ત થવાનો કશો ઉપાય પણ

સૂઝે નહિ. કોઈ મનુષ્ય મરી ગયું તો એની પાછળ રોવા કકળવાની ને કૂટવા રડવાની કશી અપેક્ષા નથી. હૃદયની લાગણીને લીધે ખેદ થાય એ ખરું છે, પણ એમાં ધીરજ તજી દઈ અતુલ શોક કરવા માંડવાથી શું ફળ છે? હાનિ તો સ્પષ્ટ જ છે કે શરીરને તેથી વ્યાધિ થાય છે ને દુઃખમાં વધારો થાય છે.

વિપત્તિ કોને નથી આવતી? સંસારમાત્ર વિપત્તિનો જ ભરેલો છે. એક વૃદ્ધ માતાનો એકનો એક જુવાન પુત્ર મરી ગયો ત્યારે એ પણ એની પાછળ મરવાને તત્પર થઈ. ગામના લોકે બહુ વારી, સમજાવી, પણ એ માને નહિ, ત્યારે સર્વે એને મહાત્મા શ્રીબુદ્ધ પાસે લઈ ગયા. બુદ્ધદેવે કહ્યું કે 'મા, તમે થોડાક રાઈના દાણા લાવો તો તમારો દીકરો જીવતો કરી આપું.' ડોશી કહે કે 'હા, એ તો સહજ છે.' ત્યારે બુદ્ધદેવે કહ્યું કે 'એ તો ખરું, પણ જેના ઘરમાં કોઈ કદી પણ મરી ના ગયું હોય તેના ઘરની રાઈ જોઈએ.' ડોશી કહે કે 'ઠીક છે.' પછી ડોશી ગામમાં ઘેર ઘેર ફરી, પણ એક ઘર એવું ન મળ્યું કે જ્યાં કોઈ ને કોઈ મૂઉં ના હોય; એટલે રાઈ ન મળવાથી નિરાશ થઈ બેઠી ને વિચાર કરતાં થયું કે સર્વનાં મરે છે તો મારો દીકરો મરે એમાં શું. ફરી બુદ્ધદેવ પાસે ગઈ જ નહિ તેમ છોકરા સાથે મૂઈ પણ નહિ. એમ મરણ તેમ સર્વ પ્રકારની વિપત્તિથી સંસાર ભરેલો છે. એમાં જેટલી ધીરજ રખાય તેટલું જ સુખ. વિપત્તિ-સમયે બીજા વિપત્તિવાળાને સંભારી ધીરજ રાખવી ને સંપત્તિ-સમયે વિપત્તિનો સંભવ જાણી ફુલાઈ ન જતાં ધીમાશથી ચાલવું. ધૈર્ય છે તે અતિ ઘણો મોટો ગુણ છે, ને માણસો જેને સુખ માને તેનું "અર્ધું અંગ" છે, કેમકે સુખનું બીજું અર્ધું અંગ સંતોષ છે." (સ્વ. મણિલાલ નભુભાઈ)

(૮) આત્માર્પણ

"જગતમાં જીવ્યું તેનું સાર્થક છે કે જેણે પોતાના જીવ્યાથી બીજાને ઘણામાં ઘણું સુખ કરી આપ્યું છે. એ પ્રકારનું ઉત્તમોત્તમ

જીવન માતાનું છે. પરદુઃખભંજન વિક્રમ અને ભોજનાં નામ આપણે નિત્ય સંભારિયે છિયે, એટલા જ કારણથી કે એમણે બાદશાહી વૈભવ માણવો કોરે મૂકી પારકાંનાં દુઃખ ભાંગવા માટે અનેક કષ્ટ વેઠ્યાં છે ને પોતાનો જીવ જોખમમાં નાખ્યો છે. પ્રખ્યાતિ પામેલા શોધક કે વિદ્વાનોને આપણે સંભારિયે છિયે એ પણ એટલા જ કારણથી કે એમણે આ જગતમાં અવતરી, ભોગ ભોગવવાનું દૂર રાખી, આખા જગતના લાભ સારુ તનમનથી અતિ શ્રમ વેઠ્યો છે. ઉત્કટ પરાક્રમી યોદ્ધાઓને આપણે નમિયે છિયે, એ પણ એટલા જ માટે કે એમણે પોતાના અતિ પ્રિય પ્રાણ પોતાની ભૂમિના રક્ષણ માટે તૃણવત્ તજી દીધા છે.

સાધારણ સંસારવ્યવહારમાં પણ શું છે ? ઘણાંમાં ઘણું માન કોને મળે છે ? સારામાં સારું કોણ કહેવાય છે ? ઘરમાં લાખો રૂપિયા ભર્યા હોય, કે ઉત્તમ અધિકાર ભોગવતો હોય, કે ઉત્તમ સુખમાં જ જન્મ્યો હોય, તેવો માણસ કશું માન પામતો નથી. માન તો તે જ પામે છે કે જેના જીવ્યામાં બીજાં પણ જીવે છે, જેને હાથે દાનદયા અનંત થયાં કરે છે, ને જે એ પ્રમાણે ખરી રીતે જીવી જાણે છે.

મનુષ્ય પ્રાણીમાં જ આવું છે એમ નથી, પણ જે જડ કહેવાય છે તેવા પદાર્થોમાં પણ એમ છે. એમાં પણ જેને અર્થે ઘણા પદાર્થ નભે છે તે જ મોટું ગણાય છે. અરે, જડ વસ્તુઓનાં નામ આપણે જોઇયે તો એક કણ પણ નિરુપયોગી જતો નથી; કેવળ પારકાંના કામમાં વપરાય છે. પણ મનુષ્ય ! જેનું આયુષ જડ પદાર્થો કરતાં ઘણું અલ્પ છે ને જેનું એક પણ અંગ મૂઆ પછી કશા કામનું નથી તે જાણે જગતનો રાજા હોય એવું માનીને અધ્ધર ચાલે છે; ને કદી મરવું જ નથી એમ સમજી, પોતાના પિંડને જ પોષવામાં પારકાંના સામું પણ જોતા નથી ! ! કેવી અધમ દશા ! કેવું પાપ ! પોતાની જાતિના જ પ્રાચીન ઇતિહાસ-

માંથી કે આસપાસના જડ વિશ્વના વ્યવહારમાંથી પણ શું એને એટલું ભાન નથી આવી શકતું કે જેનો પિંડ પરમાર્થમાં વપરાયો તેનું જીવતર ખરું જીવતર છે ? બાકી તો કૂતરાં જીવે છે, જીવડાં પણ અવતરે છે ને મરે છે.

સમૃદ્ધિ વાપરીને સદાવ્રત બાંધવાં કે નિત્ય બ્રાહ્મણ જમાડવા એ જ ખરો માર્ગ છે એમ કહેવાની મતલબ નથી. એવા કામમાં કાંઈ પાપ છે એમ નથી. એ પણ યોગ્ય રીતે થાય તો સારાં કામ છે. પણ એને માટે દ્રવ્યની સમૃદ્ધિ જોઇયે. એ ન હોય તો કોઇ શું કરે ? પણ આ જીવતરમાં એવા પ્રસંગ ઘડીએ ઘડીએ ને પળે પળે આવે છે કે જ્યારે આપણે આપણી જાતને ભૂલી જઈ પારકાં ઉપર દૃષ્ટિ રાખવી જોઇયે. એક સમયે કોઇ શહેરમાં એક શેઠિયાનું ઘર બંધાતું હતું. એના ચોથા માળની પાલખ ભાંગી પડવાથી તમામ કડિયામજૂર હેઠા પડી ઢૂંઢાઇ ગયા. એક દોરડું જેવું પાટિયું પડુંપડું કરતાં લટકી રહ્યું હતું તેને છેડે એક ડોસો અને એક જુવાન બે લટકી રહ્યા હતા; પણ પાટિયું એવું નમી ગયું હતું કે થોડી જ પળમાં એના ભારથી એ તૂટી પડે ને જો ભાર ઓછો થાય તો એકાદનો જીવ મદદ આવતાં સુધી બચી શકે. આવું જોઇ પેલા ડોસાએ જુવાનિયાને કહ્યું: ' અલ્યા ભાઇ ! મારા ઉપર દસ માણસનો જિવારો છે. અરે રામ ! હવે શું થશે ! ' આટલું સાંભળતાં જ જુવાન કે જે જાતે એકલો જ હતો તેણે પાટિયું મૂકી દીધું ને નીચે પડી કચરાઇ મૂઓ, પણ પેલા ડોસાનો જીવ ઉગાર્યો ને એનાં દસ માણસોના જીવ પણ ભેગાભેગા ઉગાર્યા. આવું ભાગ્યશાળી મરણ થોડાનું જ હશે !

આપણે માર્ગે જતાં હોઇયે ને આપણને જરાક અડચણ પડતી હોય, પણ એટલી મટાડવામાં બીજાને તેથી બમણી પડતી હોય, તો શું આપણે આપણી અડચણ નહિ વેઠી લેવી જોઇયે ? અમસ્તા આપણને કાંઈ જ હરકત ન હોય ને બીજાને ઘણી જ

હોય તો શું એ દૂર કરવામાં આપણે એને મદદ ન કરવી જોઈએ! છતાં કેટલા સ્ત્રીપુરુષ આ પ્રમાણે વર્તે છે? એક સાધારણ ઘરમાં જ જઈને જુઓ તો ઘેરાં એવી તકરારોથી કકળાટ કરી રહ્યાં હશે કે 'મારી મોટી દેરાણીને શીરો ખાવા આપ્યો તો મને કેમ નહિ?' 'મારી નાની નણંદને કસબી સાળુ તો મને શા માટે મોનેરી નહિ!' પુરુષો પણ કદાચ એની તકરારીમાં ભાગ લેતા હશે! આવો સંસાર તે શી રીતે સુખી થાય? પગ અડે તો લાત મારવી ને એક સુખન કહે તો સામો વાળ્યા વિના ધાન પણ ન ભાવે, એવી સ્થિતિ જ્યાં હોય ત્યાં સુખ અને શાંતિની વાત જ ક્યાં? પણ એવા બધા સમયમાં આપણે આપણું હુંપદ વીસરી જઈ, આપણો લોભ કોરે રાખી, પારકાંને જે યોગ્ય હોય તે ભોગવવા દેવામાં ખરી મોટાઈ સમજવી. આત્માર્પણથીજ સંસારમાં સુખશાંતિ રહે ને માન મળે, એટલું જ નહિ, પણ આપણા પોતાના આત્માનો નિરંતર સંતોષ પણ આપણને પ્રાપ્ત થાય.

પરોપકારનું એક કામ કરવાથી પણ અવર્ણનીય શાંતિ મળે છે, તો જે લોક પારકાં માટે જ નિરંતર જીવન ગાળે છે તે કેટલા સુખી આનંદી ને શાંત હશે! સંસારમાં ઘડી ઘડી આત્માર્પણના પ્રસંગ આવે છે, ને એ બધા સારામાં સારી રીતે વાપરવા એમાં જ આપણા જીવ્યાનું સાર્થક્ય છે. પ્રસંગ આવ્યેથી આત્માર્પણ દાખવવું એ કરતાં પણ વધારે ઉત્તમ તો એ છે કે મનુષ્ય જાતે જ એવો પ્રસંગ પેદા કરે. એના મનમાં એવો નિશ્ચય હોવો જોઈએ કે આપણું જીવિત જે રીતે આખા વિશ્વને કે એના કોઈ ભાગને ઉપયોગી થાય તેવી જ રીતે ગાળવું. આવા નિશ્ચયથી મનુષ્યો જનસમૂહની જુદી જુદી જરૂરિયાતોનો વિચાર કરે છે અને એ પૂરી પાડવા માટેની શોધ કરવામાં, ગ્રંથ રચવામાં કે એવી જ રીતે એને માટે ઉપયોગી પ્રવૃત્તિ કરવામાં આખું જીવિત ગાળે છે. એવાં સ્ત્રીપુરુષ સર્વને પૂજ્ય છે." ( સ્વ. મણિલાલ નભુભાઈ )

અહીં સંયુક્તકુટુંબપ્રથા, માતૃભાષાદ્વારા શિક્ષણ, કેળવણી, સ્વરાજ્ય, આચાર, ધાર્મિક જીવન, સમાજસેવા વગેરે વિષયો ઉપરના નિબંધ પણ આપી શકાય. સ્થળસંકોચે એ આપ્યા નથી.

### ૪. વ્યાખ્યાનાત્મક નિબંધ.

વ્યાખ્યાનાત્મક નિબંધમાં શાસ્ત્રીય વિષયો ઉપર પરિચય ઉપયોગિતા વગેરે આવશ્યક ગણવામાં આવે છે. એનું સ્વરૂપ વ્યાખ્યાતા વ્યાખ્યાન કરતો હોય એવા સ્વરૂપનું હોય છે. સામાજિક ધાર્મિક ઔદ્યોગિક રાજકીય સંસ્થાઓ, સભાઓ, પરિષદો, એની ભાવનાઓ, વિજ્ઞાન અને ધર્મ, સાહિત્યને લગતા વિષય એ વગેરે આ પ્રકારના નિબંધના વિષય બની શકે છે.

અહીં પાંચેક નમૂના જોઈએ :

#### (૧) નિબંધ

"સાહિત્યમાં નિબંધનું અંગ નાનું પણ મહત્ત્વનું છે. અહોળા વાચન અને ઊંડા વિચારને અંતે નિબંધનું શરીર ઘડાય છે. નિબંધ વિશે એવા ખોટા ખ્યાલ પ્રચલિત છે કે જેથી જાતજાતનાં લખાણોને નિબંધની કોટિમાં બેસાડી દેવાય છે. બાળકોને નિશાળમાં લખતાંવાંચતાં આવડયું કે ગાયઘોડાથી માંડી સત્ય અને પ્રામાણિકતા ઉપર નિબંધ લખાવાય છે. નિબંધ લખવાની પદ્ધતિ પાડી અને વિષયની રૂપરેખા દોરાવી આખાયે અંગને બાંધી—જકડી લેવામાં આવે છે. કળાના કોઈ પણ અંગને પદ્ધતિ ન હોય. પદ્ધતિ અને પ્રણાલિકા એ વિજ્ઞાનની દોરી છે. નિબંધમાં વિષયના અર્થ અને ઉત્પત્તિથી માંડી કંઈક ઉદાહરણ દલીલો ને અવતરણ સાથ પુરાવા આવવા જોઈએ એવી માન્યતા ઘણાની હોય છે.

ગુજરાતી સાહિત્યમાં નિબંધ અણવિકસિત અંગ છે અને, ઘણે અંશે અપ્રિય પણ છે. એનો અર્થ સ્પષ્ટ નથી. કવિતા નહિ, નાટક નહિ, વાતો કે નવલકથા નહિ તે નિબંધ, એવો નકારભર્યો વિચાર પણ યોગ્ય નથી. નિબંધ એટલે કળા, સર્જન અને શુદ્ધ

સાહિત્યનું ઊંચું અંગ. એ જ એની સત્ય કક્ષા છે. પદ્યમાં ઊર્મિભરી નાની કવિતાને જેવું સ્થાન છે તેવું જ સ્થાન ગદ્યમાં નિબંધનું હોય; ફેર એટલો જ કે કવિતામાં લાગણી અને અનુભવ જેવાં છે તેવાં નિબંધમાં મનન અને ચિંતન હોય. કવિતાના સુંદર ભાવ સમજવા અને પ્રશંસા કરવા વાચકને હૃદયની જરૂર છે, તેટલી જ નિબંધની તુલના કરવા બુદ્ધિની યોગ્યતા જોઈએ. નિબંધના લેખકમાં અભ્યાસ અને ઊંચી કલ્પનાનો સંયોગ હોવો જોઈએ.

નિબંધ લખવો એ કંઈ નિશાળિયાની રમત નથી. નિબંધ એટલે એક વિષયને અથથી ઇતિ સુધી ચૂંથી નાખવો કે એનું પરિપૂર્ણ સમર્થન કરવું એમ નહિ; નિબંધનો ઉદ્દેશ ઉપદેશ કે વિષયનું સમર્થન પણ નથી. જે લખાણથી વાચક કંટાળી જાય તે નિબંધમાં ન ખપે. ઊંચો નિબંધ પહેલેથી તે છેલ્લે સુધી વાચકને મુગ્ધ રસમાં પકડી રાખે. જે લખાણમાં લેખકને જરૂરી એટલા જ્ઞાન કરતાં વધારે જ્ઞાન હોવાનો ડોળ હોય તે તરત જ કંટાળો આપે. નિબંધમાં વિચારોની પરંપરા હોય, પણ એક જ વિચારનું પિષ્ટપેષણ ન હોવું જોઈએ. એક જ વિચાર ઉપર અસમાન ભાર એ સારા નિબંધનું લક્ષણ નથી. શબ્દની ઝાંઝર અને વાક્યની આંટીઘૂંટી એ આવા સાહિત્યમાં જરાયે ન પાલવે. આપોઆપ સહેલાઈથી ન સમજાય એવું લખાણ સાહિત્યની હદમાં પણ ન આવે. નિબંધની યોગ્યતા એના લંબાણ ઉપર હોય તો ટૂંકું લખાણ સૌથી સરસ લેખાય.

નિબંધના લેખકને વિષયનું સ્વરૂપ ઘડવાની પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ. એક જ વિષય ઉપર છૂટાછવાયા વિચાર હોય તો પણ એ બધા ફૂલની માળા માફક એક જ દોરીએ પરોવાયેલા હોવા જોઈએ. વિષયાંતર એ નિબંધનો રોગ છે, તેમજ એકાએક વિચારનો ઊથલો કે પલટો એ બીજો વ્યાધિ છે. પહેલો રોગ ઝટ પરખાઈ આવે, પરંતુ બીજો દોષ તરત પરખાય એવો નથી.

નિબંધનો ખરો રસ એની ભાષા ઉપર છે. સચોટ ભાષા, છટાયુક્ત શૈલી અને વહેતી નદી જેવો વિચારપ્રવાહ ગમે તેને આકર્ષી શકે. કોઈના ઉછીના લીધેલા વિચાર કે પારકાના ઘસડી આણેલા શબ્દ કદીયે સાહિત્યમાં ઝળકાટ ન આણે. સ્પષ્ટ વિચાર, સાદી ભાષા અને અણસમજને અવકાશ ન રહે એવી શૈલી નિબંધને દિપાવે.

ગંભીર વિષયો ઉપર જ નિબંધ લખાય એ એક વહેમ છે. વિષય ગમે તે હોય, પણ લેખક એને જે સ્વરૂપ આપે તે ઉપર લખાણનું મૂલ્ય અંકાય. ખખડાવીને હસાવે કે આંસુ આણીને રડાવે એ બળ નિબંધમાં ન હોય, પરંતુ વાચક પ્રેરાય અને લેખકનો સંગરંગ લાગે તો જ નિબંધ સાર્થક ગણાય. જગતના રાજકીય સામાજિક કે ધાર્મિક ઝઘડાઓમાં નિબંધે જ શાસ્ત્રની પહેલી ગરજ સારી છે. વર્ણન ઇતિહાસ સમીક્ષા કે વિવેચનથી નિબંધ એની ભાષા, સ્વરૂપનું ઐક્ય, શૈલી અને વિચારમયતાથી તરત જ જુદો પડી જાય છે. નિબંધનું સ્વરૂપ સાહિત્યના કોઈ પણ અંગ સાથે ઓતપ્રોત ન થાય.

જે પ્રજાના સાહિત્યમાં તેજસ્વી નિબંધ ન હોય તે પ્રજાનું માનસ ઊંચી કોટિનું ન હોય. નિબંધ સાહિત્યનો અર્ક છે, પ્રજાના માનસનું માપ છે." ( સુરેશ દીક્ષિત )

### (૨) દેશાભિમાન

"દેશાભિમાન એ મોટો સદ્‌ગુણ ગણાય છે. એ વિના માણસમાં બીજા ગમે તેટલા સદ્‌ગુણ હોય તોપણ એ નકામા મનાય છે. સઘળા સદ્‌ગુણ દેશાભિમાનથી ઝળકી ઊઠે છે અને દેશાભિમાન વિના ઊંચામાં ઊંચા ગુણ પણ ઝાંખા દેખાય છે. દેશાભિમાન વિના માણસ પોતાના દેશને ઉપયોગી થઈ શકતો નથી. એવો માણસ બધે તુચ્છ અને કંગાલ ગણાય છે. એને કોઈ ચહાતું

નથી. ટૂંકામાં દેશાભિમાન એ દેશીઓના ઐક્યનું મુખ્ય સાધન છે અને એ જ્યાં નથી હોતું ત્યાં ઐક્ય થઈ શકતું નથી.

દેશાભિમાનનો ગુણ ઘણો જ ઉપયોગી છે. માણસ માત્ર પોતાના પંડને સૌથી વધારે ચાહે છે; તેથી ઊતરતા પોતાના કુટુંબને ચાહે છે; પછી પોતાના સાથીઓને ચાહે છે; સાથીઓ કરે પોતાની નાતજાતનાને અને ગામના લોકોને ચાહે છે. એ પ્રમાણે ચડતાં ચડતાં માણસ પોતાના સમસ્ત દેશ ઉપર મમતા રાખતાં શીખે છે. દેશપ્રીતિમાં પોતાનો સ્વાર્થ કેવી રીતે રહેલો છે એ જ્યારે બરાબર સમજાય છે, એનાં રૂડાં પરિણામ—એટલે સમસ્ત દેશનો ઉત્કર્ષ—જ્યારે બધાના જોવામાં આવે છે અને જ્યારે એ ગુણ અભ્યાસથી માણસોમાં ઘણો કેળવાય છે ત્યારે પાછળ કહેલી સઘળી પ્રીતિઓનું જોર નરમ પડે છે અને દેશપ્રીતિનું જોર ઝળકાટની સાથે બહાર પડે છે. માણસ ખુશીની સાથે દેશના હિતને સારુ ઘણી મહેનતે મેળવી રાખેલું ધન ઘડીમાં ખરચી નાખે છે, પોતાના બીજા સંબંધની મમતા છોડી દેશસેવામાં એકનિષ્ઠાથી તત્પર રહે છે, અને પ્રસંગ આવે છે તો દેશને સારુ પોતાના પ્રાણનો પણ પરમ આનંદથી ભોગ આપે છે. આ વખતે આ ગુણ મોટો સદ્‌ગુણ થઈ બિરાજી રહે છે.

દેશપ્રીતિ જેટલી ઉપયોગી છે તેટલી જ સ્વાભાવિક છે. પોતપોતાનું સૌને સારું લાગે છે એ નિયમે માણસ માત્રને પોતાનું ગામ કે પોતાનો દેશ વહાલો લાગે છે. ઉજ્જડમાં ઉજ્જડ મુલકના રહેનારને પણ એ જ મુલક વહાલો લાગે છે. એમ તેમ ફળદ્રુપ સુંદર દ્રવ્યવાન અને સુખસામગ્રીથી ભરપૂર દેશમાં એ જાય છે તોપણ એનું ચિત્ત અંદરથી પોતાની સ્વભૂમિ તરફ જ ખેંચાય છે. અને પરદેશીના મોટા મોટા મહેલ અને બાગબગીચા જોવા છતાં પણ પોતાની દૃષ્ટિએ એ તો સ્વદેશના ડુંગરા અને રાનો જ નિહાળ્યા કરે છે.

### ખોટું દેશાભિમાન

દેશ ઉપર પ્રીતિ રાખવી અને એનુ ખોટું અભિમાન રાખવું એ બેમાં બહુ ફેર છે. દુનિયામાં ઘણાખરા માણસ પોતાના દેશની ખોટી તારીફ કરવામાં અને બીજા દેશની નિંદા કરવામાં જ દેશપ્રીતિ આવી રહેલી હોય એમ સમજતા દેખાય છે. પોતાના દેશનું તે સારું અને પરદેશનું તે ખોટું એવી એ લોકોની સાધારણ સમઝ છે.

આપણા લોકોમાં આવું ખોટું અભિમાન ઘણું જ જોવામાં આવે છે. આપણી તે પવિત્ર ભૂમિ અને બીજા બધાએ મુલકના રહેનારા તે મ્લેચ્છ, આપણો દેશ સારો, આપણી વિદ્યા સારી, અને આપણું સઘળું એ સારું,—એમ સાધારણ લોકો સમઝે છે.

આવી રીતે ખોટું અભિમાન રાખવાથી દેશને કાંઇ પણ ફાયદો નથી. આપણા શરીરમાં રોગ થયો હોય ને આપણે અભિમાનથી એમ જ માની બેસિયે કે આપણે તંદુરસ્ત છિયે, તો નિશ્ચય એ અભિમાનનું પરિણામ મરણ સિવાય બીજું કંઇ પણ હોઇ શકે નહિ. આપણે નિર્ધન છતાં ધનવાન છિયે એમ માની મદમાં ફરિયે ને પરિણામે આપણે દરિદ્રતામાં સડયા જ કરિયે તો એમાં શું આશ્ચર્ય ? આપણને એક પણ અક્ષર આવડતો ન હોય છતાં મહા પંડિતનો ગર્વ રાખીને ફરિયે તો તેથી કદી પણ વિદ્યાના જે લાભ છે તે મેળવવાને આપણે શું શક્તિમાન થઇશું ?

જેવું એક માણસનું તેવું જ દેશનું પણ સમઝવું. દેશનું ખોટું અભિમાન દેશીઓ રાખે, એનાં દૂષણો તરફ નજર ન કરે, દૂષણો દેખે તોપણ એને ભૂષણરૂપ માની લે, દેશની ખરાબી થતી દેખે તોપણ બડાઇને સારુ બહુ આબાદ છે એવા તડાકા મારે, તો બેશક, એ દેશ પાયમાલ થયા વિના રહે નહિ. એવા મિથ્યાભિમાનીઓને દેશાભિમાની કહેવાને બદલે દેશના ખરેખરા દ્રોહી કહેવા જોઇયે.

### સાચી દેશપ્રીતિ

જે માણસમાં ખરું દેશાભિમાન છે તેની સમજ તથા વર્તણૂક આથી બિલકુલ જુદી જ છે. એ બડાઈને માટે પોતાના દેશની ઠાલી ઈતરાજી કરતો નથી. એ પોતાના દેશની ખામીઓ તરફથી નજર દૂર કરવાને બદલે એને ખંતથી ખોળી કાઢે છે. પરદેશીઓનાં મહેણાં એને બહુ જ લાગે છે, પણ એની જોડે એ સારુ શબ્દયુદ્ધ મચાવવાને બદલે પોતાના મનમાં વિચાર કરે છે કે એ મહેણાંનું કાંઈ વાસ્તવિક કારણ છે કે નહિ, અને જો કોઈ યોગ્ય કારણ દીસે તો એ ખોડ બતાવનારની સાથે નકામી રકઝક કરવાને બદલે એ ખોડ શી રીતે દૂર થાય એના ઉપાયની યોજનામાં એ સદા તત્પર રહે છે.

એને પોતાના દેશનું અભિમાન થોડું છે એમ નથી. એને જેટલું એ વિશે અભિમાન છે તેટલું તો બીજા કોઈને પણ નથી. પોતાના દેશનું ઘસાતું સાંભળીને એના કલેજામાં જેટલો જખમ પડે છે તેટલો કોઈના પણ કલેજામાં પડતો નથી. પોતાના દેશની વાહવાહ સાંભળીને એનું મન જેટલું પ્રફુલ્લિત થાય છે તેટલું કોઈનું પણ થતું નથી. એને પોતાના દેશનું બહુ જ અભિમાન છે; પણ એની સાથે એ વાજબી ડાહ્યું ને પરિણામે લાભકારક અભિમાન છે. એ પોતાના દેશનું અભિમાન રાખે છે, પણ સાથે સાથે એ પોતાના દેશને અભિમાન-યોગ્ય જોવાને બહુ ખંતી છે. ખોટું માન એ જાતે અપમાન સમજે છે અને તેથી પોતાના દેશને સારુ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

દેશીઓ, વિચાર કરો અને કહો કે તમારામાં આ જાતની ખરી દેશપ્રીતિ કેટલી છે. આપણે આપણા મનમાં વિચાર કરવો જોઈએ કે આપણે જે દેશાભિમાનને માટે અભિમાની થઈ ફરિયે છિયે તે અભિમાન દૂષણો સંતાડનારું છે કે દેશનાં ભૂષણ વધારનારું છે.

બીજો એ પણ વિચાર કરવો લાજમ છે કે જો આપણામાં ખરી જાતનું દેશાભિમાન અથવા દેશપ્રીતિ છે તો એ બતાવવાને આપણે તન મન કે ધન વડે શું કર્યું; દહાડામાં કેટલો વખત આપણે જનહિતકારી કામનો વિચાર કરવામાં કાઢયે છિયે; દહાડામાં તન વડે દેશની સેવા આપણે શી બજાવિયે છિયે; જિંદગીમાં આપણે કેટલો પૈસો એ કામમાં વાપર્યો છે; વરઘોડા કાઢવામાં અને નાત જમાડવામાં આપણે વધારે પૈસા ખરચિયે છિયે કે 'સુધારો સુધારો' જ આપણે હર ઘડી કરિયે છિયે તેમાં. આ અને આવી કેટલીએક બાબતનો આપણે આપણા મનથી જ તોલ કરવો જોઇયે.

એમાંથી પણ એક બીજો આંકડો બાદ કરવાનો છે: આપણે તન મન ને ધન વડે દેશના હિતને સારુ કાંઇ કર્યું માલૂમ પડે એમાં કેટલું માનને અર્થે કર્યું છે અને કેટલું શુદ્ધ દેશદાઝથી જ કર્યું છે. આ રીતે તારવતાં તારવતાં જે રહે તે ખરું દેશાભિમાન સમઝવું. આવી રીતે આખર સરવાયું કાઢવું અમારા ઘણાખરા સુધારક મિત્રોને ગમશે નહિ, પણ એ બહુ જરૂરનું છે. બાકી જિનસ બહુ જ થોડી દેખાશે એમાં કાંઇ શક નથી, પણ તે ખરેખરી કેટલી છે એ જાણવાના ફાયદા બધા વેપારી સમઝે છે. જો આપણે ખરા વેપારી છિયે અને છળભેદની દુકાન માંડી નથી બેઠા તો તો આ જાણવાની મહેનત કરવી જ જોઇયે. ખરું દેશાભિમાન બહુ જ દુર્લભ છે એ તો અમે પ્રથમ જ કહ્યું છે. થોડું પણ ખરું દેશાભિમાન જો આપણામાં આવીને વાસ કરશે તો એ એની મેળે ઉત્તરોત્તર વધીને મોટું થશે. થોડી પણ સાચી દેશપ્રીતિની બહુ જરૂર છે. અને પેલા ખોટા દેશાભિમાનથી તો આપણે જેમ બને તેમ દૂર રહેવા યત્ન કરવો જોઇયે."

( સ્વ. નવલરામ પંડયા )

### (૪) ગ્રામપંચાયત

#### પ્રાચીન સંસ્થા

" ગ્રામપંચાયતની સંસ્થા એ આપણી એક જૂની પુરાણી સંસ્થા છે. પ્રાચીન સમયના હિંદુ તેમજ મુસલમાન રાજાઓના અમલ દરમિયાન આપણાં ગામડાંનો બધો જ વહીવટ—રાજકીય, આર્થિક સામાજિક—આ ગ્રામપંચાયતો મારફતે જ ચાલતો હતો. મોટાં મોટાં સામ્રાજ્ય અસ્તિત્વમાં આવ્યાં ને એઓનો વિનાશ થયો; પરંતુ ગામડાંના સ્થાનિક વહીવટ ઉપર સામ્રાજ્યના સ્વરતોકની બિલકુલ અસર થવા પામતી ન હતી: આ સ્થાનિક વહીવટ તો ગ્રામપંચાયતો મારફતે શાંતિથી થયે જ જતો હતો.

જૂના સમયમાં આ ગ્રામપંચાયતની પ્રતિષ્ઠા એટલી બધી હતી કે ગામમાં કોઈની મગદૂર ન હતી કે એ એના હુકમનો અનાદર કરી શકે. આપણી એક જૂની કહેવત—'પંચ બોલ્યા તે પરમેશ્વર'—ઉપરથી પણ આ સંસ્થાની પ્રતિષ્ઠા તેમજ સત્તાનો આપણને ખ્યાલ આવે છે.

અંગ્રેજોના અમલની શરૂઆત પછી ગ્રામપંચાયતોની સત્તા ધીમેધીમે ઘટવા લાગી રાજ્ય—અમલદારો પંચાયતની સત્તાને માન આપતા બંધ થવા લાગ્યા, ને પરિણામે પંચાયતની પ્રતિષ્ઠા લોકોમાં પણ ઓછી થઈ ગઈ. પરંતુ હાલ થોડા સમયથી આ સંસ્થાને કંઈક નવા જ સ્વરૂપમાં સજીવન કરવાનો પ્રયાસ રાજ્ય તરફથી થવા લાગ્યો છે.

#### નવું સ્વરૂપ

મુંબઈ પ્રાંતના ચાર વિભાગ છે. ગુજરાત એમાંનો એક છે. દરેક વિભાગનો ઉપરી અમલદાર કમિશ્નર કહેવાય છે. જો કોઈ ગામના લોકોને પોતાના ગામમાં પંચાયત દાખલ કરવી હોય તો એઓ કમિશ્નરને અરજ કરી એમ કરાવી શકે છે. જિલ્લા-લોકલ-

બોર્ડની કે કલેકટરની સૂચનાથી પણ કમિશ્નર કોઈ ગામમાં ગ્રામપંચાયત સ્થાપી શકે છે. જરૂર પડે તો આ જ લોકો ગ્રામ-પંચાયત બંધ કરાવી શકે છે.

બંધારણ

ગ્રામપંચાયતમાં ઓછામાં ઓછા પાંચ અને વધારેમાં વધારે અગિયાર સભ્ય હોઈ શકે આ સંખ્યા દરેક ગામ માટે કલેકટર નક્કી કરે છે. ગામનો પટેલ પોતાના હોદ્દાની રૂએ આ સંસ્થાનો સભ્ય બને છે. બધી કોમોના માણસ યોગ્ય પ્રમાણમાં ત્યાં હોય એટલા માટે કલેકટર વધારેમાં વધારે બે સભ્યોને નીમી શકે છે; બાકીના સભ્યોને ગામલોકો ચૂંટી કાઢે છે. ગામમાં રહેતા એકવીસ વર્ષની ઉમરના બધા પુરુષ અને ગામમાં જેમની જમીન કે મિલકત હોય તે બધા લોક આ ચૂંટણીમાં મત આપી શકે છે. પંચાયતમાં બધા સભ્ય ભેગા મળીને પોતાનામાંથી એક પ્રમુખ કે સરપંચ અને એક ઉપપ્રમુખ કે મદદનીશ સરપંચ પસંદ કરે છે.

કાર્યક્ષેત્ર

હાલના કાયદા પ્રમાણે ગ્રામપંચાયતોને માથે કેટલીક ફરજો નાખવામાં આવી છે. આમાંની ઘણીખરી ગામના લોકોને સુખ સગવડ આપનારી અને એઓની જાહેર તંદુરસ્તી જાળવનારી છે. ગ્રામપંચાયત મારફતે કે અન્ય કોઈ માર્ગે જો આ ફરજો અદા કરવામાં ન આવે તો એ ગામની સામાન્ય સુખાકારી બગડ્યા વિના રહે જ નહિ. ગ્રામપંચાયત જેવી સંસ્થા મારફતે આ કામ થાય તો એ વધારે વ્યવસ્થિત રીતે થાય ને પરિણામે ગામલોકોને જ ફાયદો થાય. વળી બધાં ગામડાંમાં લોકોને આવા વહીવટનો અનુભવ મળે તો ધીમેધીમે લોકો પોતાના મહાલ તાલુકા કે જિલ્લાનો વહીવટ કરવાની લાયકાત પણ મેળવે. આ રીતે ગ્રામપંચાયત એ સ્વરાજ્યનું પ્રથમ પગથિયું છે.

જે ફરજો બજાવવાના આટલા બધા લાભ થાય છે તે ફરજ શી છે એ હવે આપણે જોઈએ :

૧. લોકોને ઘરવપરાશ માટે પાણી પૂરું પાડવું.
૨. જાહેર રસ્તાઓ, કૂવાઓ તળાવો, મોરીઓ, વગેરે બંધાવવાં અને જ્યાં હોય ત્યાં સાફસૂફ કરાવવાં.
૩. ગામનું સામાન્ય આરોગ્ય જાળવવાના અને ગંદકી દૂર કરવાના ઉપાય યોજવા.
૪. ગામની ધર્મશાળા, મંદિરો, ચોરાઓ ને એવાં બીજાં સાર્વજનિક મકાનોના વપરાશ માટે નિયમો ઘડી, યોગ્ય વહીવટ કરવો.
૫. જાહેર રસ્તાઓ ઉપર દીવાબત્તી કરાવવી.
૬. સ્મશાન અને કબરસ્તાન માટે જગ્યા નક્કી કરી એના વપરાશના નિયમ ઘડવા.

આ ઉપરાંત ગામની તંદુરસ્તી, સહીસલામતી, કેળવણી, સુખસગવડો, તેમજ ગામની સામાજિક ને આર્થિક ઉન્નતિમાં વધારો થાય એવાં કાર્ય હાથમાં લેવાની ગ્રામપંચાયતોને સત્તા હોય છે. ગામની પ્રાથમિક શાળાઓ ઉપર દેખરેખ રાખવાનું કાર્ય તેમજ એનાં મકાનોનું સમારકામ પણ તે કરી શકે છે.

ગ્રામપંચાયતને મળેલી બીજી એક ઉપયોગી સત્તા નાના ફોજદારી અને દીવાની મુકદ્દમાઓની સુનાવણી કરી ન્યાય આપવાની છે. સરકારની પહેલેથી પરવાનગી મેળવીને દરેક ગ્રામપંચાયત એક ન્યાયાધીશમંડળ નીમી શકે છે. મંડળના સભ્યોનો કાયદાનો અભ્યાસ કે અનુભવ બહુ બહોળો નહિ હોવાથી એમને ઘણી જ ઓછી સત્તા આપવામાં આવે છે. છતાં આ સત્તા ઘણી જ અગત્યની છે, કારણ કે ગામડાંની અજ્ઞાન પ્રજાને ઘણી વાર ન્યાય કેવી રીતે મેળવવો, ન્યાય માગતા કોની પાસે જવું, વગેરે બાબતોની બિલકુલ ખબર હોતી નથી. જો ગામડાંમાં આવું ન્યાયાધીશમંડળ હોય તો

લોકો એની પાસે સીધા જઈને પોતાની ફરિયાદ નોંધાવી શકે છે. આ મંડળ આગળ વકીલ કે બેરિસ્ટર મારફતે ફરિયાદ નોંધાવી શકાય નહિ કે બચાવ પણ થઈ શકે નહિ.

આવકનાં સાધન

તમે પૂછશો કે આ બધા ખર્ચને પહોંચી વળવાને ગ્રામ-પંચાયત પાસે પૈસા ક્યાંથી આવે છે. દરેક ગામ જિલ્લા–લોકલ-બોર્ડ નાખેલા કર તો ભરે છે જ;* એટલે જે ગામમાં પંચાયત હોય તેમાંથી જિલ્લાબોર્ડને જે રકમ મળી હોય તેનો પાંચમો ભાગ એણે ગ્રામપંચાયતને આપવો પડે છે. જો કોઈ ગ્રામપંચાયત પોતાના ખર્ચને આ રકમમાંથી પહોંચી વળતી ન હોય તો પોતાની આવક વધારવાની એને સત્તા આપવામાં આવી છે. દાખલા તરીકે એ ઘરવેરો જમીનવેરો કે યાત્રાળુવેરો ઉઘરાવે; અથવા તો માલના વેચાણ પર, પરદેશી માલ કે વાહનોની આવાત પર, કે લગ્ન જમણવાર વગેરે પ્રસંગો પર કર નાખી શકે. ઉપરાંત જરૂર હોય તો સરકાર કે લોકલબોર્ડની મંજૂરીથી બીજા કર પણ નાખી શકે.

સામાન્ય રીતે આપણાં ગામડાંમાં હાલ ઘણે ઠેકાણે પક્ષાપક્ષી, ખટપટ, અંગત દ્વેષ, વગેરે ઘણું જોવામાં આવે છે. કેટલાક લુચ્ચા ને ખટપટી લોક ઘણી વાર ગામડાંની ગરીબ ભોળી ને અજ્ઞાન પ્રજા ઉપર જુલમ ગુજારી એઓને ભારે ત્રાસ આપે છે. કેટલાક ઊંચી જ્ઞાતિના કે કુટુંબના લોક હલકી કોમના લોકો પાસે વેઠ — મફત મજૂરી — કરાવે છે. જો ગામડાંમાં ગ્રામપંચાયત સ્થાપવામાં આવે અને લોકોને સમજાવવામાં આવે કે તમારે પ્રામાણિક નીડર અને આખા ગામનું હિત સમજનાર ઉત્સાહી માણસોને જ પંચાયતમાં ચૂંટી મોકલવાના છે, તો ગામલોકો પોતાના ગામનો કારભાર સારી રીતે ચલાવતાં શીખશે અને ધીમેધીમે એઓને પોતાના હક્કોનું તેમજ કર્તવ્યનું યોગ્ય ભાન થશે.

ગ્રામપંચાયત એ સ્થાનિક સ્વરાજ્યનું પ્રથમ પગથિયું છે. જો ગામલોકો એઓની આ સંસ્થાનો વહીવટ નિષ્પક્ષપાતપણે અને સફળતાથી ચલાવશે તો સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિને વેગ મળશે. અને સ્થાનિક સ્વરાજ્યની સફળતા પરથી આખો દેશ સંપૂર્ણ સ્વરાજ્ય માટે લાયક થયો છે એમ આપણે અભિમાનપૂર્વક કહી શકીશું."

(પ્રાણલાલ કિ. દેસાઈ)

(૪) મ્યુનિસિપાલિટી

"તમે બધાએ એકાદ શહેર તો જોયું જ હશે. તમારામાંના કેટલાક તો શહેરમાં રહેતા પણ હશો, એટલે તમને બધાને શહેરની વ્યવસ્થાની તો ખબર હશે જ. શહેરમાં પાણીના નળ હોય છે; નાનાં બાળકોને ભણવા માટે ઠામઠામ નિશાળો હોય છે; શહેરના રસ્તા રોજ સવારબપોર સાફ થાય છે ને એના પર પાણી છાંટવામાં આવે છે; રાતના શેરીએ શેરીએ દીવા સળગાવવામાં આવે છે–કોઈ જગ્યાએ વીજળીના તો કોઈ જગ્યાએ ઘાસતેલના; વળી દરરોજ લોકોનાં જાજરૂ સાફ કરવાની જોગવાઈ પણ હોય છે. આ ઉપરાંત કોઈક શહેરમાં તો બાળકોને રમવા માટેનાં મેદાન હોય છે; લોકોને માટે સાંજે ફરવા જવાને સુંદર બગીચા હોય છે; માંદાની માવજત માટે ઇસ્પિતાલો હોય છે; શાકભાજી ને બીજો માલ ખરીદવાને માટે બજારો હોય છે.

સંસ્થાનો હેતુ

આ બધી વ્યવસ્થા કોણ કરતું હશે એનો તમને ખ્યાલ છે? ઉપર જણાવેલી બધી બાબતો શહેરના લોકોને કેળવણી, તંદુરસ્તી, સુખાકારી ને રોજની જરૂરિયાતોને લગતી છે. દરેક નાનામોટા શહેરની આવી બધી બાબતોનો વહીવટ દેશ કે પ્રાંતની સરકાર પોતાને હસ્તક રાખે તો એમનું કામ કેટલું બધું વધી પડે! એટલે લોકોની સ્થાનિક જરૂરિયાતો સંબંધી બંદોબસ્ત કરવાને સરકારે મ્યુનિસિપાલિટીની સંસ્થા ઊભી કરી છે.

આ સંસ્થા સ્થાપવાનો એક બીજો વધારે મહત્ત્વનો ઉદ્દેશ પણ છે. આપણા દેશ પર સૈકાઓથી પરદેશીઓ રાજ્ય કરે છે. અંગ્રેજોનો અમલ શરૂ થયો એ પહેલાં મુસલમાન પાદશાહોની આણ પ્રવર્તતી હતી. આ અમલ મોટે ભાગે આપખુદ હતો; એમાં પ્રજાને કશી નિસબત ન હતી. આપણે પણ એટલા વહેમી ને અભણ હતા ને ગુલામીથી એટલા બધા ટેવાઇ ગયા હતા કે કોઇ એક રાજા કે અમલદાર જોહુકમીથી રાજ્ય કરે એમાં આપણને કશું અજુગતું લાગતું નહિ. પરંતુ જેમ જેમ આપણને શિક્ષણ મળતુ ગયું તેમ તેમ બીજા દેશોનો ઇતિહાસ આપણે જાણવા લાગ્યા; શિક્ષિત ને સુધરેલા દેશોના વહીવટમાં આખી પ્રજાનો હિસ્સો હોય છે એ વાત આપણે સમજવા લાગ્યા. પરિણામે આપણા આગેવાનોએ દેશના વહીવટમાં પ્રજાને ભાગ આપવાની સરકાર પાસે માગણી કરી. ઓગણીસમી સદીના પાછલા ભાગમાં આ માગણીને સમસ્ત દેશનો એટલો મજબૂત ટેકો મળ્યો કે અંગ્રેજ રાજ્યકર્તાઓ એ પાછી ઠેલી શક્યા નહિ. એમણે એક નાની સરખી શરૂઆત કરવાનું ઠરાવ્યું. પોતાના ગામ શહેર કે જિલ્લાનો સ્થાનિક વહીવટ કરવા માટે મ્યુનિસિપાલિટી ને લોકલબોર્ડની સંસ્થાઓ આમ અસ્તિત્વ-માં આવી. આનો વહીવટ ધીમે ધીમે લોકોના પ્રતિનિધિઓને સોંપવામાં આવ્યો. સને ૧૯૧૮માં એમ જાહેર કરવામાં આવ્યું કે આ સંસ્થાઓનો ઉદ્દેશ માત્ર સ્થાનિક વહીવટ કરવાનો જ નહિ, પરંતુ લોકોને સ્વરાજ્ય માટેની તાલીમ આપવાનો પણ છે. એક વાર નાના ક્ષેત્રનો વહીવટ કરીને રાજ્યકારભારનો અનુભવ મેળવી લીધા પછી લોકોના હાથમાં આખા પ્રાંત કે દેશનો વહીવટ સોંપી શકાય એમ સરકારનું માનવું હતું.

બંધારણ

શરૂઆતમાં આ સંસ્થાના ઘણા સભ્યોની નિમણૂક સરકાર કરતી. વળી જિલ્લા કલેકટર એના પ્રમુખ તરીકે કામ કરતા. જેમ

જેમ વખત જતો ગયો તેમ તેમ મ્યુનિસિપાલિટીના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો. સરકાર તરફથી નિમાયેલા સભ્યોનું પ્રમાણ ઓછું કરી પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા વધારવામાં આવી. વળી પોતાના પ્રમુખ-ઉપપ્રમુખની પસંદગી પણ મ્યુનિસિપાલિટીના બધા સભ્ય જ કરે એમ ઠરાવવામાં આવ્યું. આવી રીતે સ્થાનિક વહીવટમાં લોકોને વધારે ને વધારે હિસ્સો મળતો ગયો. પહેલાં સરકારી અમલદારો આ સંસ્થાઓનો વહીવટ કરતા, પછી એઓ બહારથી અંકુશ રાખતા; સને ૧૯૧૯ પછી એઓની દરમિયાનગીરી બહુ ઓછી થઈ ગઈ છે. આજે તો સરકાર તરફથી સભ્યો નીમવાની પ્રથા સદંતર નાબૂદ થઈ ગઈ છે; એટલે હવે સ્થાનિક વહીવટ સોએ સો ટકા પ્રજાના હાથમાં આવ્યો કહેવાય.

વહીવટ કેમ ચાલે છે ?

મ્યુનિસિપાલિટીઓમાં આશરે ૩૦થી ૧૦૯ જેટલા સભ્ય હોય છે. આ બધા સભ્ય દરેકે દરેક બાબતનો નિકાલ કરવા જેટલો સમય ફાજલ ન પાડી શકે, એ માટે એમને મદદ કરવાને એક સ્ટૅન્ડિંગ કમિટી ને સ્કૂલબોર્ડની ચૂંટણી કરવામાં આવે છે, સ્કૂલબોર્ડ મ્યુનિસિપાલિટીની શાળાઓનો વહીવટ કરે છે; સ્ટૅન્ડિંગ કમિટી બીજા દરેક ખાતા ઉપર ચાંપતી દેખરેખ રાખે છે, સામાન્ય કામોનો નિકાલ કરે છે, ને અગત્યનાં કામોમાં પોતાની ભલામણો મ્યુનિસિપાલિટી સમક્ષ રજૂ કરે છે. પોતાના કાર્યમાં સલાહ આપવાને તથા મદદ કરવાને સ્ટૅન્ડિંગ કમિટી બીજી પેટા-સમિતિઓ નીમે છે.

આ ઉપરાંત મ્યુનિસિપાલિટીનો વહીવટ ચલાવવાને નીચેના ચાર મુખ્ય અમલદારોની પસંદગી પણ મ્યુનિસિપાલિટી કરે છે: ૧. મુખ્ય અધિકારી, ૨. તંદુરસ્તી ખાતાનો અમલદાર, ૩. ઇજનેર, ૪. વિદ્યાધિકારી. આ સિવાય બાંધકામ, કર-વસૂલાત ને બીજાં ખાતાંના અમલદારો પણ હોય છે.

ટૂંકમાં કાયમી નોકરોની મદદથી સ્થાનિક સ્ટેન્ડિંગ કમિટી સ્થાનિક વહીવટ ચલાવે છે, પરંતુ એને મ્યુનિસિપાલિટીને જવાબ આપવાનો હોય છે. એણે વર્ષના આવક તથા ખર્ચનું જે અંદાજ-પત્ર તૈયાર કર્યું હોય તે મ્યુનિસિપાલિટી પાસે પસાર કરાવવું પડે છે. વળી દરેક અગત્યની બાબતનો છેવટનો નિર્ણય પણ મ્યુનિસિપાલિટીના હાથમાં હોય છે. પ્રજાને અથવા અમલદારોને સ્ટેન્ડિંગ કમિટી કે સ્કૂલબોર્ડના કોઈ નિર્ણયથી અસંતોષ થયો હોય તો એઓ એ પર ફરી વિચાર કરવાની અરજી મ્યુનિસિપાલિટીને કરી શકે છે ને એનો નિર્ણય છેવટનો ગણાય છે. આમ પ્રજાએ પસંદ કરેલા પ્રતિનિધિઓ સ્થાનિક વહીવટ પૂરતી છેવટની સત્તા ધરાવે છે. બધી સમિતિઓ, પેટા-સમિતિઓ ને સઘળા અમલદાર એને જવાબદાર રહે છે.

કાર્યક્ષેત્ર ને ફરજો

મ્યુનિસિપાલિટીને માથે બે જાતની ફરજ નાખવામાં આવી છે : ફરજિયાત ને મરજિયાત. પહેલી જાતની ફરજો દરેક સ્થાનિક સંસ્થાએ અદા કરવી જ પડે છે. આ વિષયમાં જાહેર સલામતી, જાહેર સુખાકારી, જાહેર સગવડ અને શિક્ષણને લગતી બાબતોનો સમાવેશ થાય છે. પોતાના વિસ્તારમાં પાણી પૂરું પાડવું, રસ્તા સમરાવવા—સાફ કરાવવા ને એના પર પાણી છંટાવવું, રાતે જાહેર રસ્તાઓ પર દીવા કરવા, આગ રેલ ને ચેપી રોગ જેવા સંકટ વખતે લોકોને રક્ષણ આપવું, જન્મ-મરણની નોંધ રાખવી, શીતળા ટાંકવાનો પ્રબંધ કરવો, જાહેર ઇસ્પિતાલો તથા દવાખાનાનો વહીવટ કરવો, ને પ્રાથમિક શાળાઓ નિભાવવી—આ બધું કાર્ય દરેક મ્યુનિસિપાલિટીએ કરવાનું જ હોય છે.

બીજી કેટલીક ફરજો એવી છે કે જે માથે લેવી કે ન લેવી એનો નિર્ણય કરવાની છૂટ દરેક સ્થાનિક સંસ્થાને આપવામાં આવી છે. આમાં જાહેર બગીચા પુસ્તકાલયો ને સંગ્રહસ્થાનો બાંધવા

તથા નિભાવવાનો, ગાંડા માટેની ઇસ્પિતાલો જાહેર-વ્યાખ્યાન-મંદિરો ને ધર્મશાળાઓ સ્થાપવાનો, વસ્તીની ગણતરી કરવાનો, શહેરની માપણી (સર્વે) કરવાનો, વગેરે બાબતોનો સમાવેશ થાય છે. એમાંની કોઈપણ બાબત ઉપાડી લેવી કે નહિ એનો આધાર મોટે ભાગે મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ પર રહે છે.

મ્યુનિસિપાલિટીઓને જે કાર્ય કરવાનું છે તે માટે નાણાંની જરૂર ખાસ રહે છે. આ જાતના સ્થાનિક વહીવટના ખર્ચને પૂરી વળવાને પોતાના વિસ્તારના લોકો પર અમુક જાતના કર નાખવાની સરકારે મ્યુનિસિપાલિટીને સત્તા આપી છે. ઘરવેરો, નળવેરો, જાજરૂવેરો, વાહનો પરનો કર, નાકાવેરો, શહેરમાં આવતા માલ પરની જકાત, કેળવણી માટેનો ખાસ કર—આમાંથી કોઈપણ જાતનો કર નાખી પોતાના ખર્ચ માટે જરૂરી આવક મેળવવાની દરેક સ્થાનિક સંસ્થાને છૂટ આપવામાં આવી છે. પ્રાંતિક સરકાર પણ એમને થોડી મદદ આપે છે.

મતાધિકાર

દરેક સ્થાનિક સંસ્થાનું આયુષ ત્રણ વર્ષનું છે; એટલે દર ત્રણ વર્ષે મ્યુનિસિપાલિટી ને લોકલબોર્ડની ચૂંટણી થાય છે. તમારી શાળાના વિદ્યાર્થી-મંડળની ચૂંટણી તો તમે જોઈ હશે જ. આખી શાળાના દરેક વર્ગમાંથી જો એકેક સભ્ય ચૂંટવાનો હોય તો જેને ચૂંટાવું હોય તે પોતાના વર્ગના વિદ્યાર્થીઓને પોતાનો વિચાર જાહેર કરે છે. આમ જેમણે ચૂંટાવાની ઇચ્છા જાહેર કરી હોય તે ચૂંટણીના ઉમેદવાર કહેવાય; બીજા બધા વિદ્યાર્થીઓ મતદાર કહેવાય. ચૂંટણી માટે મુકરર થયેલા દિવસે દરેક વિદ્યાર્થી-મતદાર પોતાને મનગમતા ઉમેદવારને મત આપે, પછી મતોની ગણતરી થાય. જે ઉમેદવારને સૌથી વધારે મત મળે તે પોતાના વર્ગના પ્રતિનિધિ તરીકે ચૂંટાયેલો જાહેર થાય.

બરાબર આ જ પ્રમાણે મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડની

ચૂંટણી થાય છે. સામાન્ય રીતે મ્યુનિસિપાલિટીનો કર ભરનાર દરેક શહેરી મતદાર હોય છે; એને મત આપવાનો અધિકાર હોય છે. કોઈપણ મતદાર સભ્ય થવા માટે ઉમેદવારી કરી શકે છે. જે ઉમેદવારોને વધારે મત મળે તે ચૂંટાયેલા જાહેર થાય છે. આમ આખા શહેર કે જિલ્લાની પ્રજાએ જે પ્રતિનિધિઓ ચૂંટ્યા હોય તેઓની મ્યુનિસિપાલિટી કે લોકલ-બોર્ડ બને છે. ત્રણ વર્ષ સુધી સ્થાનિક વહીવટ એમના હાથમાં રહે છે.

મતાધિકાર એ બહુ કીમતી વસ્તુ છે. એક નાગરિકનો એ મહામૂલો હક છે. બધા લોકો એનો કેવી રીતે ઉપયોગ કરે છે એના પર આખા શહેર કે જિલ્લાના સુખનો આધાર છે. જો આપણે આખા શહેર કે જિલ્લાનું હિત ધ્યાનમાં લઈ આ હક ભોગવિયે તો આપણે એવા માણસોને મત આપવો જોઈયે કે જેઓ બુદ્ધિમાન કાબેલ ને સેવાભાવી હોય. જો આપણે કોઈની શેહમાં તણાઇ જઈને કે જ્ઞાતિની સંકુચિત ભાવનાથી દોરવાઈ જઈને કે આપણા સ્વાર્થને ખાતર આપણો મત લાયક માણસોને ન આપતાં બીજાને આપિયે તો આપણા શહેરને વિનાશને પંથે લઈ જવા માટે આપણે જ જવાબદાર કહેવાઇશું. દરેક માણસ મ્યુનિસિપાલિટીનો સભ્ય બની શકતો નથી, પરંતુ દરેક માણસ સ્વતંત્ર નીડર ને પ્રામાણિક મતદાર જરૂર બની શકે છે. તમે જ્યારે મોટા થાઓ ત્યારે તમારા પર જ તમારા શહેર જિલ્લા કે દેશની આબાદાની ને સ્વતંત્રતાનો આધાર છે એ ઘડીભર પણ ભૂલશો નહિ." (ચંદ્રવદન શાહ)

### (૫) ધારાસભા

"કોઇ પણ સંસ્થાનો વહીવટ વ્યવસ્થિતપણે કરવા માટે ધારા નિયમ કે કાયદાની જરૂર પડે છે. દાખલા તરીકે આપણી શાળાના વહીવટ માટે પણ એવા કેટલાક નિયમ છે. શાળાનો વહીવ નિયમિત અને સરળતાથી ચાલે એટલા માટે આપણે બધ

નિયમોનું પાલન કરિયે છિયે એ જ પ્રમાણે કોઇપણ દેશ કે પ્રાંતનો વહીવટ પણ સરળતાથી ચાલે એટલા માટે કેટલાક ધારા ધોરણ ઘડવામાં આવે છે પ્રજાના આરોગ્ય કેળવણી તેમજ બીજા હિતોને માટે પણ અનેક કાયદા વખતોવખત કરવા પડે છે એ સઘળા કાયદા ઘડવા માટે એક અસાધારણ મંડળ રચવામાં આવે છે. જુદા જુદા દેશમાં એ જુદા જુદા નામથી ઓળખાય છે દાખલા તરીકે ઇંગ્લેંડની ધારાસભા 'પાર્લમેન્ટ'ના નામથી ઓળખાય છે આવી ધારાસભાનું પહેલું અને મુખ્ય કામ તો કાયદા ઘડવાનું હોય છે, પરંતુ હાલમાં કોઇપણ સુધરેલા દેશની ધારાસભા ફક્ત એટલો જ અધિકાર વાપરી સંતોષ માનતી નથી. કાયદા ઘડવા ઉપરાંત, પ્રધાનમંડળના વહીવટ પર તેમજ જાહેર નાણાંના ઉપયોગ ઉપર આ સભા સંપૂર્ણ અંકુશ રાખે છે.

### મુંબઈ પ્રાંતની ધારાસભા

આપણો દેશ કદ અને વસ્તીમાં બહુ મોટો છે પરિણામે એને અધિકાર પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવ્યો છે પ્રાંતનો ઉપરી અમલદાર 'ગવર્નર'ના નામથી ઓળખાય છે દરેક પ્રાંતનો વહીવટ ત્યાંનું પ્રધાનમંડળ ચલાવે છે

મુંબઇ પ્રાંતમાં પણ આ પ્રમાણે પ્રધાનમંડળ વહીવટકારભાર ચલાવે છે એ વહીવટ માટે તેમજ જનકલ્યાણને માટે બીજા જરૂરી કાયદા ઘડવાનું કામ મુંબઇ પ્રાંતની ધારાસભા કરે છે પ્રાંતની પ્રજા આ ધારાસભાના સભ્યોને ચૂંટી મોકલે છે

મુંબઇની ધારાસભા બે વિભાગની બનેલી છે એક વિભાગમાં સામાન્ય લોકોના પ્રતિનિધિઓ બેસે છે અને એ 'લોકસભા' (લેજિસ્લેટિવ એસેમ્બ્લી) કહેવાય છે, બીજામાં શ્રીમંત જમીનદાર વગેરે લોકોના પ્રતિનિધિઓ બેસે છે અને એ 'રાજસભા' (લેજિસ્લેટિવ કાઉન્સિલ) કહેવાય છે

### લોકસભા અને રાજકીય પક્ષો

મુંબઇ પ્રાંતની લોકસભામાં કુલ ૧૭૫ સભ્ય છે. એ બધા સભ્યોને સામાન્ય લોકો ચૂંટીને મોકલે છે એક વાર ચૂંટાઇને આવેલા સભ્ય સાધારણ સંજોગોમા પાંચ વર્ષ સુધી એ સભાના સભ્ય તરીકે રહે છે દર પાંચ વર્ષે લોકસભા બરખાસ્ત થાય છે અને પાછી નવેસર ચૂંટણી થાય છે આ સભાનું કાર્ય વ્યવસ્થિત-પણે ચલાવવા માટે સભ્યો પોતાના પૈકી એકને સભાના પ્રમુખ તરીકે પસંદ કરે છે. લોકસભાના પ્રમુખ 'સ્પીકર' કહેવાય છે

રાજ્યતંત્ર અંગે લોકસભાના તમામ સભ્યોના એકસરખા વિચાર હોતા નથી. જે સભ્યોના વિચાર એકસરખા હોય તેઓ એક રાજકીય પક્ષના સભ્ય કહેવાય છે. પોતપોતાના રાજકીય વિચાર પ્રમાણે લોકસભાના સભ્ય રાજકીય પક્ષોમા વહેંચાઈ જાય છે એ પક્ષો વચ્ચે વેરઝેર જેવું કશુ હોતુ નથી ફક્ત રાજકીય વિચારોમા મતભેદ એટલુ જ. હવે આ પક્ષો પૈકી જે પક્ષના સભ્યોની સંખ્યા સૌથી મોટી હોય તે પક્ષમાંથી પ્રધાન-મંડળ રચવામાં આવે છે, પ્રાંતના સઘળા ખતાંનો વહીવટ પ્રધાનોને સોંપવામા આવે છે, તેથી આ પક્ષ ધારાસભામા સત્તાવાળો પક્ષ કહેવાય છે. હાલ મુંબઇ પ્રાંતની ધારાસભામા મહાસભા પક્ષ સૌથી મોટો હોવાથી પ્રાંતનું રાજ્યતંત્ર એના હાથમાં છે

### રાજસભા

મુંબઇ પ્રાંતની રાજસભામા કુલ ૨૯ થી ૩૦ સભ્ય છે, તે પૈકી ૨૬ સભ્ય શ્રીમંત વર્ગના ચૂંટાયેલા પ્રતિનિધિ છે, જ્યારે ગવર્નર પોતે ૩ કે ૪ સભ્યોની નિમણૂક કરે છે પોતાની સભાનું કાર્ય વ્યવસ્થિતપણે ચલાવવા માટે રાજસભાના સભ્ય પોતાના પૈકી એકને પોતાના પ્રમુખ તરીકે પસંદ કરે છે રાજ સભાના પ્રમુખ 'પ્રેસિડંટ' કહેવાય છે.

### ધારાસભાના અધિકાર

ધારાસભાના અધિકાર ત્રણ મુખ્ય ભાગમાં વહેંચી શકાય: કાયદા સંબંધી, વહીવટ સંબંધી અને નાણાં સંબંધી.

(૧) ધારાસભા કોઇપણ નવો ખરડો પસાર કરી શકે છે તે જૂનો કાયદો રદ કરી શકે છે અથવા એમાં ફેરફાર કરી શકે છે. કોઈપણ ખરડો બેઉ સભામાં પસાર થવો જોઇયે. પછી ગવર્નર એના પર સહી કરે એટલે એ કાયદો બને છે ને એનો અમલ કરે છે.

(૨) પ્રધાનમંડળને સોંપેલા દરેક ખાતાના વહીવટ પર ધારાસભા ચાંપતી દેખરેખ રાખે છે. આને માટે ધારાસભાની બંને સભાને નીચે જણાવેલા હક છે :

( ક ) પ્રધાનમંડળના કોઈ કાર્યને અંગે કે પ્રાંતના વહીવટ સાથે સંબંધ ધરાવતી કોઈ પણ બાબતને અંગે પોતાનો અભિપ્રાય ઠરાવદ્વારા પ્રધાનમંડળને જણાવી શકે છે. આવા ઠરાવોનો અમલ કરવાની પ્રધાનમંડળને ફરજ પડતી નથી. એ ભલામણરૂપે જ હોય છે.

(ખ) ધારાસભાની બેઠક ચાલતી હોય ત્યારે પ્રાંતના કોઇ પણ સ્થળે બનેલા કોઈ અગત્યના બનાવ તરફ સરકારનું ધ્યાન ખેંચવા સભામોકૂફીની દરખાસ્ત રજૂ કરી સભ્યો એ બનાવની ચર્ચા કરે છે.

( ગ ) સરકારના કોઈ પણ ખાતાના વહીવટ અંગે બંને સભાનો કોઈ પણ સભ્ય પ્રશ્નો અને વધારાના પ્રશ્નો પૂછી પ્રધાનો પાસેથી સંતોષકારક જવાબ માગી શકે.

( ઘ ) પ્રધાનોએ કરેલાં કાર્ય નાપસંદ હોય તો એ તરફ પોતાનો અણગમો બતાવવા બંને સભા એમની સામે ઠપકાની દરખાસ્ત રજૂ કરી શકે.

(૩) દરેક વર્ષની શરૂઆતમાં પહેલાં સરકાર પોતાની આવકજાવકનું અંદાજપત્રક (બજેટ) બંને સભા સમક્ષ રજૂ કરે

છે. બંને સભા અંદાજપત્ર પર સામાન્ય ચર્ચા કરે છે ને લોકસભા એ મંજૂર કરે છે. પ્રધાનોના પગાર પણ લોકસભા જ નક્કી કરે છે. રાજ્યવહીવટના ખર્ચને પૂગી વળવાને લોકો પર કયા કયા કરવેરા નાખવા એ પણ ધારાસભા નક્કી કરે છે.

### લોકસભાના વિશેષ અધિકાર

પ્રધાનમંડળ રચતી વખતે લોકસભામાં વધુમતીવાળા પક્ષ તરફ હંમેશ ધ્યાન આપવામાં આવે છે. એ પક્ષના સભ્યોમાંથી જ પ્રધાનમંડળ રચાય છે. પ્રધાનમંડળમાં રાજ્યસભાના સભ્યની નિમણૂક કરી શકાય, પરંતુ એ લોકસભામાંના સત્તાવાળા પક્ષના સભ્ય તો હોવા જ જોઈયે. લોકસભામાં પ્રધાનો સામે ઠપકાની દરખાસ્ત પસાર થતાં પ્રધાનોને પોતાના ઓધ્ધાનું રાજીનામું આપવાની ફરજ પડે છે. પ્રાંતિક સરકારના મોટા ભાગના ખર્ચ પર લોકસભાનો સંપૂર્ણ અંકુશ છે. આપણે આગળ જોઇ ગયા કે અંદાજપત્ર બંને સભા આગળ રજૂ થાય છે તેમજ બંને સભાના સભ્ય એ ઉપર સામાન્ય ચર્ચા કરે છે. પરંતુ અંદાજપત્રમાં બતાવેલી મોટા ભાગના ખર્ચની રકમ વાપરવા માટે પ્રધાનોએ એ રકમની માંગણી લોકસભામાં કરવી પડે છે. ( રાજસભામાં નાણાંની માગણી કરવામાં નથી આવતી. ) લોકસભા આ માંગણી મંજૂર કરી શકે, નામંજૂર કરી શકે અગર તો માગણીમાં ઘટાડો કરી શકે. લોકસભાની મંજૂરી મેળવ્યા સિવાય પ્રધાનો એક પાઈનો પણ ખર્ચ કરી શકે નહિ.

### મતાધિકાર

ધારાસભાના અધિકાર પરથી તમે સહેલાઇથી જોઈ શકશો કે સભામાં લોકસભાનાં અધિકાર ને જવાબદારી વિશેષ છે. પ્રજાના મોટા ભાગના પ્રતિનિધિ તરીકે ધારા ઘડવાની ફરજ ઉપરાંત પ્રાંતના રાજ્યવહીવટ ઉપર ચાંપતી દેખરેખ રાખવાની જવાબદારી એને શિર લાદવામાં આવી છે. લોકસભામાં બિરાજતા પોતાના પ્રતિનિધિદ્વારા પ્રજા પોતાના પ્રાંતનો વહીવટ પોતાની ઇચ્છા મુજબ ચલાવે છે.

જો આ સભામાં પ્રજાની લાગણી તેમજ ઇચ્છાને પારખીને એ પ્રમાણે વર્તવાની ખાયેશ ધરાવનાર લોકોને ચૂંટી મોકલવામાં આવે તો જ પ્રાંતનો વહીવટ પ્રજાકીય બને, તો જ આપણને સાચું સ્વરાજ્ય મળ્યું કહેવાય.

આથી મતાધિકાર દરેક નાગરિકની પવિત્ર ફરજ બને છે. જે દેશનો રાજ્યવહીવટ સર્વાંશે પ્રજાકીય છે ત્યાં તો ૨૧ વર્ષના કે તેથી મોટી ઉમરના પ્રત્યેક સ્ત્રી પુરુષને મતાધિકાર હોય છે. આપણે હજી એ સ્થિતિને પહોંચ્યા નથી. પરિણામે જો કે પહેલા કરતાં આપણે ત્યાં મતદારોની સંખ્યા ઘણી વધી છે, છતાં ગરીબ વર્ગના ઘણા માણસોને હજી મતાધિકાર મળ્યો નથી; અર્થાત્ આપણા રાજ્યવહીવટમાં એમનો કશો હિસ્સો નથી. આ સ્થિતિ દૂર થઈ જ્યારે પુખ્ત ઉમરના દરેક સ્ત્રી પુરુષને મતાધિકાર મળશે ત્યારે આપણી લોકસભા પ્રજાના પૂર્ણ પ્રતિનિધિત્વવાળી બનશે ને પ્રાંતનો વહીવટ સર્વાંશે પ્રજાકીય થશે.

આ ઉપરથી તમને સહેલાઈથી સમજાશે કે પોતાના દેશનો વહીવટ સારો યા ખરો બનાવવાનું પ્રત્યેક મતદારના હાથમાં છે. અંગત સંબંધ કે લાભથી દોરવાઈ ન જતાં નિષ્પક્ષપણે ને દેશહિતના એક માત્ર ઉદ્દેશથી જો દરેક મતદાર સૌથી વધારે લાયક મતદારને મત આપે તો એવા પ્રતિનિધિઓના હાથમા પ્રજાનું હિત સલામત રહે એમાં શક નથી. આથી ઊલટું, જો મતદારો પોતાની જવાબદારી સમજ્યા વિના, લાગવગને વશ થઈને, પોતાના મતાધિકારનો ગમે તેમ ઉપયોગ કરે તો લોકસભા પ્રજાનું હિત જાળવી શકે કે કેમ એ શંકાસ્પદ થઈ પડે. માટે જ્યારે તમે મોટા થઈને મતાધિકાર પ્રાપ્ત કરો ત્યારે આટલી વાત હમેશ યાદ રાખજો કે મતાધિકાર એ સ્વતંત્ર દેશના નાગરિકોનો એક મહામૂલો ને પવિત્ર હક છે ને એના સમજપૂર્વક થયેલા ઉપયોગ પર જ દેશની સ્વતંત્રતા ને આઝાદીનો આધાર છે."

(મગનલાલ ગ્રી. નાયક)

આજકાલ સર્વત્ર વર્તમાનપત્રોમાં વિવિધ સાહિત્યમાં પ્રસિદ્ધ થતા લેખોનો મોટો ભાગ આ પ્રકારના નિબંધપ્રકારમાં સમાવેશ પામે છે. આ પ્રકારમાં લાઘવ છતાં સચોટ નિરૂપણ અત્યંત જરૂરી છે. નકામું લંબાણ એ મોટામાં મોટો દોષ સર્વત્ર છે. આ પ્રકારમાં એ દોષ બહુ અરુચિકર નીવડે છે.

## ૫. કલ્પનાત્મક નિબંધ

કલ્પનાત્મક નિબંધનો પ્રકાર બીજા નિબંધપ્રકાર કરતાં તદ્દન નોખો પડી જાય છે. આના હાલ આપણે ત્યાં બે પ્રકાર જોવામાં આવે છે : ૧. લેખક પોતાને કોઈ કાલ્પનિક પરિસ્થિતિમાં કલ્પી લઈ પોતાના તદ્વિષયક અનુભવોની રજૂઆત કરે છે; ૨. કોઈપણ જડ ચેતન અમૂર્ત પદાર્થ આત્મચરિત કહેતો હોય એમ લેખક નિરૂપણ રજૂ કરે છે.

અહીં નમૂનાના લીધેલા નિબંધોમાંનો પહેલો લેખક પોતાને કાલ્પનિક સ્થિતિમાં મૂકી અનુભવની રજૂઆત કરે એ પ્રકારનો છે, જ્યારે બીજો અને ત્રીજો નિબંધ જડપદાર્થમાં આત્મચરિત કહેવડાવવાનો પ્રકાર રજૂ કરે છે.

આવી રીતે કલ્પનાનો આશ્રય કરી રચાયેલાં વાર્તા સંવાદ ગો વગેરે પણ આ ' કલ્પનાત્મક નિબંધ 'ના જ પ્રકારમાં સમાવેશ પામે. સ્પષ્ટ તો એ જ કરવાનું રહે છે કે આ પ્રકારે લખાતી 'આત્મકથા' એ કલ્પનાત્મક-નિબંધ જ છે; એ વાર્તાપ્રકારમાંના ' આત્મચરિત- ' વિભાગમાં જઈ ન શકે.

### (૧) હું પક્ષી થાઉં તો?

" પેલો પથરો જુઓ ! હજારો વરસ થયાં જ્યાં પડ્યો છે ત્યાંનો ત્યાં જ છે. આટલાં વરસથી ત્યાં ઊભો છે, છતાં પેલી કરાડ નીચે શું છે એની એને ખબર નથી. ટાઢ તાપ પવન વરસાદ બધું " એને સહન કરવું પડે છે,

એના કરતાં એની બાજુએ ઊગેલું પેલું ઝાડ હજારગણું સારું. પવન આવે ત્યારે કેવું ડોલે છે! જેમ ઋતુ બદલાય તેમ એનાં પાંદડાંનો રંગ પણ બદલે છે. પાંદડાં ઘરડાં થયાં એટલે એને ખંખેરી નાખે છે. જરા રાહ જુઓ એટલે નવાં પાંદડાં તૈયાર! શિયાળો ગયો, વસંત વધ્યો, એટલે એ ઝાડ ખડખડાટ હસે છે. હસતાં હસતાં, જુઓ, કેટલાં ફૂલ એને ફૂટી નીકળ્યાં છે! ચોમાસામાં તો એને પાણી જોઈએ તેટલું મળે છે, પણ ઉનાળામાં શું થાય? અરેરે! બીચારું ઝાડ એકે ડગલુંય ચાલી શકતું નથી. દાવાનળ સળગે તોયે એ નાસી ન શકે, અને કોઈ કુહાડી ઉગામે તોયે એ જરા સરખું ખસી શકતું નથી. એનાં ફળ અને ફૂલ શા કામનાં? છતાં એ પોતાનાં મૂળિયાં જમીનમાં ખૂબ ઊંડાણમાં ફેલાવી દે છે અને ગમે ત્યાંથી પીવાનું પાણી મેળવે છે. જે ઝાડને પાણી ખૂબ અને પાસે જ મળે છે તેનાં મૂળિયાં બહુ ટૂંકાં હોય છે. કેળનું ઝાડ જ્યારે પડે ત્યારે એનાં મૂળિયાં કેવાં ટૂંકાંટૂંકાં દેખાય છે! રણમાં જે ઝાડો ઊગે છે તેનાં મૂળિયાં કેટલાંય દૂર જાય છે. વડ અને પીપળાનાં મૂળિયાં તો એકમે ગાઉ પણ દૂર જઈ શકે છે એમ કહેવાય છે. મૂળિયાં આટલાં દૂર જાય પણ ઝાડ બીચારું ખસી ન શકે!

એના કરતાં તો પેલો જીવડો હજાર દરજ્જે સારો! એ ભલે નાનો હોય, ભલે એ રૂપાળો ન હોય, ભલે એને પેટે ચાલવું પડતું હોય, પણ પોતાની જગ્યા તો બદલી શકે છે! એક ઠેકાણે ખાવાનું ન મળ્યું તો ચાલ્યો બીજે ઠેકાણે. ઝાડ આગળ કીડા તુચ્છ દેખાય છે, પણ એ જ કીડા આખા ઝાડને ખાઈ પણ જાય છે. પણ બીચારા કીડા કેટલા અસહાય! દુઃખની પહેલી વાત એ કે એમને પેટે ચાલવું પડે છે. કોઈનો પગ પડ્યો તો ચગદાઈ જાય. ભાગવા માટે એની પાસે હાડકું પણ ન મળે. એ પોતાનો બચાવ શી રીતે કરે?

એના કરતાં પેલાં પશુ સારાં ! એમની પાસે દોડવા માટે પગ છે; કરડવા માટે દાંત છે. પોતાનો બચાવ કરવા માટે કેટલાક પાસે શિંગડાં પણ હોય છે. અને દરેક પાસે કંઇક જુદી જ ખૂબી ! ઊંટે પોતાના પગ લાંબા કર્યા. કંગારુએ પોતાની પૂછડીનો એક વધારાનો પગ બનાવ્યો. જિરાફે પોતાની ડોક લાંબી કરી. હાથીએ પોતાનું નાક લંબાવ્યું, તે એટલે સુધી કે યોગીની પેઠે એ નાકમાંથી પાણી પીએ છે, નાક વતી જ શેરડી ઉખેડે છે. નાક લાંબું થયું એટલે હાથીને થયું કે ચાલો આપણે દાંત પણ લાંબા કરિયે; પણ એ દાંત જ એને નડ્યા. ખાવાના દાંત તો ઠીક અંદર રહ્યા રહ્યા કામ કરવા લાગ્યા, પણ બતાવવાના બહારના દાંત જ એના શત્રુ થઇ પડચા. એ દાંતને માટે જ એનો શિકાર થવા લાગ્યો.

હાથી આવડું મોટું જાનવર છે, પણ મને લાગે છે કે એના કરતાં પેલો વાંદરોય સારો. ગમે ત્યાંથી ગમે ત્યાં કૂદી શકે છે, ફળો વીણીવીણીને ખાઇ શકે છે, અને ઉતાવળમાં ખાવું હોય ત્યારે બંને ગલોફાં ભરી રાખી શકે છે. બધાં જંગલ એનાં જ. ઘણા જાનવરોને પૂંછડી છે, પણ પૂંછડીની સાચી શોભા તો વાંદરાની જ !

ચાલવાદોડવા માટે ચારેચાર પગ વાપરવા એ ઉડાઉપણું ગણાય. કૂતરું જ જુઓને, ઘણીવાર ત્રણ પગે દોડે છે અને એક પગ સિલકમાં અધ્ધર રાખે છે.

આપણે માણસો રહ્યા. હાથીએ નાક વતી જે કામ લીધું તે આપણે ઊભા ચાલીને આગલા બે પગ વતી કરવાનું શરૂ કર્યું, પછી એને પગ કોણ કહે ! એ તો હાથ થયા. પગના હાથ થયા અને હાથની આંગળીઓમાંથી અંગૂઠો જુદો પડ્યો. તેથી જ માણસ દુનિયાનો માલિક બન્યો. માણસની બધી મહત્તા એના હાથમાં જ છે, અને હાથમાંયે એના અંગૂઠામાં છે. આપણો અંગૂઠો કપાઈ જાય તો શું શું કરતાં નડે એનો એકવાર વિચાર તો કરી જુઓ.

એ પગ ઉપર આપણે ચાલતા થયાં, તેથી જ આપણે છાતી કાઢી શક્યા અને માથું ઊંચું કરી શકયા. માથું, ઊંચું થયું એટલે વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં જણાયું કે આપણે ઉઘાડા છિયે; કપડાં વતી શરીર ઢાંકી શકાય, ટાઢ સામે રક્ષણ કરી શકાય. હાથ હતા એટલે કાંતવાનું સૂઝયું, ગૂંથવાનું સૂઝયું. પેલો અંગૂઠો વાપર્યા વગર જરા તકલી ચલાવી બતાવો તો ખરા!

પણ શું માણસ કરતાં કોઇ મોટું નથી? માછલીઓને આપણા કરતાં મોટી ન ગણો. એમને પાણીમાં રહેતાં આવડે છે તો આપણને યે પ્રયત્ન કર્યે તરતાં આવડે છે. માછલીઓ પાણીમાં જોઈ શકે છે તો આપણે આંખો ઉઘાડીને તળાવમાં ડૂબકી મારી શકિયે છિયે. સમુદ્રમાં મોતી શું અમસ્તાં મળતાં હશે?

પણ અને તો પક્ષી જ થવું ગમે! પહેલો લાભ એ છે કે પંડિતજી પાસે શીખ્યા વગર ગાતાં આવડે. બીજી વાત, કાંતા વગર સરસ કપડાં પહેરવાને મળે. સાબૂ વગર એ સ્વચ્છ રહે; બદલવાં ન પડે. બટન કાઢવાઘાલવાની પંચાત નહિ. અંગોટિયું પહેરવાની કશી જરૂર ન મળે. જેવા હોયએ તેવા પવિત્ર. અરે કપડાં પહેર્યા વગર જ નવાય! પેલા આચાર્ય રોયને પણ ન સૂઝે એવા દેશી રંગનાં કપડાં! પહેલેથી જ પોતાને મનગમતો રંગ પસંદ કરી લેવો. કાગડો વિલાયતનો માણસ દેખાય છે. એને કાળાં કપડાં જ પસંદ પડે છે. અથવા મિલમજૂર હશે. કોલસામાં કામ કરવું અને ધોળાં કપડાં પહેરવાં કેમ પોસાય? પેલા બગલા ગાંધીપંથમાં ભળ્યા દેખાય છે. એમને ધોળો જ રંગ ગમે. અને પોપટ શું મુસલમાન? કેટલાકને બે રંગનો શોખ હોય તો કેટલાક પચરંગી હોય. કેટલાકનો રંગ ગરાશિયાની પાઘડી જેવો તો કેટલાકનો પારસીની ટોપી જેવો. પણ રંગ ખાતર હું પક્ષી નહિ થાઉં. પક્ષી તો ઊડવા ખાતર થવાય. તળેટીથી ઊડયા કે પહાડના શિખર સુધી. ઉપરથી ભૂસકો માર્યો કે ફરી નીચે. નદી ગાંડા

હાથીની પેઠે દોડતી હોય તોયે શું! આપણે એમ ચાલ્યા જુરૂરર્ સામે કોઠે!

પક્ષીઓએ કુદરત ઉપર ભારે કાબૂ મેળવ્યો છે. મને તો આખો દિવસ પક્ષીઓને જોવાનું જ મન થાય છે. એ કેવાં ઊડે છે! કેટલાંક પાંખ ફફડાવે છે. કેટલાંક તો બંને પાંખ ફેલાવીને જાણે હવા ઉપર તરતાં જ હોય! ઘડીકમાં એ વિચાર ફેરવે, છાતી ફુલાવે, અને હલકું થઇને એકદમ ઉપર જાય છે; ત્યાં મોટામોટા ફેર ફરે છે. બે સમળી આકાશમાં ફરતી હોય ત્યારે જોવાની તો ઓર જ મજા! એનાં ગોળગોળ ચક્કર ઘડીકમાં એક બીજાને 'કાપે' છે. ઘડીકમાં એ સામે ફરે. ઉપર હોય એ નીચે જાય. નીચલી ઉપર આવે. ખૂબ આનંદ આવે ત્યારે કિલ કિલ કિલ અવાજ પણ કરે. એની આંખો પણ કેવી તીણી હશે! નીચે કાંઈક જુએ એટલે ઝપ્પઝપ થઇને નીચે આવે. માથું નીચે ને પીંછાં ઉપર, એવી રીતે ઊતરતી સમળીને તમે જોઇ છે? સમળી જ્યારે આમ નીચે ઊતરે ત્યારે એના ઉતારની રેખા જોવા લાયક હોય છે.

કેટલાંક પક્ષી કટકેકટકે ઊડતાં હોય એમ દેખાય છે. જાણે તીર પાસેથી જ એમણે ઊડવાના પાઠ લીધા હોય. એ લોકો મસ્તમાં આવે એટલે મોજાંમાં ઊડે છે. અને બધાં જ મોજાં સરખા અંતરનાં. કેટલાંક ઊંચે ઊડનાર પક્ષી જમણી પાંખ આકાશ તરફ અને ડાબી પાંખ પૃથ્વી તરફ રાખીને એક મોટું ચક્કર લગાવે છે અને ફરી સીધાં થઇ જાય છે. એમને એમાં શો આનંદ આવતો હશે? તરવામાં જો એટલો આનંદ આપણને આવે છે તો એમને ઊડતાં કેટલો આવતો હશે!

કેટલાંક પક્ષી ઊડતાં હોય ત્યારે જ ગાય છે; સ્થિર થઇને બેઠાં કે મૌની મુનિ! કેટલાંકનો સાવ એથી ઊલટો સ્વભાવ. ગાવું હોય ત્યારે સરસ સ્થાન શોધીને ઠાવકું મોઢું કરીને બેસે છે

અને પછી પોતાના ગાયનના ફુવારા ફેંકયે જાય છે; એક વાર શરૂ કરે એટલે કલાકો સુધી ગામા જ કરે. કોયલ અને બપૈયા આ જાતનાં છે. સંસ્કૃત કાવ્યોમાં જ્યારે સર્ગ પૂરો થાય છે ત્યારે છેલ્લા શ્લોકનું વૃત્ત બદલાય છે. કોયલનુ પણ એમ જ: એનું એક ગાયન પૂરું થયુ એટલે એ વિશિષ્ટ રીતે અવાજ કરે છે, જરાક થોભી જાય છે, અને પછી નવો રાગ શરૂ કરે છે. નાનાંનાનાં પક્ષી ટૂંકા રાગ પસંદ કરે છે. એઓ ડાળીએડાળીએ કૂદતાં જ ગાય છે. કોક વખતે જાણે પહેલેથી નક્કી કર્યું હોય એમ ત્રણચાર જાતનાં પક્ષી એક જ ઝાડ પર બેસીને એકસામટાં ગાયન શરૂ કરે છે. આ વૃંદ-ગાયનમાં તાલનું નામ ન મળે, છતાં એક જાતનું સંગીત અને માધુર્ય જામે છે ખરું. આ જાતનો આનંદ લેવાનું મન સૌથી વધારે લેલાડાંને થાય છે. બીજાં પક્ષી ગાતાં હોય ત્યાં લેલાડાં આવીને પોતાના રાગડા મેળવવાનાં જ.

પક્ષીઓ જ્યારે ફૂલઝાડ પર આવીને બેસે છે ત્યારે એમને શું થતું હશે? ફળઝાડ ઉપરનો સવાલ તો સીધો છે. રસાળ ફળ જુએ એટલે એ સીધાં ખાવાને દોડે. ભક્ષ્યભક્ષકનો એ કુદરતનો મુખ્ય ન્યાય છે. પણ રંગબેરંગી ફૂલો જોઇને પક્ષીઓને શું થતું હશે? પોતાના જેવાં જ રમતિયાળ અને રૂપાળાં ફૂલોને જોઈને એઓના મનમાં મત્સર તો નહિ પેદા થતો હોય? ના. મને લાગે છે કે પક્ષીઓ ફૂલોને જોઇને સમભાવથી એમને ગાવા કે ઊડવા નોતરતાં હશે, અને ફૂલો જવાબ ન આપે એ જોઈ મૂંઝાતાં હશે. એક ભારદ્વાજ પરમ દિવસે ચંપાના ઝાડ પર ફૂલ આગળ બેસી બોલતો હતો: 'તને જોઇને મને ગાવાનું મન થાય છે. તને કેમ ગાયન નથી સૂઝતું? તારા જેવો સોનાનો રંગ મને હોત તો આ સંધ્યા-કિરણમાં હું સૂરજની જ હરીફાઈ કરત. ચાલ, મારી પાછળ આવ. આપણે સાથે ઊડીએ.' કેટલીયે વાર એણે ચંપાનો અનુનય કર્યો; પણ એ માને નહિ: ન ઊડે, ન બોલે. એણે તો એક તન્નો

ચલાવ્યો હતો. એટલામાં પોતાનું કંઇ ખોવાઇ ગયું હોય અને એકાએક સાંભર્યું હોય એમ ભારદ્વાજે પોતાનું મન ખેંચી લીધું અને પોતાની ચળકતી પાંખો ફેલાવીને ઊડી ગયો. એ મને બોલાવત તો?" (કાકાસાહેબ કાલેલકર)

(૨) એલ્યુમિનિયમ

"ઈસવી સન ૧૮૨૭ની સાલમાં મારો જન્મ. જર્મની મારો દેશ. વ્હીલર નામના એક જર્મને મારી શોધ કરી.

'અહો, આ તો બહુ રૂપાળું!' 'આ તો નવાઇ!' 'આવી તે ધાતુ હોય? આ તો કોઈક જાદૂગરનું કામ.' આમ લોકો અમારે વિષે કહેવા લાગ્યા. અમે તો એમને એવાં ગમી ગયાં કે જે હોય તે અમને જોવા આવવા લાગ્યા. અને પછી અમારાં મૂલ તો વધારે હોય જ ને? અમે કાંઈ અમારાં બીજાં ભાઈભાંડુની જેમ ધરતીને ખોળેથી નહોતાં અવતર્યાં; માણસે જ અમારું રૂપ ઘડેલું. અમારો મોટો ગુણ તો તમે જાણતા જ હશો કે અમે સહુથી હળવાં છિયે. અને મને બરાબર યાદ છે કે એ વખતે માણસો અમારો આટલો થોડો ભાર જોઇને વારે-વારે અમને ઊંચકે ને એકબીજાને બતાવે.

અને જોતજોતામાં અમારાં લાડ એટલાં વધી પડ્યાં કે જર્મનીના કૈસરે તો પોતાના રસોડામાં અમારો જ ઉપયોગ શરૂ કરી દીધો. એને ત્યાં મહેમાનો આવે તે અમને જુએ ને એ પણ અમને લઇ જાય. અને એ રીતે અમારું બાળપણ રાજામહારાજાઓની એ ઇમારતો વચ્ચે જ પસાર થયું.

૧૮૫૨ની સાલ એ અમારી કિશોરાવસ્થા. એ વખતે અમે કાંઈક મોટાં થયેલાં. એક બીજા માણસે અમારું નવનડતર કર્યું અને અમે એ સ્વરૂપે વિચરવા લાગ્યાં.

અમે રાજામહારાજાઓના મહેલેથી નીકળી હવે શ્રીમંત અને અમીરનાં રસોડાં સુધી પહોંચ્યાં હતાં.

મને હજી યાદ છે કે હિન્દુસ્તાનમાં હું પહેલવહેલું આવ્યું ત્યારે લોક કેવાં અમારાં વખાણ કરતા હતા! પણ એ કાંઈ અમારું બાળપણનું કે કિશોરાવસ્થાનું સ્વરૂપ નહોતું. ૧૮૮૬ ની એ સાલ હતી. વિજ્ઞાનનો એક અમારો વિદ્યાર્થી અર્ધા ગાંડાની જેમ રાત-દહાડો અમારી પાછળ પડયો હતો. 'કેમ કરું તો એલ્યુમિનિયમ બનાવવું વધારે સુગમ થાય? શું કરવું જોઈયે કે જેથી બહુ ખાણકાર ન હોય તે પણ એલ્યુમિનિયમ બનાવી શકે?'

અને એણે અમને આજે તમે જુઓ છો તેવું સ્વરૂપ આપ્યું. હિન્દુસ્તાનમાં અમે આવ્યા એ તો અમારાં એ નવા સ્વરૂપે.

અને પછી તો તમે અમને જુઓ જ છો. ઘરઘરનાં રસોડાંમાં અમે પહોંચી ગયાં. એક વખત તો અમારી બીજી બહેનોનું રસોડાંનું સ્થાન ઓછું થયું અને આજે પણ ગરીબોએ તો અમને સાચવી રાખ્યાં જ છે.

રસોડાનાં વાસણોનો અમારો ઉપયોગ તો તમે જાણો છો. એ ઉપરાંત એરોપ્લેનનાં પતરા અમારાં જ; અને જ્યાં જ્યાં ઓછા વજનની ધાતુ જોઈતી હોઈ ત્યાં ત્યાં અમે તો હોઈયે જ. અમારું વજન હલકું તેથી કાંઈ અમે ઓછાં મજબૂત એમ તો તમે નથી માનતા ને?

તમે જો આંખ ઉઘાડી રાખીને જોશો તો ઘણે ઠેકાણે અમને જોશો.

અત્યારે તો અમારા આ હાલ છે. આગળ ઉપરનું તો આગળ જાણે. અમને એટલી તો ખાતરી છે જ કે અમારા ગુણ માણસ વીસરી શકવાનો નથી અને અમે એનાથી વેગળા પડવાનાં નથી."

(હિંમતલાલ મર્યંક)

## (૩) ભજ કલદારમ્

"લોકો મને મખ્ખીચૂસ અને કંજૂસ કહી શાનાં નિંદે છે! એઓ મને સ્વાર્થી, પૈસાનો પૂજારી અને ગુલામ કહે છે. એ આક્ષેપનો હું ઇન્કાર નથી કરતો. હા, હા, ધરાર હું પૈસાનો પ્રેમી, પૈસાનો આશક અને પૈસાનો પૂજારી છું. જેઓ મને નિંદે છે તેમને પૈસા નથી જોઇતા એમ નથી. 'પૈસા તો હાથનો મેલ છે' એવું ડહાપણનું વાક્ય બોલનાર માણસની હથેળીમાં કોઇ રૂપિયો મૂકે તો એ સાબુથી હાથ ધોવા નહિ જાય. પૈસો સઘળાને વહાલો છે. માત્ર જેઓ એને પૂરતો ન મેળવી શકે તે જ એની નિંદા કરે છે.

તમારા દેવ જ જુઓને; કેવા સ્વાર્થી છે! સમુદ્રમાંથી લક્ષ્મી મળી તો પેલા બિરતર વિષ્ણુએ એને પોતાની સ્ત્રી બનાવી દીધી. જ્યાં આપણા દેવોને લક્ષ્મી ગમે ત્યાં આ દેવોને માનનાર હું લક્ષ્મીનો ભક્ત બનું એમા મને નિન્દો છો શાના?

વળી જે દેખાય નહિ તેવા ઇશ્વરને માનવા કરતાં જે દેખાય અને જગત આખામાં ફરી લોકોના વ્યવહાર સાચવી રહ્યો છે, લોકોનાં સુખસગવડ અને દરેક જાતની જોગવાઇ જાળવી રહ્યો છે તે રૂપિયાની પૂજામાં જ ખરું કલ્યાણ છે. રૂપિયાની ભક્તિ કરતાં રૂપિયા મળે. અને રૂપિયા પાસે હશે તો જ લોકો કીમત કરશે.

હું પાઇ વગરનો હતો ત્યારે લોકો મને 'પૂંજિયો' કહીને બોલાવતા. આજ ગામમાં હું નીકળું છું ત્યારે સામે મળનારા 'પૂંજાભાઇ શેઠ' કહી સલામો કરે છે. એ સલામો મને પોતાને નથી થતી, પણ મારી થેલીને થાય છે.

મારું ચાલે તો હું દુનિયામાં નવો ધર્મ સ્થાપું. એ ધર્મનું નામ રૂપિયા-ધર્મ અને એના દેવ કલદાર. પથ્થરના દેવો અને મૂર્તિઓને દરિયામાં ફગાવી દો. એ કશા ખપનાં નથી. એને બદલે

મંદિરો અને દેવળોમાં રૂપિયાની પૂજા કરો. સુંદર સોનાની મહોર કે નવા રૂપિયાની પૂજા કરવામાં કેવો આનંદ આવે !

લોકો ધનતેરસને દિવસે જ માત્ર ધનની પૂજા કરે છે; એને બદલે હંમેશાં કરવી જોઈએ. આડકતરી રીતે દુનિયામાં દરેક ઠેકાણે પૈસો જ પુજાય છે અને પૈસા પાછળ જ લોકો દોડી રહ્યા છે.

દુનિયાની જે પ્રજાઓએ પૈસાની પૂજા કરી છે તેજ અત્યારે સુખી છે. યહૂદીઓને જુઓ, તેમ સ્કૉટલૅન્ડના સ્કૉચ લોકોને જુઓ. દુનિયાનાં નાણાંબજારોમાં એ જ કોમો સૌથી વધારે ફત્તેહમંદ માતબર છે. યુરોપ અને રશિયાના મધ્યકાળમાં યહૂદીઓ પર પારાવાર જુલમ થયા હતા; પણ આજ એ જ યહૂદીઓ જગતનાં નાણાંબજારોમાં સર્વોપરિ સ્થાન ભોગવે છે. અને સોવિયેટ રશિયામાં તો આજ એક વખતના હિણાયેલા યહૂદીઓના હાથમાં કારોબારીની લગામ છે.

એ જ પ્રમાણે બ્રિટિશ શહેનશાહતમાં જ્યાં જ્યાં વેપારી સાહસો અને નાણાંની રમત છે ત્યાં ત્યાં નાણાંની કોથળી કોઈ સ્કૉચમેનના હાથમાં જ હોય છે.

આપણા દેશમાં મારવાડી ભાઈઓ ધનની પૂજાને લીધે જ ધનવાન થયા છે અને જોશો તો બંગાળીઓ કરતાં મારવાડીઓ સાહસમાં વધી જાય છે.

લોકો ત્યાગ અને સાધુતાની વાતો કરે છે, પણ ખરો ત્યાગ પૈસાનો પૂજારી જ કરી શકે છે. કલદારની સેવા કરનારથી મોજ-શોખ ન મણાય. રૂપિયાના પૂજારીથી નાટક-સિનેમામાં ન જવાય. જે રીતે પ્રભુની અનન્યભાવે કોઈ ભક્તિ સેવા કરે તે જ ભાવ અને ભક્તિથી રૂપિયાની સેવા કરનાર પર લક્ષ્મીદેવી પ્રસન્ન થાય છે. માટે ભલે દુનિયાના મૂર્ખો ગમે તે બકે; મારો એક જ

ધર્મ છે, એમાં જ મને શાંતિ અને સંતોષ મળે છે. અને તેથી જિંદગી રહેશે ત્યાંસુધી હું તો એક જ મહામંત્ર ભણીશ કે—

" ભજ કલદાર, ભજ કલદાર, મૂઢમતે ! "

( મસ્ત ફકીર )

નિબંધના આ પાંચે પ્રકાર એના સ્વરૂપ પ્રમાણે જુદા જુદા તરી આવે છે. આ પ્રકાર લક્ષ્યમાં રહેવાથી નિરૂપણ વધારે ચોક્કસ બને છે.

## અભ્યાસ

૧. નિબંધ-લેખન એટલે શું ? નિબંધ-લેખનમાં કઈ સૂચનાઓ લક્ષ્યમાં રાખવા જેવી છે?

૨. નિબંધના કેટલા અને કયા પ્રકાર છે ? એ વિશે વિગતવાર ચર્ચા કરી દરેક પ્રકારને વિષયવાર સમઝાવો.

૩. નીચેના વિષયો ઉપર તે તે વિષય નિબંધના કયા પ્રકારમાં સમાવેશ પામી શકે છે એ બતાવી ટૂંકમાં મુદ્દા સાચવી સરળ ભાષામાં નિબંધ લખો :

મૂસળધાળ વરસાદ, શરદપૂનમની રાત, દિવાળી, રેલગાડીની મુસાફરી, ગામડાનું જીવન, શહેરી જીવન, સિનેમાગૃહની મુલાકાત; ઉચ્ચ કેળવણી, વેપારી જીવન, સિપાઈગીરી, અમલદારશાહી, ઇન્સાફની કચેરી, છાપાનો ખબરપત્રી, એરોપ્લેનનો જમાનો, વૈજ્ઞાનિક શોધખોળ, આગબોટની મુસાફરી, ટપાલ ઑફિસ, ટેલિફોન, આકાશ-દર્શન, સ્વદેશાભિમાન, શિરત, આળસુ જીવન, રોજનીશી રાખવાની ટેવ, નીરોગી જીવન, કરકસર, ઉડાઉપણું, વિદ્યાર્થીનો આદર્શ, શહેરીનો આદર્શ, મ્યુનિસિપાલિટીની સેવાઓ, લશ્કરી તાલીમ, હુન્નર-ઉદ્યોગનું શિક્ષણ, આજની કેળવણી અને ભરણપોષણ, પુસ્તકાલય, મ્યુઝિયમ, સાહસ, સભ્યતા, પુનર્લગ્ન, બાળલગ્ન, દારૂ-નિયમન, જીવનની સાદાઈ, સ્ત્રીકેળવણી, સહનશીલતા, સર્વધર્મસમભાવ, હડતાલ, રાષ્ટ્રભાષા, શિક્ષણનું

આશ્રમ, રૂકાની આત્મકથા, 'રેંટિયો'ની આત્મકથા, ટેલિવિઝન, વિશ્વશાંતિ, આબુનો વાસ, પહાડી જીવન, ફેરિયાની આત્મકથા, મારો સ્વપ્નનો અનુભવ, જાણે કે ભૂતની ઝપટમાં આવ્યા હો એવી અસર, સ્ત્રીઓ અને રાજકારણ, હિંદુ મુસલમાનનું ઐક્ય, હરિજનો અને સવર્ણ, ધર્મ અને આચાર, ધર્મ અને વિજ્ઞાન, સમાજસેવા, રાષ્ટ્રપ્રેમ, જેલજીવનના અનુભવ, નાટક અને સમાજ, નવલકથા-વાચન, શાળા-મહાશાળાની પરીક્ષા, કેળવણીના વડાની શાળાની મુલાકાત, ઈશ્વરમાં અનન્ય શ્રદ્ધા, લશ્કરી મનોવૃત્તિ, છાત્રાલયનું જીવન, મહાસભાનું અધિવેશન, પ્રદર્શન, ગામડાંનો ઉદ્ધાર, ખેતી, સંપ ત્યાં જંપ, બળિયાના બે ભાગ, વ્યાયામ, બંદરનો દેખાવ, શિવાજીનો આદર્શ, પ્રતાપ અને ભામાશા, તાજમહાલ, સાબરમતી-આશ્રમ, કાપડની મિલ, મજૂર-જીવન, શેઠ અને નોકર, અણુબૉમ્બ, વાયરલેસ તાર.

# ૧૨. અન્વયાર્થ અને વિવરણ

## ૧. અન્વયાર્થ

**સામાન્ય રીતે** ગદ્યલેખનમા વાકયમા કર્તા કર્મ ક્રિયાપૂરક ક્રિયાપદ વગેરે એના સ્વાભાવિક ક્રમમા હોય છે. પદ્યલેખનમાં આમ સર્વત્ર બની શકતું નથી. શબ્દોનો અન્વય જાળવી પદ્યકાર છંદને અનુકૂળ થવા કેટલીયે વાર વાકયમાંના શબ્દોને નિયત સ્થાન કરતા જુદે જુદે સ્થળે મૂકે છે; જેમકે—

> " આ શ્યામ મેઘ નભમા ચડતો નિહાળી
> તેમા દીસે મળા જવા થઈ વૃત્તિ તારી;
> રે ધૂમ ! અંબર-પથે ચડવા ચહે શું ?
> ને એથી આશ્રય સમીર તણો કરે શું ? " (ખોટાદકર)

—કર્તા કર્મ વગેરેના ક્રમમાં ગોઠવતા—

" નભમા આ મેઘ(ને) ચડતો નિહાળી, તેમાં મળી જવા તારી વૃત્તિ થઇ દીસે. રે ધૂમ, શું (તું) અંબરપથે ચડવા ચહે ? ને શું એથી સમીર તણો આશ્રય કરે ? "

—આ પ્રમાણે સાદું મેઘ આપી શકાય.

વાકયમાં શબ્દોનો પરસ્પરનો જે સંબંધ તેને **અન્વય** કહે છે. એ ઉપરથી એ સંબંધ પ્રમાણે શબ્દોને ઉક્તિના સ્વાભાવિક ક્રમ પ્રમાણે ગોઠવવાની ક્રિયાને પણ અન્વય (prose-order) કહે છે.

આ પ્રમાણે અન્વય સિદ્ધ કરી તે તે વાકયનો જે અર્થ કરવામાં આવે છે તેને **અન્વયાર્થ** (paraphrase) કહે છે. સામાન્ય રીતે અન્વયાર્થમાં જરૂર પડતાં વાકયરચના ફેરવીને બંધબેસતા પર્યાય મૂકી કાંઇક વિશદતાનો આશ્રય કરી સરળ રચના કરવામાં આવે છે. (પર્યાય

આપવા જતાં મૂળનો આશય લથડતો લાગે તો મૂળ શબ્દ જ રાખવો જરૂરી બને ) નમૂનોઃ—

"તું તો અજબ–વેશધારી, અનંત–રૂપવાળી, બહુરૂપિણી !
છંદ છંદ નાચે તું ન્યારી, દેવોની દુલારી, બહુરંગિણી !
પાંપણને પલકારે ભરતી ત્રિલોક તું,
અંકે મયંક–મઢ્યુ વ્યોમ તારે ઝૂકતું,
વૃંદના વિહાર તારા ત્રિભુવન વિલોકતું." (સુંદરમ્)

"અન્વયાર્થ:—હે ઘણાં રૂપ ધારણ કરનારી (વાદળી), તેં તો અજાયબી–ભરેલો સ્વાંગ ધારણ કર્યો છે. અનેક–તાલવાળી હે દેવોની કન્યા, તારી ઇચ્છા મુજબ તુ અનેરી રીતે નૃત્ય કરી રહી છે. આંખની પાંપણો પલકારો મારે ન મારે એટલામાં તો ત્રણે લોકને તું ઘૂમી વળે છે. મૃગાંક (ચંદ્રમા)ને જેમાં મઢવામાં આવ્યો છે તેવું આકાશ તારા ખોળામાં લચીને રહેલુ છે. તમે વાદળીઓ ટોળે મળી આકાશમાં અનેક પ્રકારના ખેલ કરો છો તેને ત્રણે લોક જોઈ રહ્યા છે।"

શુદ્ધ અને સ્વાભાવિક અન્વયાર્થ કર્યો હોય એનો આ નમૂનો છે.

## ૨. વિવરણ

અન્વયાર્થથી શબ્દાર્થનો બોધ થાય છે. એમાં કાવ્યના ભાવાર્થને સ્પષ્ટ કરવાની શક્તિ નથી. એ કાર્ય **વિવરણથી** બને છે. વિવરણ એટલે વિશદતાથી અર્થ સમજાવવો એ. આ સંસ્કૃત શબ્દના પર્યાય તરીકે વિવૃતિ વ્યાખ્યાન ટીકા વગેરે શબ્દ જાણીતા છે.

વિવરણનાં ત્રણ અંગ જાણીતાં છે: ૧. શબ્દટિપ્પણ ૨. મૂળ શબ્દ અને એના આવશ્યક પર્યાયથી શબ્દાર્થનું સ્પષ્ટીકરણ, અને ૩. વિષયની રજૂઆત. સામાન્ય રીતે વિવરણમા આ ત્રણે એક બીજામાં વણાયેલાં મળી આવે છે. આમ છતાં ટિપ્પણ માત્ર જુદું પણ આપી શકાય છે. ટિપ્પણથી તે તે શબ્દનું વ્યાકરણ, બીજા શબ્દ સાથેના અન્વયનો ખ્યાલ, અર્થ વગેરે આપવામાં આવે છે; વળી સમગ્ર રીતે

નહિ, પણ એકદેશને લક્ષ્યમાં લઇ આવશ્યક સ્થળે કાવ્યમાં રહેલી મઝા—રસ અલંકાર છંદ વગેરે પણ આપવામાં આવે છે.

(૧) ટિપ્પણ

અહીં એવો એક નમૂનો જોઇયે:

" એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!
પચરંગી ઓચ્છવ ઊજવ્યો'તો અન્નકૂટની વેળા!
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા!
શંખ ઘોરતા, ઘંટ ગુંજતાં ઝાલરું ઝણઝણતી.
શત–શગ કંચન–આરતી હરિવર સંમુખ નર્તતી.
દરિદ્ર દુર્બળ દીન અછૂતો અન્ન વિના અડવડતા
દેવદ્વારની બા'ર ભટકતા ટુકડા કાજ ટળવળતા!— "
( કરસનદાસ માણેક )

" ટિપ્પણ—**આંસુભીનાં**=આંસુથી ભીનાં (તૃતીયા તત્પુરુષ). **લોચનિયાં**=લોચન, આંખ; 'લોચન'નું માર્દવ બતાવવા 'લોચનિયું'. **અન્નકૂટની વેળા**=કાર્તિક સુદિ એકમને દિવસે દેવમંદિરમાં વિવિધ સામગ્રીની રસોઈ બનાવી દેવની સમક્ષ અન્નનો મોટો કૂટ=સમૂહ (ષષ્ઠી તત્પુરુષ) કરવામાં આવે છે તે વેળાએ;—અહીં સાતમીનો પ્રત્યય લુપ્ત થયો છે. **ઝાલરું**=ઝાલરો; 'ઉં' કાઠિયાવાડી બહુવચનનો પ્રત્યય—કાઠિયાવાડમાં સોરઠમાં 'ઉં' છે, 'ઉ' નહિ. **શત–શગ**=સો શિખા, વાટ (બહુવ્રીહિ); 'શિખા' એ સં. શબ્દ ઉપરથી 'શગ'. **અછૂતો**–અસ્પૃશ્ય. હરિજનોને ખાવા અનાજ નથી ત્યારે ચાંદીની ચાખડીએ ફરતા ભક્તો મોટા ખર્ચે દેવનો અન્નકૂટ કરી રહ્યા છે એ વિરોધ તરફ કવિ લક્ષ્ય ખેંચવા માગે છે. આ અસમાનતા શા માટે? છેલ્લી બે લીટીઓમાં કરુણ નામનો સંચારી ભાવ છે. "

(૨) શબ્દાર્થ-સ્પષ્ટીકરણ

ઉપર 'ટિપ્પણ'માં પણ શબ્દાર્થનું સ્પષ્ટીકરણ છે, પણ છૂટાં

છવાયા શબ્દોનું; જ્યારે અહીં વિવરણના અંગમાં રહી 'અન્વયાર્થ'નો ખ્યાલ આપતાં આપતાં ભાવાર્થનો ખ્યાલ આપવો એ અભીષ્ટ છે. 'શબ્દાર્થના સ્પષ્ટીકરણ'માં વચ્ચે વચ્ચે વિષયની રજૂઆત પણ થતી જાય છે; કાવ્યની મઝા—રસ અલંકાર અને છંદનો પણ 'જરૂર પડતાં ખ્યાલ આપવામાં આવે છે. નીચે એક નમૂનો જોઈએ :

આંધી

" વિશ્વોના ગોળ ફૂટે, ગ્રહગણ ગબડે, ધૂમકેતુ વછૂટે
ને આખીયે ધરિત્રી થરથરી ઊઠતી કારમાં કંપનોથી.
અદ્રિનાં શૃંગ તૂટે, સરિતગણ છળે, વાયુનાં વ્હેણ ગાજે,
સિંધુમાં આભ ડૂબે, સકળ દિશ તણી ચેતનાઓ ઠરાતી.
શું આ અંધાર-સેના, યમગણ ઊમટ્યા, સૃષ્ટિનાં પાપ રૂઠ્યાં?
વંકાળે પ્રજાળે અસત-સત તણા પુંજને એક સાથે ?
વિશ્વે આંધી ચડી કે પ્રલય શરૂ થયો, રુદ્રનું નેત્ર ખૂલ્યું,
કે આ સંઘર્ષણોમાં મતિ ગતિ થિર ના માનવીનાં રહે છે ?
ના એ આંધી, નથી એ પ્રલય, નહિ વળી રુદ્રનું નેત્ર ખૂલ્યું,
ઉત્ક્રાંતિની સવારી અદમ અજય એ વિશ્વમાંગલ્ય-ભર્ત્રી.
આજે એના મુખે છો કપરી પ્રસવની વેદના ને અશાંતિ,
જેથી સંક્ષુબ્ધ ભાસે, તદપિ ઝળહળે ભાવિ એનું પ્રસન્ન.
નડ્યે આભાસ-શાંતિ, સબલ વિમલ'સત્ શાંતિ ઉત્ક્રાંતિ કેરી
રૂડા સંઘર્ષ વાગી મનુજ-હૃદયના ભાવનું ઐક્ય થાયે
(રામપ્રસાદ શુક્લ)

" વિશ્વોના ગોળ=અનેક વિશ્વોના ગોળા, વિશ્વમંડલો ફૂટે=પોતાના સ્થાન ઉપરથી તૂટી પડે; ગ્રહગણ=ગ્રહો તારાઓ આકાશમાંથી ગબડે=પોતાના સ્થાનમાં વિચલિત થાય; ધૂમકેતુ=પૂંછડિયા તારા આકાશમાં ન હોય ત્યાંથી નીકળી જોરથી આગળ વધતા દેખાયા કરે. આવાં વિચિત્ર કાર્યોથી થતાં કારમાં કંપનો=ધરતીકંપ, એને લીધે આખીય ધરિત્રી=સમગ્ર પૃથ્વી ધ્રુજધ્રુજી

**ઊઠતી**=પોતાના પેટાળમાં ગાજી ઊઠે; **અદ્રિનાં શૃંગ**=પહાડોનાં શિખર **તૂટે**=નીચે પડે; **સરિતાગણ**=નદીઓના સમૂહ **છળે**=છેતરે એટલે કે ઊલટા પ્રવાહે ચાલવા લાગે; **વાયુનાં** વ્હેણ=પવનના પ્રવાહ **ગાજે**=ગર્જના કરે, પવનના ભારે સખત સૂસવાટા વાય. **આભ**=( સં. અભ્ર, પ્રા. અબ્ભ ) વાદળું કે આકાશ **સિંધુમાં**=સાગરમાં જાણે કે **ડૂબે**=ડૂબી જતું હોય, અને **સકલ દિશ તણી** બધી દિશાઓની **ચેતના**=ચૈતન્ય બળ=ઉજ્જવલતા **હરાતી**=ચાલી જતી હોય. દિશાઓ તદ્દન ઝાંખી થઈ જતી હોય.

**અંધાર-સેના**=ચારે ગમથી અંધારું અંધારું પ્રસરાવતી કુદરતનાં પેલાં અંગોરૂપી સેના ચાલી આવે છે કે **યમગણ**=યમરાજ મૃત્યુદેહના સમૂહના •સમૂહ **ઊભરાયાં**=ઊમટી પડ્યા છે—બહાર ઝડપથી ધસ્યા આવે છે, કે **સૃષ્ટિનાં પાપ રૂઠ્યાં**=જગતનાં પાપ આવીને કોપી ઊઠ્યાં છે? **અસત–સત તણા પુંજને**=ખોટા દિલના અને સાચા દિલના પાપી અને નિષ્પાપ લોકોના સમૂહને **એક સાથે**=એકી સાથે જ સૌને એક સમયે જ **વહ્નિજાળે**=અગ્નિની જ્વાલાઓથી **પ્રજાળે**=સળગાવી રહ્યાં છે? આ તે **વિશ્વે આંધી ચડી**=કોઇ અચિંત્ય કારણે જગતમાં અંધકાર વ્યાપી ગયો છે કે **રુદ્રનું નેત્ર ખૂલ્યું**—મહાદેવનું પ્રલયકારી અગ્નિજ્વાલામય ત્રીજું **નેત્ર**=નયન જે ભાલપ્રદેશમાં છે તે ખૂલ્યું=ઊઘડ્યું કે છે શું? અથવા તો **માનવીના આ સંઘર્ષણોમાં**=મનુષ્યોને આ અનેક પ્રકારની સામસામી અથડાતી આપત્તિ આવી પડી છે તેમાં માનવીની **મતિ**=બુદ્ધિ અને **ગતિ**=હિલચાલ **થિર ના રહે છે**=સ્થિર રહી શકતી નથી શું?

કાંઈક 'ઉદાત્ત' અલંકારને વ્યક્ત કરતી સૉનેટની ૧લી કડીમાં કવિ જગતમાં અનેક વખતે આવતી આપત્તિનો ખ્યાલ આપે છે. એમ કરવાને બીજી કડીમાં 'સસંદેહ' અલંકારનો કાંઈક આશ્રય કર્યો છે. આ બધું આવ્યા જ કરે છે, એ સૃષ્ટિના ક્રમને અનુસરીને કવિ કહે છેઃ

એ આંધી-ના, એ પ્રલય નથી, વળી રુદ્રનું નેત્ર નહિ ખૂલ્યું—રુદ્રનું ત્રીજું નેત્ર ખૂલવાથી થતી પરિસ્થિતિ જેવું અહીં કશું નથી; એ તો ઉત્ક્રાંતિ=વિશ્વનું સ્વાભાવિક ઉત્ક્રમણ (evolution) એની અદમ=અદમ્ય કોઇથી દાબી ન દબાય એવી, અજય=અજેય કોઈથી જીતી જિતાય નહિ એવી વિશ્વમાંગલ્યભર્ત્રી=જગતના મંગળપણાને ભર્યે જતી—મંગલપણું જ સાધતી આ સવારી=આગમન છે. આમ 'ઉદાત્ત' અલંકાર વ્યક્ત થાય છે.

એના=જગતના મુખે=મોઢા ઉપર આજે છો=ભલે પ્રસવની નવી નવી ઉત્ક્રાંતિની વેદના=પીડા, અનેક પ્રકારના ફેરફાર અને તેથી અશાંતિ=શાંતિનો અભાવ હોય, જે શાંતિના અભાવ વગેરેથી આ બધું સંક્ષુબ્ધ ભાસે=ખળભળી ઊઠેલું દેખાય છે. તદપિ=આમ છતાં પણ એનું ભાવિ પ્રસન્ન ઝળહળે=એનું ભવિષ્ય ખુશમીજાજ રીતે પ્રકાશતું જોવામાં આવશે. આ શાંતિ=એ માત્ર આભાસ-શાંતિ=દેખાતી માત્ર શાંતિ છે એવું તો માત્ર જાડ્યે=જડતાને લીધે જ લાગે છે. બાકી તો એ ઉત્ક્રાંતિની પ્રબળ=બળવાન અને વિમલ=શુદ્ધ સત્—શાંતિ કહે છે. એ સત્—શાંતિના જ પ્રતાપે કૂડા સંઘર્ષ—કપટમય અથડામણ વામી=દૂર ફગાવાયા પછી મનુજ-હૃદયના ભાવનું—મનુષ્યના નિર્મળ હૃદયના ભાવનું ઐક્ય=એકતા થાયે-થાય—થશે."

[ આ ટિપ્પણમાં શબ્દોની વ્યુત્પત્તિ, પરસ્પરના સંબંધ એ વગેરે પણ આપી શકાય. અહીં સ્થળસંકોચે એ જતા કર્યા છે. વળી આ સ્રગ્ધરા છંદ છે તેનું માપ "સાતે સાતે વિરામી મરભનયયયે સ્રગ્ધરા છે કહેલી" એ છે. અને આ અંગ્રેજી કાવ્યપ્રકારમાંનો સૉનેટ નામનો કાવ્યપ્રકાર છે. આ સૉનેટના જે પેટ્રાર્કન શેક્સપીરિયન અને મિશ્ર એવા ત્રણ પ્રકાર છે તેમાંના દેહ—લક્ષણથી પેટ્રાર્કનમાં જતો પણ પ્રાસને કારણે મિશ્ર પ્રકારમાં જતો આ પ્રકાર છે. પહેલા અષ્ટકમાં વિષયનિરૂપણ અને પછીના

ષટ્કની ૪ લીટીમાં પલટો સાધી છેલ્લી બે લીટીમાં ચોટ સાધી છે એ વગેરે વાત ઉમેરી શકાય. ]

(૩) વિષયની રજૂઆત

ઉપર શબ્દાર્થના સ્પષ્ટીકરણ સાથોસાથ વિવરણનું આવશ્યક અંગ 'વિષયની રજૂઆત' જરૂરી છે ઉપરના જ કાવ્યના વિષયની રજૂઆત અહીં નમૂના તરીકે લેવાથી આ કાવ્યનું વિવરણ આપણે સંપૂર્ણ જોઈ શકીશું. શ્રી. ઉમાશંકર જોશીએ આ કાવ્યના વિષયની રજૂઆત આ રીતે કરી છે :

" 'આંધી' એ સોનેટ એક મોટી ભાવના આપણી આગળ રજૂ કરે છે. વિશ્વમાં ગમે તેવા વંટોળ જાગે, ગમે તેવા ફેરફાર થાય, તોપણ આપણે બેચેની અનુભવવી જોઈએ નહિ. આપણી શાંતિ ચાલી ગઈ એમ ગણી વ્યાકુળ થવું જોઈયે નહિ, કેમકે આપણા જીવનમાં ઘણી વાર શાંતિ જેવું જે કાંઈ દેખાતું હોય છે તે સાચી શાંતિ હોતી નથી, જડતાભરેલી 'આભાસ-શાંતિ' જ હોય છે. ઊલટું, એ જડતાને ખંખેરી નાખવા વંટોળિયા જાગે, પરિવર્તનો થાય તો એમાં સાચી અને સબળ શાંતિનાં બીજ રહેલાં છે. ઉત્ક્રાંતિ ( વિકાસ evolution )ની આ શાંતિને કવિ 'સત્-શાંતિ' કહીને ઓળખાવે છે, કેમકે એમાં સૌ માનવજાતના કલહોનું શમન થઈ ગયું હશે અને એકતા ભાવ એણે જન્માવ્યો હશે...માનવ જાત યુદ્ધે ચડે છે, કેટલીક વાર કુદરતી પ્રકોપો માનવો ઉપર ગુજરે છે ત્યારે ઉપરની ભાવના એ જ આપણું એક આશ્વાસન છે. વિષયનિરૂપણ સોનેટના અષ્ટકમાં છે. પ્રથમ ચાર લીટીમાં આંધીના દેખાવનું વર્ણન કરી બીજી ચારમા પ્રશ્નોની મદદથી અલંકાર-વાણીમાં તેનું દર્શન કરાવ્યું છે. ષટ્કની શરૂઆતમાં અગાઉના પ્રશ્નોનો ઉત્તર ગૂંથીને કાવ્યમાં એકાએક પલટો સાધ્યો છે. પછી તરત જ કવિ ભાવનાનો સ્ફોટ કરી દે છે. આખરની પંક્તિ-

ઓગા-ખાસ કરી ૧૩ મીમાં ચોટ સાધી છે. આરોહ-અવરોહવાળા લાંબા સ્રગ્ધરા છંદની પસંદગી વિષયને ઘણી જ અનુરૂપ છે. "

( સાહિત્ય-પલ્લવ, ભાગ ૩ જો. પૃ. ૧૧૬ )

આ પ્રમાણે મૂર્ત થતા વિવરણના પરિણામમાં એક મહત્ત્વનો વિષય ગુજરાતી સાહિત્યમાં આજે મળી આવે છે તે પ્રસિદ્ધ થતાં પુસ્તકોનું **અવલોકન** છે. આને આપણે **સમીક્ષા** પણ કહિયે છિયે. આજે આ દિશામાં ખૂબ પ્રગતિ થઈ છે, વસ્તુના વિષયને પકડી એના ગુણદોષની ચર્ચા એ આ અવલોકનોનું પ્રધાન લક્ષણ છે. સાહિત્યકીય વગેરે દૃષ્ટિએ આ અવલોકન ગુજરાતી સાહિત્યના ઘડતરમાં એક ઉપયોગી અંગ આજ તો બની ગયું છે.

## ૩. સમજૂતી

સમગ્રપણે ઉપર વિવરણનો ખ્યાલ આપ્યા પછી આપણે ત્યાં હાલ પ્રચલિત એક વસ્તુ તરફ નિર્દેશ કરવો આવશ્યક બને છે. વિવરણના અંગમાં સમાવિષ્ટ થતો આ વિષય તે **સમજૂતી** છે. પ્રશ્નપત્રોમાં ગદ્ય તેમજ પદ્ય ફકરાઓની એકલી યા તો પૂર્વાપર સંબંધ માગી સમજૂતી માગવામાં આવે છે. પૂર્વાપર સંબંધ જ્યાં માગવામાં આવ્યો હોય છે ત્યાં જો એ સંબંધ ન આપવામાં આવે તો તેથી સમજૂતી અધૂરી રહે છે, કેમકે ગદ્યખંડ કે પદ્યખંડથી જે સમજવાનું હોય છે તે ખંડના શબ્દોથી વ્યક્ત થતું નથી. આવી પૂર્વાપર સંબંધવાળી સ્થિતિ નથી હોતી ત્યાં તો સામે આવેલા ગદ્યખંડ કે પદ્યખંડની જ તેટલા માત્રની સમજૂતી પર્યાપ્ત થઈ પડે છે. 'સમજૂતી'ને જ લક્ષ્ય કરી અહીં એક આખું કાવ્ય જ નમૂના તરીકે લઇયે :

ભગ્ન સ્વપ્નની નાવ

" મારી નાવ કરે કો પાર ?

કાળાં ભમ્મર જેવા પાણી, જુગ જુગ સંચિત રે અંધાર,
સૂર્ય ચંદ્ર નહિ, નહિ નભ જ્યોતિ, રાતદિવસ નહિ સાંઝ સવાર !

મારી નાવ કરે કો પાર ?

ભાવિના નહિ પ્રેરક વાયુ, ભૂત તણો હાબે ઓથાર,
અધડૂબી દીવાદાંડી પર ખાતી આશા મોજ પછાડ!
મારી નાવ કરે કો પાર?
નથી હીરા, નથી માણેક મોતી, કનક તણો નથી એમાં ભાર.
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા તારી કોણ ઉતારે પાર?
મારી નાવ કરે કો પાર?"
(ઝીણાભાઈ દેસાઈ)

શ્રી. ઝીણાભાઈ દેસાઈએ જ પોતાના આ ગીતની સમજૂતી આપી છે; જેવી કે—

"× × ગીતમાં જીવનરૂપી નાવનું વર્ણન છે. એની શી દશા છે? સૂર્ય કે ચંદ્રનું કિરણ સરખું જોવા મળતું નથી. યુગયુગનો અંધકાર ત્યાંસે ખડકાયો (સંચિત) છે. આસપાસનાં કાળાં પાણી ઘૂઘવે છે. શુભ ભાવિષ્યરૂપી અનુકૂળ પવન નથી. ઊલટું, ભૂતકાળનો ભાર (ઓથાર) ડુબાડી દે એટલું દબાણ કરે છે. દીવાદાંડી અરધી પાણીમાં છે અને એની ઉપર પછડાઈને આશાના ચૂરેચૂરા થઈ જાય એ સ્થિતિ છે. આવા સંજોગોમાં જીવનનાવને તરીને પાર ઊતરવું લગભગ અસંભવિત છે. પણ ન ઊતરે તોયે શું? એવી શી મોટી ખોટ આવી જવાની હતી? એમાં ઓછાં જ હીરામાણેક –મોતી કે સુવર્ણ છે? કવિ કહે છે: ના, એવું કશું જ નથી; છે માત્ર ભાંગેલાં સ્વપ્નાંના ખંડખંડ થઈ ગયેલા ટુકડા; એને તે તારીને કોણ પાર ઉતારે? આમ અગાધ વેદનાનું આ ગીત છે. વેદના કવિતાકારે ગાવામાં આવતાં મધુર બની જતી લાગે છે? એ પ્રશ્ન નિરાંતે કોક વાર વિચારવા જેવો છે."

(સાહિત્ય–પલ્લવ, ભા. ૨ જો, પૃ. ૮૪)

અહીં એક ગદ્યખંડ લઈયે:

હૃદયનો હક

"વિશ્વની દૃષ્ટિએ જોતાં આ વિશાળ વિશ્વમાં કોઈ પણ વ્યક્તિનું મરણ હિસાબમાં ગણવા જેવી વસ્તુ નથી, કેમકે પ્રતિ-

ક્ષણે આ વિશ્વરૂપી ગહન વનમાં અસંખ્ય પાદડાં ખરે છે અને અસખ્ય નવા જન્મે છે. × × × પણ વિશ્વવિરુદ્ધ મનુષ્યને પોતાના હૃદયનો હક પણ રજૂ કરવાનો અધિકાર છે. એ રીતે જોતાં 'હું' અને 'મારું' પણ અવગણવા જેવા પદાર્થ નથી, બલકે એની સ્વાભાવિકતાથી એ દૃષ્ટિ મનુષ્યને અધિક હૃદયંગમ અને રુચિકર થાય છે. ભલે એ દૃષ્ટિ મનુષ્યની ઊંચી ભાવના સાથે અસંગત હોઈ વસ્તુતઃ અયથાર્થ ગણાય, પણ મનુષ્યની સાધારણ મનુષ્યતા તો એમાં જ રહે છે એમ કહેવામા ખોટું નથી,"

(સ્વ. આનંદશંકર બા. ધ્રુવ)

આ ગદ્યખંડની સમજૂતી આમ હોઈ શકે:

"વિશ્વ કેટલું બધું વિશાળ છે! એમાંના એક નાનાશા આ પૃથ્વી નામના ગ્રહ ઉપર પણ કેટલાં બધાં માનવ પ્રાણી વસે છે! આ અબજોની સંખ્યાનાં માનવોમાંથી એકાદ વ્યક્તિ મરી જાય તો તેથી શું ઓછું થવાનું હતું? વનનાં અનેક વૃક્ષોને અનેક પાંદડાં હોય તેઓમાંથી ક્ષણે ક્ષણે પાંદડાં ખરતાં જ રહે છે. એવાં અનેક પાંદડાં ખરતાંયે એ વૃક્ષો પાંદડાંથી ભર્યાં ને ભર્યાં છે; તેમ એકાદ મનુષ્ય મરી જાય તો તેથી પૃથ્વીની માનવસંખ્યાને કાંઈ હાનિ પહોંચવાની નથી! એટલે મનુષ્ય 'હું' અને 'મારું' કરી ફરતો હોય તો એ તદ્દન નિરર્થક છે. આમ સમષ્ટિથી જોતાં માનવની વિશ્વ સમક્ષ કાંઇ ગણતરી નથી." આમ છતાં મનુષ્યના એક મનુષ્ય તરીકેના અસ્તિત્વને ટાળી શકાય એમ નથી. મનુષ્યમાં 'હું મનુષ્ય છું અને મનુષ્ય તરીકે મારું આ છે' એવું વાજબી સ્વાભિમાન હોય તો એને અવગણી શકાય નહિ; ઊલટું, માનવ તરીકેની એ વિશિષ્ટતાના ખ્યાલનું સ્વાભાવિકપણું જોતાં એ જાતની ભાવના માનવને જરૂરી હોઈ હૃદયને આનંદ દેનારી થઈ પડે છે; માટે જ એના તરફ સદ્ભાવ રહે છે. આધ્યાત્મિક દશામાં 'આ સર્વ કાંઇ પ્રભુરૂપ છે' એ ભાવનાની તુલનામાં આ

'હું' 'મારું'ની કીમત નથી અને તેથી આદરપાત્ર નથી; પણ માનવ માનવ જ એવી સર્વસામાન્ય ભાવનાની દૃષ્ટિએ તો એવા 'હું' અને 'મારું'ને ખોટાં ન કહી શકાય.; બલ્કે એને લોકદૃષ્ટિએ તજવાં પણ યોગ્ય નથી. જગતમાં માનવ તરીકે જીવવામાં એની જરૂર છે; એમાથી જ સ્વદેશાભિમાનની પવિત્ર ભાવના જન્મી પોષાય છે."

## અભ્યાસ

૧. અન્વય એટલે શું? બે ઉદાહરણ આપી અન્વય કરી બતાવો.

૨. અન્વય અને અન્વયાર્થનો ભેદ બે ઉદાહરણ આપી સમઝાવો.

૩. શબ્દાર્થ અને ભાવાર્થનો ભેદ એક ઉદાહરણ આપી સમઝાવો.

૪. વિવરણ એટલે શું? વિવરણનાં અંગોની સ્વ. નરસિંહરાવના 'મંગલ મંદિર ખોલો' એ કાવ્યને ઉદાહરણ તરીકે લઈ ચર્ચા કરો.

૫. સ્વ. કાંતના 'સાગર અને શશી' એ કાવ્યમાંના જરૂરી અઘરા શબ્દો ઉપર ટિપ્પણ લખો.

૬. શ્રી. ઉમાશંકર જોશીના 'હોડીને દૂર શું? નજીક શું?' એ કાવ્યનો વિષયનિર્દેશ કરી એનું શબ્દાર્થ-સ્પષ્ટીકરણ કરો.

૭. શ્રી. ઉમાશંકર જોશીના 'ભોમિયા વિના' એ કાવ્યની પ્રત્યેક કડીની જુદી જુદી સમઝુતી આપો.

૮. નરસિંહ મહેતાના 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એ પદનું સંપૂર્ણ વિવરણ લખો,

૯. 'કલાપી'ના 'આપમાતા' કાવ્યમાં કવિનું જે ધ્યેય છે તે ટૂંકમાં સમઝાવો.

## ૧૩. પિંગળ-પરિચય

કવિ દલપતરામે કહ્યું છે કે:

> પિંગળ-પાઠ પઢ્યા વિના કાવ્ય કરે કવિ કોઈ,
> વળી વ્યાકરણ વિના વદે; વાણી વિમળ ન હોય.

વાણીને વિમળ=શુદ્ધ, કરવાને માટે જેમ વ્યાકરણનો અભ્યાસ જરૂરી છે તે જ પ્રમાણે કવિતા-રચના માટે પિંગળનું જ્ઞાન અનિવાર્ય છે.

પિંગળ એટલે જેમાં છંદોનાં લક્ષણ સમઝાવવામાં આવે છે તે શાસ્ત્ર. એમ કહેવાય છે કે પિંગલાચાર્ય નામના એક પ્રાચીન વિદ્વાન થઇ ગયા તેમણે લોકમાં પ્રચારમાં આવેલા છંદોનું એ કાળે માપ નક્કી કરી આપ્યું અને ત્યારથી છંદઃશાસ્ત્ર ચોક્કસ થયું. એમના નામ ઉપરથી પછી છંદઃશાસ્ત્રને જ 'પિંગળ'નું નામ મળ્યું છે. છંદશાસ્ત્રનો વિકાસ એ પછીથી ખૂબ જ થયો છે.

અક્ષરોના ઉચ્ચાર પ્રમાણેના માપ ઉપરથી ચોક્કસ સંખ્યામાં જુદા જુદા છંદ પ્રચારમાં આવ્યા છે. સંસ્કૃત છંદઃશાસ્ત્રમાં ૧ થી ૨૬ અક્ષરના માપ સુધીના છંદો વિશે માહિતી મળે છે. પ્રાથમિક જ્ઞાન લેવા ઇચ્છનારે કાંઈ એટલે ઊંડે જવાની જરૂર નથી. એમને તો માત્ર ચાલુ પરિચયમાં આવતા છંદો વિશેની જ માહિતી જરૂરી છે.

આપણે ત્યાં વપરાતા છંદોના મુખ્ય બે પ્રકાર છે: અક્ષરમેળ અને માત્રામેળ. અક્ષરમેળ છંદને 'વૃત્ત' કહે છે; માત્રામેળને 'જાતિ' કહે છે.

### ૧. અક્ષરમેળ વૃત્તો

#### અક્ષરોનાં માપ

અક્ષરોના ઉચ્ચાર પ્રમાણે એના બે ભાગ કરવામાં આવ્યા છે: જે અક્ષર કોઈ હ્રસ્વ સ્વર સાથે ભળ્યો તે 'લઘુ', ને દીર્ઘ સ્વરથી

યુક્ત હોય તે 'ગુરુ' કહેવાય છે; જેમકે 'નમન', 'સુરભિ', એમાં ત્રણે અક્ષર લઘુ છે, અને 'ચોપાટી' એમાં ત્રણે ગુરુ છે.

જોડાક્ષર કે અનુસ્વારની પહેલાંનો હ્રસ્વ સ્વર થડકાય તો એવા હ્રસ્વ સ્વરને પણ 'ગુરુ' ગણવામાં આવે છે; જેમકે 'શક્તિ', 'કંપ' : એમાં 'શ' અને 'ક' પોતે લઘુ હોવા છતાં થડકાઈને ગુરુ બને છે : શક્ + તિ, કમ્ + પ.

હ્રસ્વને માટે 'લઘુ' = 'લ' કે 'લ' સંજ્ઞા ને દીર્ઘને માટે 'ગુરુ'='ગ' કે 'ગા' સંજ્ઞા રાખેલી છે. લઘુની નિશાની ˘ અને ગુરુની નિશાની ‾ છે.

આ લઘુ ગુરુના ચોક્કસ માપ પ્રમાણે જ્યારે છંદની પ્રત્યેક લીટીમાં અમુક અક્ષરો ગોઠવાઈ આવે ત્યારે એક માપ તૈયાર થાય. આવી એક લીટીને 'ચરણ' કહે છે.

થોડા અક્ષરોનાં ટૂંકાં ચરણ હોય તો તો આપણે લઘુ-ગુરુનાં સ્થાન સરળતાથી જોઈ-જાણી શકિયે, પણ વધુ અક્ષરોનાં ચરણ જોવા-જાણવાની તો મુશ્કેલી પડે. એ માટે છંદઃશાસ્ત્રમાં આ લઘુ ને ગુરુ અક્ષરોને ત્રણ ત્રણના જૂથમાં આઠ રીતે ગોઠવ્યા છે. આ આઠ 'ગણ' કહેવાય છે. આ નીચે તે તે ગણનાં નામ ને રચના ડાબી બાજૂ આપ્યાં છે અને જમણી બાજૂ એને સરળતાથી યાદ રાખવા માટે ઉદાહરણ સાથે રચેલી કવિતા આપી છે :

| | | |
|---|---|---|
| મ ગણ | ગા ગા ગા : | 'મામાજી' તો મગણ, |
| ય ગણ | લ ગા ગા : | 'યશોદા' યગણ પ્રમાણો; |
| ર ગણ | ગા લ ગા : | લહો 'રામજી' રગણ; |
| સ ગણ | લ લ ગા : | સગણ 'સરિતા'ને જાણો; |
| ત ગણ | ગા ગા લ : | 'તાખાર' લહો તગણ; |
| જ ગણ | લ ગા લ : | જગણમાં 'જકાત' માનો; |
| ભ ગણ | ગા લ લ : | ભગણે 'ભારત' લહો; |
| ન ગણ | લ લ લ : | નમન 'નગણે' જ પ્રમાણો. |

દરેક ગણની સામે આમ તે તેના લઘુગુરુ ને પછી દાખલા આપ્યા છે.

પ્રત્યેક છંદનુ લક્ષણ આપવામાં ત્રણત્રણ અક્ષરના આ 'ગણ'નો અને વધારાના અક્ષરોના 'લ' 'ગા'નો ઉપયોગ કરવામાં આવે છે. આવી રીતે જે અક્ષરમેળ છંદ ત્રણત્રણ અક્ષરના ગણથી નક્કી કરવામાં આવ્યા છે તેઓને 'ગણમેળ' કહેવામાં આવે છે. ગણમેળ છંદોને 'વૃત્ત' કહે છે. 'છંદ' એ સર્વસામાન્ય સંજ્ઞા છે.

### બીજી પરિભાષા

આ ઉપરાંત બીજી કેટલીક પરિભાષા પણ જાણવી જરૂરી છે.

**ચરણ કે પાદ :** પ્રત્યેક છંદનું જે માપ તે 'ચરણ' કે 'પાદ' કહેવાય છે.

**કડી કે શ્લોક :** સામાન્ય રીતે ચાર ચરણોની એક કડી થાય. એને સંસ્કૃતમાં 'શ્લોક' કહેવામાં આવે છે.

**યતિ :** શ્લોકની બધી લીટીઓ કાંઈ એકી સાથે બોલી શકાતી નથી; પરંતુ દરેક ચરણને અંતે તેમજ ચરણમાં વચ્ચેના ભાગમાં અમુક અમુક સ્થળે થોડો વિરામ લેવામાં આવે છે. આને 'યતિ' કહે છે; જેમકે મંદાક્રાંતા છંદમાં

ગાગાગાગા લલલલલલગા ગાલગાગાલગાગા

એમ ત્રણ કટકામાં વચ્ચે બે યતિ આવે છે, અંતે એક છે.

**સમ:** દરેક કડીની બેકી પંક્તિને 'સમ' ચરણ કહેવામાં આવે છે.

**વિષમ :** દરેક કડીની એકી પંક્તિને 'વિષમ' કહેવામાં આવે છે.

**સમછંદ :** જેમાં ચારે ચરણ સરખાં હોય તેને 'સમ છંદ' કહે છે.

**અર્ધસમ છંદ :** જે છંદમાં વિષમ એટલે એકી ચરણ સરખાં હોય, અને તેનાથી જુદા માપનાં સમ એટલે બેકી ચરણ સરખાં હોય તેવા છંદને 'અર્ધસમ છંદ' કહે છે.

**વિષમ છંદ :** જેમાં ચારે ચરણ જુદાં હોય તેને 'વિષમ છંદ' કહે છે.

**અંકોની પરિભાષા:** દરેક ચરણમાં યતિ કેટલામે અક્ષરે પડે છે એ બતાવવા માટે છંદનાં શાસ્ત્રીય લક્ષણ વર્ણવતાં એમાં અંકવાચક શબ્દો વાપરવામાં આવે છે; જેવા કે

૧ માટે ચંદ્ર, પૃથ્વી, નાક, આત્મા;

૨ માટે નેત્ર, કર્ણ, કર, યુગ્મ, શૃંગ, પક્ષ;

૩ માટે લોક, અગ્નિ, ગુણ, નાડી, રામ, કાળ;

૪ માટે વેદ, વર્ણ, યુગ, મુક્તિ, આશ્રમ, સેના;

૫ માટે પાડવ, ઇંદ્રિય, દેશ, બાણ, ભૂત, યજ્ઞ;

૬ માટે રસ, ઋતુ, દર્શન, શાસ્ત્ર, ચક્ર, રાગ, વેદાંગ;

૭ માટે મુનિ-ઋષિ, હય-અશ્વ, સમુદ્ર, દ્વીપ, ધાતુ, વાર;

૮ માટે વસુ, ગિરિ, સિદ્ધિ, દિગ્ગજ;

૯ માટે ગ્રહ, નિધિ, ખંડ, નંદ (રાજા); ૧૦ માટે દિશા; ૧૧ માટે શિવ-રુદ્ર; ૧૨ માટે સૂર્ય; ૧૩ માટે યક્ષ; ૧૪ માટે ઇંદ્ર, વિદ્યા, રત્ન; ૧૫ માટે તિથિ; ૧૬ માટે કળા, શૃંગાર; ૧૮ માટે પુરાણ.

આ લેખમાં જે લક્ષણ દર્શાવ્યાં છે તેઓમાં આમાંની સંજ્ઞાઓ ક્યાંક ક્યાંક વાપરેલી છે; નીચે તરત એનો આંક પણ આપેલો છે.

ગણમેળ વૃત્તો

૧ થી ૭ સુધીના અક્ષરના અત્યંત ટૂંકા અને અપ્રચલિત છંદોની રચના છોડી દઇને પ્રચલિત છંદોથી આપણે શરૂ કરિયે.

૮ અક્ષરનો **પ્રમાણિકા** છંદ: લક્ષણ—'પ્રમાણિકા જરે લગે.'[૧]

એમાં 'જરે લગે'નો અર્થ આ પ્રમાણે—જ=જગણ, ર=રગણ, લ એટલે લઘુ અને ગ એટલે ગુરુ; એટલે કે જગણના ત્રણ, રગણના ત્રણ, એક લઘુ અને એક ગુરુ એમ આઠ અક્ષરનો 'પ્રમાણિકા' છંદ થાય છે: એ છંદનું માપ નીચે મુજબ:

---

૧. આપણા પ્રચલિત છંદોનાં આ લક્ષણ 'વૃત્તમંજરી' નામના મારા છંદ:શાસ્ત્રના ગ્રંથમાંથી લીધાં છે. તે તે લક્ષણ પોતે જ તે તે છંદનું એક ચરણ છે આ લક્ષ્યમાં લેવાથી છંદ યાદ કરવો સહેલો થઇ પડશે.

લૅગા લૅ, ગા લૅગા, લૅ,ગા
હસે રમે ભમે જમે
લડે વઢે પડે ખડે
તથાપિ મેલ ચિત્તમાં
કદી ન બાળકો ધરે. (કે. કા. શાસ્ત્રી)

૧૧ અક્ષરનો ઇંદ્રવજ્રા : માપ—'છે ઇંદ્રવજ્રા ત ત જે ગ-એથી.'

'ઇંદ્રવજ્રા છંદ' 'ત ત જે ગ-એ' એટલે તગણ, તગણ, જગણ, અને છેલ્લા બે ગુરુ, એમ મળી ૧૧ અક્ષરથી થાય છે.

ગા ગા લૅ, ગા ગા લૅ, લૅ ગા લૅ, ગા, ગા
નીલાં હતાં ઘાસ બધાં જ ફૂટ્યાં,
તાજાં બની કૈં ઝરણાં કુદંતાં,
ગાતી હતી વાંસળીઓ ફરીથી
આશ્ચર્ય જેવી દુનિયા બની'તી. (કલાપી)

૧૧ અક્ષરનો ઉપેંદ્રવજ્રા : માપ—'ઉપેંદ્રવજ્રા જ ત જે ગ-એથી.'

આ છંદ જગણ, તગણ, જગણ, ગુરુ, ગુરુ-એમ ૧૧ અક્ષરથી થાય છે. ઝિણવટથી જોઈએ તો 'ઇંદ્રવજ્રા'નો પહેલો અક્ષર ગુરુને બદલે લઘુ હોય તે 'ઉપેંદ્રવજ્રા.'

લૅ ગા લૅ, ગા ગા લૅ, લૅ ગા લૅ, ગા, ગા
સમીપનાં વૃક્ષ પ્રતીપવેગે
સરી જતાં દૃષ્ટિ સમક્ષથી, રે!
પરંતુ પેલી ક્ષિતિજે જણાતી
હતી સરંતી વનરાજિ સાથે. (ઉમાશંકર)

ઉપજાતિ : 'ઇંદ્રવજ્રા'નાં ચરણોમાં 'ઉપેંદ્રવજ્રા'નાં ચરણ ભેળસેળ થવાથી 'ઉપજાતિ' નામનો મિશ્ર છંદ બને છે; જેમકે—

અનંત વિશ્વે લઘુ બિંદુ પૃથ્વી-
પરે હું ચૈતન્ય તણો જ બિંદુ,
ચૈતન્યશાળી. થઉં ચેતનાનો
પ્રસાદ સીંચું જડમાં ઘણું તો. (સુંદરમ્)

ચાર ચરણોમાં 'ઉપેંદ્રવજ્રા' અને 'ઇંદ્રવજ્રા'નાં ચરણ ગમે તેમ મિશ્ર થઈ શકે છે. આવાં આવાં ૧૪ પ્રકારનાં મિશ્રણ થાય છે.

૧૧ અક્ષરનો **રથોદ્ધતા** : 'રનરે લગ રથોદ્ધતા બને.'
રગણ, નગણ, રગણ, લઘુ અને ગુરુ–આમ ૧૧ અક્ષરથી.

ગા લૅ ગા, લૅ લૅ લૅ, ગા લૅ ગા, લૅ, ગા
દૈવપ્રાપ્ત અકુલીનતા તણા
શ્યામ તાર મહીં ભાત પૂરીને
પૌરુષે ઝળકતાં સુકાર્યની
શો અપૂર્વ કિનખાબ તેં વણ્યો. (સુંદરમ્)

૧૧ અક્ષરનો **સ્વાગતા** : 'સ્વાગતા રનભ બે ગુરુ સાથે.'
રગણ, નગણ, ભગણ, ગુરુ, ગુરુ–આમ ૧૧ અક્ષરથી.

ગા લૅ ગા, લૅ લૅ લૅ, ગા લૅ લૅ, ગા, ગા
દ્રૌપદી હૃદયમાં બહુ પીડા
પામતી સ્વજન સામું નિહાળે.
રાય, અર્જુન વદે નહિ, નાના;
ભીમ રોષ મનમાં બહુ પામે. (કે. કા. શાસ્ત્રી)

૧૧ અક્ષરનો **શાલિની** : 'મેત્તેગેગે શાલિની ચાર-સાતે.'
મગણ, તગણ, તગણ, ગુરુ, ગુરુ–એમ ૧૧ અક્ષરનો 'શાલિની' થાય; આમાં ચાર અક્ષર અને સાત અક્ષરના બે ટુકડા પડે; એટલે કે ચાર અક્ષર પછી એક 'યતિ' (નાનો વિરામ) આવે અને સાત અક્ષર પછી પંક્તિનો યતિ (મોટો વિરામ) આવે.

ગા ગા ગા, ગા ગા લૅ, ગા ગા લૅ, ગા, ગા
નાનોશો ને કોમળો નોળિયો કે
પીંખી નાખે કોપતા કાળસર્પ;
તેવી નિષ્ઠા પૌરુષે પ્રાણવંત
પીંખી નાખે કાળસંયોગ કોપ્યા. (તનસુખ ભ

૧૧ અક્ષરનો દોધક : 'દોધક પાંચ ૭ થી ત્રણ ભેગે.'

'ત્રણ ભેગે' એટલે ત્રણ ભગણ અને બે ગુરુ, એમ ૧૧ અક્ષરથી 'દોધક' બને અને ચરણમાં પ.ચ ને ૭ અક્ષરે યતિ=વિરામ આવે.

ગૌ લ લ, ગૌ લ લ, ગા લ લ, ગા, ગા
કાવ્યકળા કવિ પાસ કરાવો,
ધીર જુગેજુગ નામ ધરાવો.
ઓ જન, જોગ જરી નહિ આવો,
લો, દલપત કહે, શુભ લાવો. (ક. દ. ડા.)

૧૧ અક્ષરનો લલિત : 'લલિત ના ર-એ લગે રસે-શરે.'

નગણ, રગણ, રગણ, લઘુ, ગુરુ–એ ૧૧ અક્ષરથી અને રસ=૭ તથા શર=પાંચ અક્ષરે યતિ લેતાં 'લલિત છંદ' થાય.

લ લ લ, ગા લ ગા, ગા લ ગા, લ, ગા
સુખદ વાત કૈં કાનમાં કહી
ઝડપથી ગયો સૈન્યમાં વહી.
વિરહની વ્યથા એકને દિલે
સખન સર્વદા પ્રન્તર્વ્યા હરી. (કે. કા. શાસ્ત્રી)

૧૨ અક્ષરનો વંશસ્થ : 'કહેલ વંશસ્થ જતે જરે બધે.'

જગણ, તગણ, જગણ, રગણ આમ ૧૨ અક્ષરે 'વંશસ્થ' થાય છે.

લ ગા લ, ગા ગા લ, લ ગા લ, ગા લ ગા
વિચારતાં નેત્ર જળે ભરાય છે.
શરીરનું ચેતન ત્યાં હરાય છે;
લઈ જઈને પ્રિય-વક્ષની સમી
મહી ઠરે મસ્તકથી રહ્યો નમી. (કાન્ત)

બીજી રીતે જોતાં 'ઉપેંદ્રવજ્રા'ના છેલ્લા અક્ષરની પહેલાં એક લઘુ વધીને આ છંદ થયો જણાશે.

૧૨ અક્ષરનો ઇંદ્રવંશા : 'છે ઇંદ્રવંશા તતજે રથી બધે.'

તગણ, તગણ, જગણ, અને રગણથી ૧૨ અક્ષરે 'ઇંદ્રવંશા' બને છે.

ગા ગા લ. ગા ગા લ, લ ગા લ, ગા લ ગા .
લજ્જત નમેલું નિજ મંદ પોપચું
કો મુગ્ધ બાલા શરમાતી આવરે,
ને શોભી રૂડે નિર્મલ નેનની લીલા,
એવી ઊગી ચન્દ્રકલા ધીરે ધીરે. (નાનાલાલ)

બીજી રીતે જોતાં 'વંશસ્થ'ના પહેલા અક્ષરના લઘુને સ્થાને ગુરુ આવવાથી આ છંદ યથો જણાશે, તેમજ 'ઇન્દ્રવજ્રા'ના છેલ્લા અક્ષરની પહેલાં એક લઘુ વધેલો જણાશે.

'વંશસ્થ' અને 'ઇન્દ્રવંશા'નો ઉપજાતિ પણ ચાલુ છે :

અહો ! મહાકાલની વાસુકિફણા !
હા ! સર્વભક્ષી યમ કેરી યન્ત્રણા !
તથાપિ મૃત્યુ રસનાં નથી-નથી;
સૌંદર્ય ને સ્નેહ અજિત મૃત્યુથી. (નાનાલાલ)

મિશ્રોપજાતિ : 'ઇન્દ્રવજ્રા' 'ઉપેન્દ્રવજ્રા' 'વંશસ્થ' અને 'ઇન્દ્રવંશા'નાં ચરણોનાં મિશ્રણ કરીને 'મિશ્રોપજાતિ' બનાવવામાં આવે છે :

નિર્દોષ ને નિર્મળ આંખ તારી
હતી હજી યૌવનથી અજાણી,
કીધો હજી સાસરવાસ કાલ તેં
શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો. ' (હરિશ્ચન્દ્ર ભટ્ટ)

૧૨ અક્ષરનો તોટક : 'શુભ તોટક વૃત્ત સ-ચાર યતાં.'

સગણ, સગણ, સગણ, સગણ, એમ ચાર સગણ સાથે આવીને ૧૨ અક્ષરનો.

લ લ ગા, લ લ ગા, લ લ ગા, લ લ ગા
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં.
મુજ જીવન કેરું રહસ્ય ઊંડું
બન પ્રેરક ચાલક શાસક તું. (રમણભાઈ)

૧૨ અક્ષરનો દ્રુતવિલંબિત : 'દ્રુતવિલંબિત થાય નભે ભરે.'
નગણ, ભગણ, ભગણ, અને રગણથી ૧૨ અક્ષરનો 'દ્રુતવિલંબિત' થાય.

લ લ લ, ગા લ લ, ગા લ લ, ગા લ ગા
તણખતનજ નભે વીજળી ગૂંથે,
તિમિરભરમ ફરી દિશ જે ભરે,
ઉદધિકાળ ત્યહીં ઘૂમવા મથે,
પ્રકૃતિ તાંડવ શી દૂંદડી કરે. (ચંદ્રવદન)

૧૨ અક્ષરે મોતીદામ : 'જજો જજથી શુભ મૌક્તિકદામ.'
જગણ, જગણ, જગણ, જગણ, એમ ચાર જગણ સાથે આવી
૧૨ અક્ષરનો 'મોતીદામ છંદ' બને.

લ ગા લ, લ ગા લ, લ ગા લ, લ ગા લ
ભજો ભવતારણ શ્રીભગવાન,
તજો નિજ અંતરનું અભિમાન.
સજો સૃજનાર તણાં ગુણગાન,
થજો સઘળા સુધરેલ સમાન.' (ક. દ. ડા.)

આમાં છેલ્લો સ્વર હ્રસ્વ જ આવે એ લક્ષમાં રાખવું.

૧૨ અક્ષરે ભુજંગી : 'ભુજંગી બને ચાર ભેળા યકારે.'
યગણ, યગણ, યગણ, યગણ, એમ ચાર યગણ ભેળા મળીને 'ભુજંગી.'

લ ગા ગા, લ ગા ગા, લ ગા ગા, લ ગા ગા
ભલો ડુંગરો દેખતાં દિલ ભાવ્યો,
ચડી જેમ આકાશમાં મેઘ આવ્યો !
જહાં જોડ મારે ન દીસે પ્રમેવો,
દીઠો આજ આબુ ગિરિરાજ એવો. (ક. દ. ડા.)

૧૨ અક્ષરે સ્રગ્વિણી : 'ચાર રાથી થશે સ્રગ્વિણી/પદ-રસે.'
રગણ, રગણ, રગણ, રગણ, એમ ચાર રગણ સાથે આવીને
૧૨ અક્ષરથી, અને પદ=૭ તથા રસ=૭ એમ દર ૭ અક્ષરે યતિ
(વિરામ) લેવાથી 'સ્રગ્વિણી' બનશે.

ગા લં ગા, ગા લં ગા, ગા લં ગા, ગા લં ગા
ઠીક થૈ જે ઠરેલો બધે ઠામ છે.
નાથ તે એક, તેનાં ઘણાં નામ છે.
સર્વદા જો તમે કામ સારાં સજે,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજે. (ક. દ. ડા.)

૧૩ અક્ષરનો પ્રહર્ષિણી : 'મ્ને જે ગે. ત્રણ દસથી 'પ્રહર્ષિણી' છે.
મગણ, નગણ, જગણ, રગણ ને છેલ્લે ગુરુ—એમ ૧૩ અક્ષરથી તથા ત્રીજે ને દસમે અક્ષરે યતિ (વિરામ) લેવાથી પ્રહર્ષિણી બને છે.

ગા ગા ગા, લં લં લં, લં ગા લં, ગા લં ગા, ગા
સેવીશું ચરણતલો વડીલ કેરાં,
પામીશું ફળ મધુરાં સદૈવ વે'લાં.
એ ઇચ્છા નિજ દિલમાં ન કોણ રાખે ?
વૃદ્ધત્વે પરવશતા લખી પરાણે ! (કે. કા. શાસ્ત્રી)

૧૪ અક્ષરનો વસંતતિલકા : 'જાણો વસંતતિલકા તભજે જગેગે.'
તગણ, ભગણ, જગણ, જગણ અને છેલ્લે બે ગુરુ એ ૧૪ અક્ષરથી.

ગા ગા લં, ગા લં લં, લં ગા લં, લં ગા લં, ગા, ગા
ધીરા સુગંધી અનિલે વહી વારવારે
આકાશનો વિમલ વાર્ણો પ્રદેશ કીધો,
ને તેજના રજતમેઘ ઢળીઢળીને
રૂપેરી ત્યાં લલિતલોલ ધરો ઉગાવી. (નાનાલાલ)

૧૫ અક્ષરે ચામર : 'ચામરે રહે હયે, રજા રજા ર, આઠથી.'
રગણ, જગણ, રગણ, જગણ, અને રગણ એમ પાંચ ગણના પંદર અક્ષરથી ને હય=સાત અક્ષરે તથા આઠ અક્ષરે યતિ (વિરામ) લેવાથી.

ગા લં ગા, લં ગા લં, ગા લં ગા, લં ગા લં, ગા લં ગા
વાક્યના વિલાસમાં રચીપચી રહે સદા
તે જ ચિત્ત શાંતિ કેરું નામ ના સુણે કદી
રંગરાગ સર્વ વિશ્વ મધ્ય માણવા કરો,
વ્યર્થ યત્ન સર્વ એ, ભજો સદા રસેશને. (કે. કા. શાસ્ત્રી)

૧૫ અક્ષરે માલિની : 'નનમયય થકી છે માલિની આઠ-સાતે.'
નગણ, નગણ, મગણ, યગણ, યગણ, એમ ૧૫ અક્ષરે અને આઠ તથા સાત અક્ષરે યતિ (વિરામ) લેવાથી 'માલિની' થાય છે.

લ લ લ, લ લ લ, ગા ગા ગા, લ ગા ગા, લ ગા ગા
યદિ અપયશ-લોભી, તો કહોને મને શું?
નૃપતિ-સુખ-તૃષા જો, બાપ આપે ન એ શું?
યદિ વચન તને જો 'રાજમાતા' ગમે તો,
ભણ ભણ, સુત તારી ગમ ના થાય એ શું? (કે. કા. શાસ્ત્રી)

૧૬ અક્ષરે નરાચ : 'જરે જરે જગે કરેલ આઠથી નરાચ છે.'
જગણ, રગણ, જગણ, રગણ, જગણ, અને છેલ્લે એક ગુરુ એમ ૧૬ અક્ષરથી અને આઠ-આઠ અક્ષરે વિરામ લેવાથી 'નરાચ' છે.

લ ગા લ, ગા લ ગા, લ ગા લ, ગા લ ગા, લ ગા લ, ગા
થતાં પ્રકોપ અગ્નિનો વિવર્ણ થાય કંચન,
રચાય છે સુકાવ્ય જો હૃદે ઊંડે જ મંથન;
અધીન ચિત્ત થાય તો અધીન સર્વ આ જગે,
સમર્થ જે મનોબળે, પ્રતાપવંત સિદ્ધ તે. (ગો. ભટ્ટ)

બીજી રીતે જોઈએ તો 'પ્રમાણિકા'નાં બે ચરણ મળીને 'નરાચ'નું એક ચરણ બને છે.

૧૭ અક્ષરે મંદાક્રાંતા : 'મંદાક્રાંતા મભનતતગે ગે યુગે-તર્ક અશ્વે.'
મગણ, ભગણ, નગણ, તગણ, તગણ, ગુરુ અને ગુરુ એમ ૧૭ અક્ષરથી અને યુગ=ચાર તર્ક=૭ તથા અશ્વ=સાત અક્ષરે ત્રણ યતિ (વિરામ) લેવાથી 'મંદાક્રાંતા છંદ' થાય છે.

ગા ગા ગા, ગા લ લ, લ લ લ, ગા ગા લ, ગા ગા લ, ગા, ગા
ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવી ત્યાં જુએ છે:
ને તેનો એ પ્રિય પતિ હજી શાંત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે. (કલાપી)

૧૭ અક્ષરનો **હરિણી** : 'છ–યુગ–તુરગે ન્સેમ્રસલે ગે સદા હરિણી બને.'

ન્સેમ્રસલેગે એટલે નગણ, સગણ, મગણ, રગણ, સગણ, લઘુ, ગુરુ એમ ૧૭ અક્ષરથી અને છ અક્ષરે, યુગ=ચાર અક્ષરે, અને તુરગ=સાત અક્ષરે વિરામ લેવાથી 'હરિણી' બને છે.

લૅ લૅ લૅ લૅ લૅ ગા. ગા ગા ગા, ગા લૅ ગા, લૅ લૅ ગા, લૅ, ગા

ધીકી રહી ધરા નીચે, ઊંચે તપે રવિ ઉગ્ર, ને
બળબળતી લૂ ચારે પાસે ગ્રહે વરસી ભવે;
.વિજન રણની ઊની રેતી ઊડે; ફરી અંધ દે,
લખલખ કરી લ્હાતી જવાલા ફરી વળતી બધે. (લલિત)

૧૭ અક્ષરનો **શિખરિણી** : 'રસે–રુદ્રે છેદી યમનસભ લાગે શિખરિણી.'

યમણ, મગણ, નગણ, સગણ, ભગણ, લઘુ, ગુરુ એમ ૧૭ અક્ષરથી અને રસ=છ તથા રુદ્ર=અગિયાર અક્ષરે યતિ (વિરામ) લેવાથી 'શિખરિણી' બને છે.

લૅ ગા ગા, ગા ગા ગા, લૅ લૅ લૅ, લૅ લૅ ગા, ગા લૅ લૅ, લૅ, ગા

અસત્યો માંહેથી પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઈ જા,
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઈ જા. (નાનાલાલ)

૧૭ અક્ષરથી **પૃથ્વી** : 'જસે જસ યલે ગથી વસુ નવાંક પૃથ્વી બને.'

જગણ, સગણ જગણ, સગણ, યગણ, લઘુ અને ગુરુ એમ ૧૭ અક્ષરથી અને વસુ=આઠ અક્ષરે તથા નવાંક=નવ અંકે એટલે કે નવ અક્ષરે યતિ (વિરામ) લેવાથી 'પૃથ્વી છંદ' બને છે.

લૅ ગા લૅ, લૅ લૅ ગા, લૅ ગા લૅ, લૅ લૅ ગા, લૅ ગા ગા, લૅ, ગા

વિહંગ ઊડ! જો લસે અફૂટ વ્યોમ આશ્ચર્યો!
ચડે નયન જે દિશા નભ નવીન તે દાખવે:
ચહે હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે;
વિહંગ ઊડ ઊડ રે! ઊડણ ધન્ય હો તાહરાં! (બળવં

૧૯ અક્ષરથી શાર્દૂલવિક્રીડિત :

'બારે-સાત મસાજસા તતગ છે શાર્દૂલવિક્રીડિત.'

મગણ, સગણ, જગણ, સગણ, તગણ, તગણ અને છેલ્લો ગુરુ આમ ૧૯ અક્ષરે, ને બાર તથા સાત અક્ષરે યતિ પાડ્યે 'શાર્દૂલવિક્રીડિત.'

ગા ગા ગા, લ લ ગા, લ ગા લ, લ લ ગા, ગા ગા લ, ગા ગા લ, ગા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમંતનો પૂર્વમાં,
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ દીસતી એકે નથી વાદળી;
ઠંડી હિમ ભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઊડી ગાતાં મીઠાં ગીતડાં. (કલાપી)

૨૧ અક્ષરથી સ્રગ્ધરા :

'સાતે સાતે વિરામી મરભનયયયે સ્રગ્ધરા છે કહેલી.'

મગણ, રગણ, ભગણ, નગણ, યગણ, યગણ, યગણ, આમ ૨૧ અક્ષરે, અને સાત સાત અક્ષરે યતિ (વિરામ) આવ્યે 'સ્રગ્ધરા' થાય:

ગા ગા ગા, ગા લ ગા, ગા લ લ, લ લ લ, લ ગા ગા, લ ગા ગા, લ ગા ગા

ધીમે ધીમે ઉઠાવી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
બેસીને કોણ જાણે કયહીં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી રસિક હૃદયને, વૃત્તિથી દાબ જાય. (મણિશંકર)

૨૨ અક્ષરનો મત્તગયંદ કે ઇંદ્રવિજય :

'મત્તગયંદ કહેલ તુરંગ ભ, ગે ગુરુ સૂર્ય-શિવે અટકચે જ્યાં.'

સાત ભગણ અને બે ગુરુથી બાર અને અગિયારે યતિ-વાળો 'મત્તગયંદ છંદ' થાય છે. એનું બીજું નામ સુપ્રસિદ્ધ 'ઇંદ્રવિજય.' જેમકે—

કોઈક દેશ તણા કવિઓ નિજ ભૂપતિને ભગવાન ગણે છે,
કોઈક દેશ તણા કવિઓ ગુરુને જ પ્રભુ-અવતાર ગણે છે.
સૂર્ય સમુદ્ર હુતાશનના મહિમાની ભીંતો ચિત માંહિ ચણે છે;
કોણ નકી દલપત કહે: દિલ દૃષ્ટિ થકી પ્રભુ દૂર રહે છે.

(ક. દ. ડા.)

## અર્ધસમ વૃત્તો

ઉપર આપેલા અક્ષરમેળ છંદ તે બધા 'સમ' છંદ હતા. સંસ્કૃતમાંના બે ત્રણ 'અર્ધસમ' છંદ (જેમાં એકી ચરણ એક માપનાં ને બેકી ચરણ જુદા માપનાં હોય તેવા છંદ) પણ આપણે ઉપયોગમાં લઇયે છિયે. એઓમાં સુંદરી કે વિયોગિની મુખ્ય છે.

૧૦ અને ૧૧ અક્ષરનો **સુંદરી કે વિયોગિની:** એનું બંધારણ—

'વિષમે સસજા ગ આવતાં, સભરાલે ગુરુ સુંદરી સમે.'

વિષમ એટલે કે પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ તથા ગુરુ એમ ૧૦ અક્ષર, ને સમ એટલે કે બીજા તથા ચોથા ચરણમાં સગણ, ભગણ, રગણ, લઘુ ને ગુરુ એમ ૧૧ અક્ષર એમાં આવે છે.

લ લ ગા, લ લ ગા, લ ગા લ, ગા
લ લ ગા, ગા લ લ, ગા લ ગા, લ, ગા

ઊંઘડે જવ પુલ્લ પૂર્ણિમા, કરી કલ્લોલ ઊંચા ગિરિ સમા,
દધિ ધૂર્જટિ જેમ નર્તતો, ઉર એ કૌમુદીને સમર્પતો.
જગમાં પણ કોઈને કદી ન મળે એકલી શુભ્ર કૌમુદી.
અજવાળું પીધેલ ભાજને ભરી અંધારું પીવાનું છે જ ને! (શેષ)

'વિયોગિની'ને છેડે એકેક ગુરુ વધવાથી એટલે કે વિષમ ચરણોમા ૧૧ અને સમમાં ૧૨ અક્ષર લેવાથી 'માલભારિણી' બને છે.

૧૨ અને ૧૩ અક્ષરનો **પુષ્પિતાગ્રા** : એનું બંધારણ આ મુજબ—

વિષમ નનર એ ય-સાથ થાતાં
સમ નજ જે રગ થાય પુષ્પિતાગ્રા.

વિષમ=૧લા અને ૩જા ચરણમાં નગણ, નગણ, રગણ અને યગણ, તથા સમ=૨જા અને ૪થા ચરણમાં નગણ, જગણ, જગણ, રગણ અને છેલ્લે ગુરુ એમ ૧૨ અને ૧૩ અક્ષરના મિશ્રણે આ છંદ બને છે.

લં લં લં, લં લં લં, ગા લં ગા, લં ગા ગા
લં લં લં, લં ગા લં, લં ગા લં, ગા લં ગા, ગા
ઠમક ઠમક ચાલ ચાલનારી,
વિકસિત અબ્જ કરે ધરી જનારી;
પ્રિયતમ–મુખ દૃષ્ટિ કાજ વ્યગ્રા,
બસ કમલા ધસતી ન પુષ્પિતાગ્રા! (કે. કા. શાસ્ત્રી)

### વિષમ વૃત્તો

સંસ્કૃતમાં જે મૂળ વિષમ છંદો છે તે તો આપણે ત્યાં ગુજરાતીમાં યોજાતા જ નથી. હાલ માત્ર આપણે ત્યાં છંદોનું મિશ્રણ કરવાનું શરૂ થયું છે. આ પૂર્વે આપેલી 'ઉપજાતિ' અને મિશ્રોપજાતિ' એ લગભગ આ કોટિમાં આવે છે.

એ ઉપરાંત ચરણોમાં ખંડો પણ પાડવામાં આવે છે. ઉપજાતિ, શિખરિણી, મંદાક્રાંતા વગેરેના એમ ટુકડા પાડીને સ્વતંત્ર રચના કરવામાં આવે છે. એનાં માપ ઉપરથી એ ટુકડા વિદ્યાર્થી પકડી શકે છે.

વૈદિક ધાટી : વૈદિક ધાટીનાં ચરણ સાંચવતી 'ઉપજાતિ' પણ હાલ આપણે ત્યાં રચાય છે, જેમાં ૧૧ અને ૧૨ અક્ષરના માપના શાલિની, ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, વંશસ્થ, ઇંદ્રવંશા વગેરેનાં ચરણ મિશ્રિત કરવામાં આવે છે; તેમજ એમાં શુદ્ધ વૈદિક પદ્ધતિના 'ત્રિષ્ટુભ' અને 'જગતી' માપના પણ ચરણ હોય છે; જેમકે—

જુઓ હમે છે નભગોખ સૂર્ય, (ઉપેંદ્રવજ્રા)
પાસે પાસે એક ઝૂલે ઝૂલંતાં (શાલિની)
પ્રફુલ્લતાં કિંતુ ન જેહ સંગમાં (વંશસ્થ)
અધન્ય એવાં પદ્મ ને પોયણાં શાં (ઉપેંદ્રવજ્રા+શાલિની)
જોઈ મુખો આપણ બે તણાં અહીં (ઇંદ્રવંશા)
ઝાઝી વેળા વ્યોમ માંહે ન સોહે (શાલિની)
સાથે સાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ. ( „ )
સોહે નહિ એક રથે ય એવા (ઇંદ્રવજ્રા)

વાગણની સૂંઢ વાળી, વાવના કે નખ વાંકા,
ભેંસને તો શિંગ વાંકા રીંગણાનો ભાગ છે
આંબળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપના અઢાર છે (ક. દ. ડા.)

૩૨ અક્ષરનો **ઘનાક્ષરી** એનું બંધારણ—

અંતમાં ગુરુ લઘુ, બત્રીસ અક્ષર મધ્યે ધરીએ
આ આઠે અટકીએ, ત્યારે ઘનાક્ષરી છંદ

એટલે કે 'મનહર'ના ૩૧ને બદલે છેડે એક લઘુ વધારી ૩૨ અક્ષર કરવામાં આવે તે 'ઘનાક્ષરી', બાકી બધું 'મનહર' મુજબ જ

ફૂલેલા દેખીને ફૂલ રોમટ ફૂલવાનું નહિ
ફૂલની સુવાસ તો ફરે દિવસે ઊડી જાય,
પીતળનો પ્રીતનો પતંગનો ચોથીનો રંગ
નવો નવો નવ દિન સુધી હૈયું હરી જાય (ક. દ. ડા.)

કલિકા કવિ ખબરદારે 'મનહર'માંથી છેલ્લો ગુરુ કાઢી નાખીને અને છેલ્લો અક્ષર અવશ્ય લઘુ જ રાખીને જે છંદ પ્રયોજ્યો છે તેનું નામ એમણે 'કલિકા' આપ્યું છે એનું ઉદાહરણ—

લીલા વેણા અંબનાની સૂર્યગૃહથી છાયા નીચે
ચાંદની શી મંજરી કે પડી એમ તેમ
ડાંખળી ના હાથ વાળી ફૂલ જેવું શીશ મૂકી
સૂતેલી છે પ્રિયા મારી મંજરીની જેમ (ખબ૦ ૧૦)

અનુષ્ટુપ આઠઆઠ અક્ષરના ચાર ચરણોનો આ અતિ વ્યાપક છંદ સંસ્કૃતમાંથી મળેલો છે આજે આપણે એને બે લીટીમાં લખિયે-છાપિયે છિયે, પણ ખરું જોતાં એના ચરણ ચાર છે સામાન્ય રીતે એને આપણે 'શ્લોક' કહિયે છિયે એનું બંધારણ આ મુજબ છે

પાંચમો લઘુ સર્વત્ર, છઠ્ઠો સર્વત્ર ગુરુ જાણો,
વિષમે સાતમે ગૌરવ, સમે શ્લોક ગુ સાતમો

બીજે ત્રીજે અને ચોથો નરસા વર્જ્ય જાણવા.
વિષમે ર કદી ત્યાં હો. સ્થિતિ આ છે અનુષ્ટુપે.

અનુષ્ટુપમાં બધાં (ચારે) ચરણોમાં પાંચમો અક્ષર અચૂક લઘુ જ આવે, અને છઠ્ઠો અક્ષર ગુરુ જ આવે; વળી વિષમ એટલે કે એકી ચરણમાં સાતમો અક્ષર ગુરુ જ આવે, અને સમ એટલે બેકી ચરણમાં સાતમો લઘુ જ આવે. આ સામાન્ય લક્ષણ પછી વિશેષ એ ખ્યાલ રાખવાનો કે ચારે ચરણોમાં ૨-૩-૪ એ અક્ષરોનો સમૂહ નગણ રગણ કે સગણ-રૂપે ( એટલે કે લલલ, ગાલગા અને લલગા એ રીતના ) ન આવવો જોઈયે. એકી ચરણમાં ત્યાં કદીક રગણ (ગાલગા) ચાલે, પણ બેકીમાં તો નહિ જ. આટલી સાવચેતી લીધા પછી 'અનુષ્ટુપ' સિદ્ધ થઈ જશે.

> પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસંત આ,
> ટ્હૌકે છે કોકિલા, એવાં ટ્હૌકે છે સ્મરણો અહા!
> છાયા તો વડના જેવી, ભાવ તો નદના સમ,
> દેવોનાં ધામના જેવું હૈડું જાણે હિમાલય. (નાનાલાલ)

'અનુષ્ટુપ 'ના આ માપમાં એકી ચરણે ૫-૬-૭મા અક્ષરોના સમૂહમાં કેટલાક વિકલ્પ આપવામાં આવે છે. એ ત્રણ અક્ષરનું ઝૂમખું ભગણ રગણ કે નગણ પણ આવી શકે; એ વખતે ચોથો અક્ષર તો અવશ્ય ગુરુ રાખવો જ જોઇયે.

ભગણ (ગાલલ)થી—ભરી કપોલ સ્મિતથી, ઓષ્ઠ-સંપુટ ચુંબને,
અનાસ્વાદ્યા રસે હૈયું શોભજે નિત્યયૌવને.
રગણ (ગાલગા)થી—જે થયું ના ઇંદ્રથી તે થશે તારા પ્રભાવથી
આસનાર્થે રહ્યો છો એ, છે તારું અધિકારથી.
નગણ (લલલ) થી—અટૂલી એકલી ઝૂલે અટારીએ શૌં અંગના,
ધ્યાને વિષાદ-વદના, વ્યાકુલી ને વિમંડના!
(ઉમાશંકર)

**અભંગ :** મરાઠીમાંથી આપણને જે થોડા છંદ મળ્યા છે તેઓમાં આ 'અભંગ' પણ એક છે. તુકારામના 'અભંગ' તો જાણીતા છે. 'અભંગ'નું માપ સામાન્ય રીતે બે ચરણોનું છે અને એ દ્વિપદી 'અભંગ' આઠ અક્ષરનાં બે ચરણોનો બને છે. તુકારામ આમાં દરેક ચરણનો પ્રાસ ઇષ્ટ માનતા લાગે છે.

આ ઉપરાંત કેટલીક વાર ચાર ચરણ પણ ગણવામાં આવે છે. એ ચતુષ્પદી 'અભંગ'માં પહેલા ત્રણ ટુકડા ૭ ૭ અક્ષરોના અને છેલ્લો ટુકડો ચાર અક્ષરોનો થાય છે. સ્વ. ભોળાનાથ સારાભાઈના આ જાતના અભંગ જાણીતા છે. એમાં સામાન્ય રીતે ૧-૨-૩ એ ચરણમાં પ્રાસ મેળવવામાં આવે છે અને ચોથું ચરણ મુક્તપ્રાસ રાખે છે; જેમકે—

અગમ્ય અપાર, પ્રભુ નિર્વિકાર,
વિશ્વના આધાર, દયાસિંધુ, ( ભોળાનાથ સારાભાઇ )

ચતુષ્પદી 'અભંગ'નો એક બીજો પણ પ્રકાર છે, જેમાં ત્રણ ચરણ આઠ આઠ અક્ષરોનાં અને છેલ્લું ચરણ સાત અક્ષરોનું આવે છે. આ ચતુષ્પદી 'અભંગ'માં તુકારામે પ્રાસની ક્યાંય પણ પરવા કરી નથી.

## ૨. માત્રામેળ છંદ—'જાતિ'ઓ

લઘુ અક્ષર બોલવામાં જેટલો સમય જાય છે તેટલા સમયના માપને 'માત્રા' કહે છે; તેથી લઘુની એક માત્રા ને ગુરુની બે માત્રા એમ ગણતરી થાય છે. માત્રામેળ છંદો (જે 'જાતિ'ઓ કહેવાય છે)-માં અક્ષરમેળ વૃત્તોની પેઠે દરેક ચરણમાં અમુક ચોક્કસ સંખ્યામાં અક્ષરો જોઇયે જ એવું બંધન નથી. એમાં તો પ્રત્યેક ચરણમાં અમુક માત્રાઓ નક્કી કરવામાં આવી છે. એટલી માત્રાઓ પંક્તિ દીઠ આવે એટલે બસ; પછી છંદના માપમાં લઘુ-ગુરુ અક્ષરો ગમે તે સ્થાને આવે. અરે, અક્ષરોની સંખ્યા પણ વધુઘટુ હોય તો ચાલે. ફક્ત માત્રાની સંખ્યા સરવાળે સરખી રહે. ( આ છંદોમાં જરૂર પડતાં

લઘુની સંજ્ઞા 'લ' અને ગુરુની સંજ્ઞા 'દા' મનાય છે. 'લ'થી માત્ર લઘુ જ સમજાય, જ્યારે 'દા' નો અર્થ બે લઘુ તેમજ એક ગુરુ પણ થાય. પણ અહીં આપેલાં લક્ષણોમાં એ વપરાયા નથી; અરબી ફારસી છંદોમાં એ દેખાશે. )

આ છંદોમાં પણ 'સમ છંદ' અને 'અર્ધસમ છંદ' એવા બે ભેદ છે.

માત્રામેળ છંદોમાં જે અમુક માત્રા ઉપર તાલ પડે તે માત્રાવાળો અક્ષર એનાથી પૂર્વની માત્રા સાથે ગુરુ-રૂપે આવી ન શકે, પણ પછીની જ માત્રા સાથે આવી શકે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે. જે માત્રા ઉપર તાલ પડે તેના ઉપર અહીં ઊભી લીટી કરવામાં આવશે.

સમ માત્રામેળ છંદો

૧૪ માત્રાનો ઉધોર :

```
 ।    ।    ।       ।
૧૧ ૧૧ ૧૧ ૧  ૧૧ ૧  ૧ ૧૧ ૧
અં તે  ગા લ  ચૌ દ  ઉ ધો ર.
```

ઉપર લીટીમાં ઉધોર છંદનું લક્ષણ જણાવીને એની માત્રા કઈ રીતે ગણાય એ દર્શાવ્યું છે. ગુરુની બે માત્રા ગણાય છે, પણ તે તે અક્ષર ઉપર બગડો ન મૂકતાં બે એકડા મૂક્યાં છે એ એમ દર્શાવવા કે બેમાત્રી અક્ષરમાં તાલ પહેલી માત્રાથી જ ગણાય છે. જેમકે આ છંદ (ઉધોરમાં)માં ૧, ૫, ૮, અને ૧૨મી માત્રા ઉપર તાલ આવે છે. એ તાલ તે તે સ્થાન ઉપર ઊભી લીટી કરીને દર્શાવ્યો છે. એનું ઉદાહરણ—

પેલું બકરી કેરું બાળ, વિખૂટું માડીથી આ કાળ,
ઊભું ઉચ્ચ ગિરિને શૃંગ, કોઈ નહિ એની સંગ. (નરસિંહરાવ)

```
           |   |   |   |
```

૧૪ માત્રાની પ્રચલિત ગઝલ : ગઝલમાં ચૌદ પાંચ-નવે.

૨, ૬, ૯, અને ૧૩મી માત્રા ઉપર તાલ; તથા પાંચ અને નવમી માત્રાએ વિરામ પડે; જેમકે—

ગુર્જરે જે શિરે તારે　જગતનો નાથ તે ને'જે
ગણ્યું જે પ્યારું પ્યારાએ　અતિ પ્યારું ગણી લે'જે (બાલાશંકર)

આ 'ગઝલ' બહુ પ્રચલિત થઈ ચૂકી હોવાથી અહીં લક્ષણ આપ્યું છે અરબી-ફારસીનો તો આ 'હઝઝ' નામનો છંદ છે (જુઓ પૃ ૨૯૮, અંક ૭)

| | | |

૧૫ માત્રાની જેકરી　પદર યુગ-યુગ લગા જેકરી

૧, ૫, ૯, ૧૩મી માત્રા ઉપર તાન, તેથી ચાર ચાર માત્રાએ વિરામ આવી રહે, છેડે ત્રણ માત્રા 'લગા' રૂપમા જ આવે, જેમકે—

ગામ વચ્ચે ખોદાવો હોજ, સૌના મનની મરજી જુઓ,
ઊંડો કો છીતળો કહે　સૌનું મન ગજ નવ રહે' (ક. દ. ડા)

| | |

૧૫ માત્રાની ચોપાઈ　ચોપાઈ પદર ગાલ અંત

૧, ૫, ૯, ૧૩મી માત્રા ઉપર તાન, તેથી ચાર ચાર માત્રાએ વિરામ છેડે ત્રણ માત્રા 'ગાલ' (ગુરુ અને લઘુ) રૂપે, જેમકે—

'બાબા જોડે ટૂંકો જાય, મરે ન તોયે માર્યો થાય.
તે માટે તક જોઈ તમામ, શક્તિ વિચારી કરિયે કામ　(ક. દ. ડા)

'ચોપાઈ' અને 'જેકરી'માં ફેર માત્ર એટલો કે 'જેકરી'નો અંત 'લગા'ના રૂપમા આવે, જ્યારે 'ચોપાઈ'નો અંત ગાલ' રૂપે. આ 'ચોપાઈ' અને 'જેકરી'ના મિશ્રણથી સંખ્યાબંધ દેશી'ઓ બની છે એ દેશીઓ વિશે આગળ હવે પછી સમજીશું

| | | |

૧૬ માત્રાનો ચરણાકુળ　યુગ યતિ સોળે ચરણાકુળ છે

યુગ=ચાર માત્રાએ યતિ લઇને સોળ માત્રાનો આ છંદ બને છે એમાં ૧, ૫, ૯, ૧૩મી માત્રા ઉપર તાલ આવે અને છેલ્લે બે માત્રા એક ગુરુરૂપે અથવા બે લઘુરૂપે પણ આવે 'ચરણાકુળ'ને 'પાદાકુળ' પણ કહે છે ઉદાહરણ

જે અભિમાન ધરે અતિ અંતર, તે નર નિંદિત થાય નિરંતર;
વિનય સહિત ઊચરે મુખ વાયક તે સનમાન લહે સુખદાયક.
(ક. દ. ડા.)

**હિંડી** : મરાઠીમાંથી આ છંદ આપણને મળ્યો છે. એનું લક્ષણ:

નવે અને દશે, અટકવાથી હિંડી.

૧૯ માત્રાના આ છંદમાં વચ્ચે નવમી માત્રાએ યતિ પડી પછી દસમી (એટલે કે છેલ્લે ૧૯મી) માત્રાએ ચરણ પૂરું થાય છે; અને ૪, ૧૦ તથા ૧૬મી માત્રા ઉપર તાલ આવે છે; છેલ્લે ગુરુ કે લઘુ આવવો જોઈયે એવું કાંઇ નિયંત્રણ નથી; જેમકે—

જગદંદ દેવ, વિશ્વના વિધાતા,
પ્રણમું પ્રેમથકી, પ્રણુત જગતત્રાતા.
વિના નાથ નથી અન્ય મુક્તિદાતા,
પરિત્રાણ કરો મારું પિતા માતા. (ભોળાનાથ સારાભાઇ)

૨૧ માત્રાનો **પ્લવંગમ** : આદ્યંતે ગુરુ રુદ્ર-દશાંત પ્લવંગમે.

આદ્યંતે ગુરુ એટલે પહેલો અને છેલ્લો અક્ષર ગુરુરૂપે જ આવે, અને એની ૨૧ માત્રામાં રુદ્ર=૧૧ અને દસ માત્રાએ વિરામ આવે. અને ૧, ૫, ૯, ૧૩, ૧૭મી માત્રા ઉપર તાલ.

છત્રે થાતી છાંય છડીવર છાજતા.
હાથી હોદ્દા માંહ રસિક બિરાજતા.
આયુષ ઋદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં,
એ સુતા દિન એક ઊછળતી આગમાં. (ક. દ. ડા.)

૨૨ માત્રાનો **મહીદીપ** : સૂર્ય-દિશા અંત બેગ મહીદીપમાં છે.

સૂર્ય એટલે ૧, દિશા એટલે ૪, અને પછી ૭, ૧૦, ૧૩, ૧૬ અને ૧૯મી એમ ત્રણત્રણ માત્રાએ તાલ; અને બાર તથા ૧૦થી વિરામ; 'અંત બેગ' એટલે છેલ્લે બે ગુરરૂપે ચાર માત્રા આવે.

ઈશચરણ–સ્મરણ મિત્ર  સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય  ક્રોડ વાત કાચી.
હરત ચરણ કરણ નાક  તેં કૃપાળુ કીધું,
નેત્ર વદન દંત આપ્યાં  જ્ઞાનદાન દીધું.            (દ. દ. ડા.)

૨૪ માત્રાનો રોળા : રોળામાં નહિ જગણુ થતાં શ્રીમો શિવ–તેરે.

રોળા છંદમાં તાલ પછી કદી જગણુ (લગાલ) ન આવે અને શિવ=૧૧ તથા ૧૩ માત્રાએ વિરામ લેવો એ એનું લક્ષણ. વળી ૧૧મી માત્રા લઘુ જ રહેવી જોઈએ એ ખાસ ધ્યાનમાં રાખવું. એમાં તાલ ૧, ૯, ૧૭, માત્રાએ આવે.

અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું.
અહિંયાં પાટણુ જૂનું અહીં આ લાંબું સૂતું.
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં;
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં ? (નરસિંહરાવ)

આ છંદનું જૂનું નામ 'કાવ્ય' છંદ છે. જૂની રીતે તેમાં ૬–૮ અને ૧૦ માત્રાએ ત્રણ ટુકડા પાડી વિરામ લેવામાં આવે છે. ૧૧મી માત્રા લઘુ જ રહેવી જોઈએ, એ તો બંનેમાં લક્ષ્ય રાખવાનું.

૨૮ માત્રાનો હરિગીત :

હરિગીત મુનિ–મુનિ–મુનિ–હયે,  યતિથી જ નહિ, લગ અંતમાં.

મુનિ=૭ અને હય=૭ એટલે કે સાતસાત માત્રાએ યતિ લઈને સાતસાતનો ચાર ટુકડામાં આ છંદ બને છે. એમાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે આદિથી ચાર માત્રામાં ક્યાંય જગણુ (લગાલ) ન આવે. ૩, ૧૦, ૧૭, અને ૨૪મી માત્રા ઉપર સાતેસાતે તાલ.

જે પુષ્પનાં દલ ખોલીને  રજ સ્થૂલને રસમય કરે,
અધિકારી તે મધુમક્ષિકા  એ મધુ તણી પે'લી હરે;
તુજ સ્પર્શથી મુજ ચક્ષુને કંઈ સ્વપ્નસમું જે લાધિયું,
જીવનસખી ! તે તુજ વિના રે ! જાય કોને અર્પિયું ?
(રમણભાઈ)

. હરિગીતની પહેલી બે માત્રા એકી ચરણમાં ઓછી કરીને સ્વ. નરસિંહરાવે 'વિષમ હરિગીત'ની યોજના કરી છે. ઉદાહરણ તરીકે—

શાંતિ શીતળ વરસીને સુખમાં સુવાડું રાત્રિએ,
જે નદી સરવર અદ્રિ તરવર દિવસ તપિયાં તેમને. ('ચંદા'કાવ્ય)

**સવૈયા** (ત્રીસા, એકત્રીસા અને બત્રીસા):

| | . | | | | |
સોળ ચૌદે ચાર સવૈયો ત્રીસે અંતે ગુરુ થાતાં.'

ચાર ચાર માત્રાએ તાલ, સોળ તથા ચૌદ માત્રાએ વિરામ, અને એમાં છેલ્લે બે માત્રાનો ગુરુ આવે, એ રીતનો ૩૦ માત્રાનો 'ત્રીસો સવૈયો' થાય. એવા 'ત્રીસા સવૈયા'માં છેલ્લે એક લઘુ ઉમેરાય અને કુલ માત્રા ૩૧ થાય તે 'એકત્રીસો સવૈયો;' અને 'ત્રીસા સવૈયા'માં છેલ્લે બે માત્રા વધીને છેલ્લે બીજો ગુરુ આવે તે 'બત્રીસો સવૈયો' થાય.

ઉપર બંધારણ સમજાવનારું જે ચરણ છે તે 'ત્રીસા સવૈયા'નું છે. 'એકત્રીસો સવૈયો' તો બહુ જાણીતો છે. એનું પ્રખ્યાત ઉદાહરણ:

ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર.
પરનાતીલા જાતીલાથી સંપ કરી ચાલે સંસાર.
દેખ*બીચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન.
એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન. (ક. દ. ડા.)

૩૨ માત્રાનો **ત્રિભંગી**:

| | | | | | |
દસ-વસુ-વસુ-પ્રાસે, ગ અંત જાશે, ત્રિભંગ-ચારી, બત્રીસે.

પહેલાં પ્રથમ ત્રીજી માત્રાએ, અને પછી ચાર ચાર ઉમેરતા જઈ ૭, ૧૧, ૧૫, ૧૯, ૨૩ અને ૨૭મી માત્રા ઉપર તાલ આવે, અને ૧૦-૮-૮-૬ માત્રા પછી વિરામ આવે, અને વળી દરેક યતિને અંતે જેમાં પ્રાસ મળે તેવો ૩૨ માત્રાનો 'ત્રિભંગી છંદ' થાય છે. ઉદાહરણ:

જય જય જગસ્વામી, સદ્‌ગુણગ્રામી, નિર્મળ નામી, નહિ ખામી,
જય અંતરજામી, અચલ અકામી, શુભ વિશ્રામી, સુખધામી.

પ્રભુ, તુજ પદ પામી, થાય પ્રણામી, જે ન હરામી, જન થાતા.
જય જય જગત્રાતા, તું પિતૃમાતા, દે સુખશાતા, સુખદાતા. (ક.દ.ડા.)

૩૭ માત્રાનો ઝૂલણા :

| | | |
ઝૂલણા યતિ પછી જગણ નહિ, શર-શરે,
| | | |
અંત ગુરુ આવતાં ત્રીસ-સાતે.

શર=પાંચ પાંચ માત્રાના ટુકડાએ વિરામ; અને એવા યતિનો કોઇ ટુકડો જગણ (લગાલ)થી શરૂ ન થાય એ બંધન. એમાં દરેક ટુકડાની પહેલી માત્રા ઉપર તેમજ તદ્દન છેલ્લી માત્રા ઉપર તાલ, અને છેલ્લી બે માત્રા જેમાં એક ગુરુરૂપે આવે એવો ૩૭ માત્રાનો 'ઝૂલણા' બને.

નંદને પુત્રના જન્મથી અધિક આ
હર્ષ-ઉત્પત્તિ થઇ પુત્ર બચતાં.
ગોપ સર્વે મળ્યા, ઉત્સવો આદર્યા,
ગોકુલે અતુલ ઉત્સાહ વધતાં.
હર્ષને ઝૂલણે હીંચતા જન બધા
અપરિમિત દ્રવ્ય ગોદાન કરતા.
એક આફત ટળી, અન્યથી રક્ષવા
ઇશની સ્તુતિ ભલે ભાવ કરતા. (કે. કા. શાસ્ત્રી)

### અર્ધસમ માત્રામેળ

ઉપર આપેલા બધા 'સમ છંદ' છે. હવે જેમાં વિષમ (એટલે એકી) અને સમ (એટલે બેકી) ચરણોમાં માપ જુદું છે તેવા 'અર્ધસમ' માત્રામેળ છંદ જોઇએ. લોકમાં મુખ્ય બે જાણીતા છંદ છે :

૧૩ અને ૧૧ માત્રાનો દોહરો :

| | | | | |
વિષમ છ-હય યતિ દોહરે સમ રસ-શર ગલ અંત.

વિષમ=એકી ચરણમાં છ-હય (૬+હય=૭ એટલે કુલ ૧૩) ૧૩

માત્રા અને એ ૧૩ મીએ ,વિરામ; એ પછી સમ=બેકી ચરણમાં (રસ=૬+શર=૫ એટલે કુલ) ૧૧ માત્રા, અને એના અંતે હમેશાં ગલ (ગુરુ અને લઘુ જ, તે પણ લઘુપ્રયત્ન અન્ત્યાળો અક્ષર) આવે; એકી અને બેકી બંને પ્રકારનાં ચરણોમાં ૧, ૫, અને ૯ ઉપર જ તાલ આવે.

જાઝા નબળા લોકથી કદી ન કરિયે વેર,

કીડી કાળા નાગનો પ્રાણ લહે આ પેર. (ક. દ. ડા.)

૧૧-૧૩નો સોરઠો : દોહરાને ઉલટાવિયે એટલે સોરઠો સધાય અને એમ થવાથી પ્રાસ પણ એકી ચરણમાં આવી જાય છે; જેમકે—

ઓ રસતરસ્યાં બાળ, રસની રીત મ ભૂલશો;

પ્રભુએ બાંધી પાળ, રસસાગરની પુણ્યથી. (નાનાલાલ)

**સંસ્કૃત માત્રામેળ છંદો**

'વૈતાલીય' અને 'આર્યા' સંસ્કૃત ભાષાના બે પ્રધાન માત્રામેળ છંદ છે; એમાં વૈતાલીય અર્ધસમ છે.

૧૪+૧૬ (૩૦) માત્રાના **વૈતાલીય**નું બંધારણ આ મુજબ છે :

વિષમે રસ-આઠ જો, સમે સોળે તેમ ન ના કદી ગમે,

અંતે પદને રથી લગે વૈતાલીય જગે સદા ઝગે.

વિષમ=એકી ચરણોમાં રસ=૭ અને આઠ એમ મળીને ૧૪ માત્રા, અને સમ=બેકી ચરણોમાં સોળ માત્રા આવે. આ વિષમ-સમ બંને ચરણોમાં છેલ્લી જે આઠ માત્રા તે 'રથી લગે' એટલે કે રગણ, અને લઘુ-ગુરુ (ગા લ ગા લ ગા) એ જ રૂપે આવવી જોઈએ; અને એ સિવાયની પૂર્વ માત્રાઓમાં પણ ત્રણ લઘુ ભેગા ન થઈ જાય તે પ્રમાણે જ માત્રાઓ આવે.

અગાઉ આવી ગયેલો અર્ધસમ અક્ષરમેળ 'વિયોગિની છંદ' આ 'વૈતાલીય'માંથી જ થયો છે, એ માત્રાની સંખ્યા ગણવાથી સ્પષ્ટ થશે.

'આર્યા'માં ૧૨-૧૮ અને ૧૨-૧૫ એ રીતની માત્રાનાં ચાર ચરણ આવે છે; એટલે કે વિષમ=એકી ચરણ સરખાં છે, જ્યારે બેકીમાં ત્રણ માત્રાનો તફાવત છે. આર્યામાં ચારચાર માત્રાના ટુકડા

પાડવામાં આવે છે; એથી ચોથી-પાંચમી, આઠમી-નવમી, બારમી-તેરમી વગેરે માત્રાઓ એકઠી થઈને એક ગુરુરૂપે કદી ન જ આવી શકે. બંધારણ નીચે આપ્યું છે તેમાં જ્યાંજ્યાં ટુકડા પડે છે ત્યાં વચ્ચે ઊભી લીટીથી છૂટા પાડી બતાવ્યા છે.

ગુરુ સદ|મુનિ ગણ|આર્યા,|તોય ક|દી ગણ|જ થાય|વિરમે|ના.
છઠ્ઠો|ત્યાં લ-ન|અથવા|રહેલ|પેલે|જ|છે જે|ના.

જેની છેલ્લી માત્રા ગુરુ સાથે જ આવે તેવા મુનિ=સાત ચોમાત્રી ગણોનું 'આર્યા'નું પૂર્વ અર્ધ ૧૨+૧૮ માત્રાનું થાય. બીજા અર્ધમાં ચોમાત્રાના છઠ્ઠા ગણને બદલે માત્ર એક લઘુ જ આવે. વળી પૂર્વાર્ધમાં એ જ છઠ્ઠો ગણ જગણ (=લગાલ)ના રૂપમાં અથવા તો લ+નગણ (=લ,લ લ લ) આ રીતે જ આવવો જોઈયે. આમ 'આર્યા' બને; જેમકે—

ગઈ ગઈ ગુણવંતી ગમતી, નમતી નમતી નવી સુવા વાળી,
અહીં નથી તહીં નથી તરુણી, કંઈ નથી તવ એ કંઈ ગઈ બાળી ?
(અભિનવ પ્રેમાનંદ ?)

**ઉપગીતિ** : આર્યાના ઉત્તરાર્ધ જેવો જેમાં પૂર્વાર્ધ હોય તે 'ઉપગીતિ.'

**ઉદ્‌ગીતિ** : આર્યાનાં અર્ધ ઉલટાવવાથી 'ઉદ્‌ગીતિ' બને.

**આર્યાગીતિ** : ગીતિના બેઉ અર્ધને અંતે એક ગુરુ વધારી દેવાથી 'આર્યાગીતિ' થાય છે.

**અંજનીગીત** : મરાઠીમાંથી આપણને મળેલા આ મિશ્ર છંદમાં પહેલાં ત્રણ ચરણ 'ચરણાકુળ છંદ'નાં અને ચોથું ચરણ કેવળ દસ માત્રાનું ટૂંકું, એમ આવે છે. 'ચતુષ્પદી અભંગ'ની જેમ આમાં પણ પહેલાં ત્રણ ચરણોમાં પ્રાસ મળે છે અને ચોથું ચરણ મુક્તપ્રાસ રહે છે; જેમકે—

આકાશે એની એ તારા,
એની એ જ્યોત્સ્નાની ધારા,

તરુણ નિશા એની એ દારા
કયાં છે એની એ ? (કાંત)

છ-આઠ પદના છંદ

ગુજરાતીમાં ત્રણેક મિશ્ર છંદ છે, તે 'ચંદ્રાવળો,' 'છપ્પો' અને 'કુંડળિયો.' એમાં મુદ્દે તો બબ્બે છંદોનાં મિશ્રણ જ થયાં છે. 'છપ્પો' છ ચરણોનો છે; 'ચંદ્રાવળો' અને 'કુંડળિયો' આઠઆઠ ચરણોના છે.

છપ્પો (સં. षट् पद છ પદનો છંદ):

કાવ્ય છંદનાં ચાર ચરણ સાથે મળશે જો
બે પાદે ઉલ્લાલ તો જ છપ્પય એ કે'જો.

કાવ્ય છંદ-રોળા-નાં ચોવીસચોવીસ માત્રાનાં ચાર ચરણ અને છેલ્લાં બે પાદ ૨૮ માત્રાના ઉલ્લાલ છંદના મળવાથી છપ્પો થાય છે. 'ઉલ્લાલ'નું લક્ષણ આ મુજબ છે:

પંદર તેર યતિ બનતામાં અઠ્ઠાવીસ ઉલ્લાલે.

અઠ્ઠાવીસ માત્રાના એક ચરણમાં ૧૪ અને ૧૪ માત્રાએ વિરામ લેવાથી 'ઉલ્લાલ' બને છે; એટલે કે 'છપ્પામાં' 'રોળા'નાં ચાર ચરણ લઈ છેલ્લે 'ઉલ્લાલ'નાં બે ચરણ ઉમેરાય છે; જેમકે—

ધનજી ફિવાળે પાય, ભૂપ ભીખંતો દીઠો.
સૂરજી ન દેખે આંખ, બોલતો કડવું મીઠો.
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો.
અવિચલ ચબ્યા અપાર, દીઠો અજરામર મરતો.
હીરો, માણેક, મોતિયો, રતનિયો કયાંૈ દેખે નહિ.
કવિ શામળ કહે: સંસારમાં કારણ નામ રહ્યું કહીં! (શામળ)

ચંદ્રાવળો: એનું બંધારણ આ મુજબ છે—

પ્રથમ વીરનાં ચરણો મેલી ચરણાકુલ અનુ જાય.
સંધિ મહીં વળતાં ત્યાં શબ્દો, પે'લું છેલ્લું થાય,
પે'લું છેલ્લું થાય વળેલું, ચંદ્રવલય એ વૃત્ત બનેલું,
આઠ પદે આ રીત રહેલી, પ્રથમ વીરનાં ચરણો મેલી.

જેનું એકી ચરણ 'ચરણાકુલ'નું અને બેકી ચરણ 'દોહરા'નું હોય તેવાં બે સમ ચરણોનો એક 'વીર છંદ' બને છે. આવા 'વીર છંદ'ની બે લીટી લઇ, પછી 'ચરણાકુળ'નાં ચાર ચરણો-વાળી બે લીટી ઉમેરવામાં આવે તે 'ચંદ્રાવળો'. એનો વિશેષ કસબ એ કે એનું છેલ્લું ચરણ તે પાછું શરૂના ચરણના શબ્દોમાં જ હોય.

સોરઠ દેશ તણે સીમાડે, વડું શહેર વઢવાણ;
રાજસિંહજી રાજ કરે છે, મહીપતિ ત્યાં મકવાણ.
મહીપતિ ત્યાં મકવાણવંશી, ચંદ્રસિંહ-સુત સૂરજ-અંશી,
વાસ કવિનો નાગરવાડે, સોરઠ દેશ તણે સીમાડે. (ક. દ. ડા.)

કેટલાક અપવાદોમાં છેલ્લી બે લીટીઓ 'ચરણાકુળ'નાં ચાર ચરણોને બદલે 'ચોપાઈ-જેકરી'ની પણ હોય છે.

મુનિ આવ્યા મ્હારાજને જોવા, રાય તણું સુખ મંન
માન દીધાં વળી બ્રહ્મપુત્રને, વળી આપ્યાં આસંન.
આપ્યાં આસન, બેઠા ઋષિ, આશા ઉત્તમ તાતની વસી.
આ શાં રે ઋષિ સુખનાં રાજ, પુત્ર વિના ચિંતા અતિ આજ.
(કાળિદાસ-પ્રવાખ્યાન)

આમા છેલ્લી બે લીટી 'ચોપાઇ-જેકરી'ની બનેલી ઉપજાતિનાં ચાર ચરણોવાળી છે. જૂની આ રીત પણ હતી. બાકી તો 'ચરણાકુળ'નાં ચાર ચરણોવાળો 'ચંદ્રાવળો' જ સામાન્ય છે.

કુંડળિયોઃ એનું બંધારણ:

ચેલો દોહો મૂકતાં રોળા પાછળ જાય,
વળી ચોથું પદ સંધિમાં, કુંડળિયો એ થાય.
કુંડળિયો એ થાય, તહીં જેમાં પણ પે'લું,
છેલ્લે છેડે જાય, વમળમાં આવી રે'લું

પ્રથમ બે લીટીઓમાં દોહરો આવે, અને એનું છેલ્લું ચરણ જે શબ્દોમાં હોય તે જ શબ્દો પાછા 'રોળા છંદ'ના પહેલા ચરણ-રૂપે શરૂ થયે 'રોળા'ની બે લીટી (ચાર ચરણો) ઉમેરાય. આમાં પણ

'ચંદ્રાવળા' જેવો કસબ ખરો, કે 'દોહરા'ની શરૂઆતનો ટુકડો છેક છેલ્લા ચરણને છેડે પણ પાછો આવી જાય. 'ચંદ્રાવળા'ની ઘાટીનો જ આ છંદ છે.

> કંઠ હલાવે કોયલો કણ ભરતાં જે કાળ,
> જન મનમાં જાણી લહે પોંખ્યા કણ પેટાળ.
> પોંખ્યા કણ પેટાળ, કવિત તો ત્યારે કહિયે,
> શ્રોતા જનનાં શીશ ડોલતાં દિલમાં લહિયે.
> કહે કવિ દલપતરામ : નામકવિ કાવ્ય બનાવે,
> હજાર શ્રોતા હોય, કોઈ નહિ કંઠ હલાવે. (ક. દ. કા.)

### ૩. દેશીઓ

ગુજરાતી ભાષાએ અન્ય દેશભાષાઓની જેમ માત્રામેળ છંદોમાંથી ઊતરી આવેલી 'દેશીઓ' પણ મેળવેલી છે. મધ્યકાલીન ગુજરાતી કવિઓએ આ 'દેશીઓ'નો ખૂબ વિકાસ કર્યો હતો. આજે પણ એ 'રાસ-ગીતો'માં પુષ્કળ ફાલે છે. એમાં નવાનવા ઢાળ થયા છે અને થતા આવે છે, પણ એના મૂળમાં તો એક જૂની 'દેશી'જ હોય છે. આપણે ત્યાં આવી નીચેની 'દેશીઓ' જાણીતી છે: (૧) દોહરાની, (૨) સોરઠાની, (૩) ચોપાઈની, (૪) ચરણાકુળની, (૫) પ્લવંગમની, (૬) હરિગીતની, (૭) સવૈયાની, (૮) ઝૂલણાની. આખ્યાનકારો તે તે છંદનો આધાર લઈ એમાંથી આ દેશીઓ બનાવતા. એમાં ક્વચિત્ શુદ્ધ છંદનું તત્ત્વ જળવાઈ પણ રહે, અને ક્વચિત્ કેટલીક માત્રાની વધઘટ પણ હોય. આ નીચે આપેલા નમૂનાઓ ઉપરથી વધુ સ્પષ્ટતા થશે.

**દોહરાની દેશી :**

> ઘડપણ કોણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ.
> ઊમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
> ગોળી તે ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ—ઘડપણ૦
> (નરસિંહ મહેતો)

**સોરઠાની દેશી :**

વજ્જઇ એ તાલકંસાલ વજ્જઇ મદ્દલ ગુહિરસર,
રંગિહિ એ નચ્ચઇ બાલ પેખિવિ અંબિકમુહકમલુ.
(રેવંતગિરિરાસુ)

**ચોપાઈની દેશી ('જેકરી'ની 'ઉપજાતિ') :**

શુકજી કહે : સાંભળ રાજન, પરમ કથા પ્રૌઢી પાવન.
વળી વિચારે કમળાપતિ, મેં સુદામા સરખું આપ્યું નથી.
(પ્રેમાનંદ)

ઉપરની 'ચોપાઈ'માં છેલ્લે ગુરુ આવતાં **ચરણાકુલની દેશી** બને છે.

**પ્લવંગમની દેશી :**

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતો સૌભાગ્યસુહાગન જ્યોત્સ્નિકા,
નયને ઝળકે નમણું નિર્મળ હાસ જો ! સુરતાની૰ (કાંત)

**હરિગીતની દેશી :**

ભીમસુત ત્યાં આવિયો (ને) સુણી વનમાં વાત
'તાતની પક્ષે જજો' એમ વદે વાણી માત. (વૈકુંઠ)

**સવૈયાની દેશી :**

ભૂતળ ભક્તિપદારથ મોટું બ્રહ્મલોકમાં નાહીં રે,
પુણ્ય કરી અમરાપુરી પામ્યા અંતે ચોરાસી માંહી રે.'
(નરસિંહ મહેતા)

આ બધામાં 'સવૈયાની દેશી' બહુ જ વ્યાપક છે. મધ્યકાળનાં આખ્યાનોનો મોટો ભાગ 'સવૈયાની દેશી'માં ને તેથી થોડો 'ચોપાઈની દેશી'માં છે. 'ચોપાઈની દેશી'માં 'ચરણાકુલની દેશી'નું મિશ્રણ હોય છે.

એક જ પ્રકારની દેશીમાં કેટલીક વાર ખૂબ વૈવિધ્ય પણ સાધવામાં આવે છે; જેમકે—

'દોહરા'માં—આંખ ભળી અબળા કહે, ઋષિરાયજી રે,

મારું જડ થયું છે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે,
રુએ બાળક લાવો અંન, લાગુ પાયજી.' (પ્રેમાનંદ)

આમાં 'દોહરા'ના પ્રત્યેક ચરણ પછી અનુક્રમે 'ઋષિરાયજી રે' અને 'લાગું પાયજી રે' મૂકવામાં આવ્યાં છે. આ જ પ્રકારે 'ચોપાઈ'માં પણ વિવિધતા સાધવામાં આવે છે. 'દોહરા–ચોપાઈ'ની વિવિધતાવાળા આ બધા ઢાળોમાં પછી આખાં ચરણ પણ લખાયાં હોય છે; જેમકે—

જો પશ્ચિમ કેરે દ્વાર, નમણી સાંધ્ય પ્રભા;
વિલસે ત્યાં ઊંડે આભ રંગની સૌમ્ય છટા. (સ્નેહરશ્મિ)

એ જ રીતે ઝૂલણાની દેશીમાં—

જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનુમાં કોણ જાશે? (નરસિંહ મહેતો)

નરસિંહ મહેતાનાં પ્રભાતિયાંના ઝૂલણા આવા છે.

'દેશીઓ'માં 'દોહરા–ચોપાઈ' વગેરેનાં ચરણોમાં જેવું વૈવિધ્ય મળે છે તેવા વૈવિધ્યની છાયામાં આપણે ત્યાં નવા પ્રયોગ પણ થયા છે:

આજ શ્રાવણની રાતના ગાજે મેઘ–આડંબર ઘોર,
વીજનાં નૃત્યનાં ઝાંઝર વાજે નીર કરે મૃદુ શોર,
રોતા હસી ગળકી ઊઠે મોર.
એવી ઉર ધૂન રમી રહી ઓર!' (સ્વપ્નસ્થ)

આપણા સમગ્ર કાવ્યસાહિત્યમાં 'દેશીઓ' એટલી બધી છે અને એમાં એટલી બધી વિવિધતા સધાઈ ગઈ છે કે બધા જ સંયોગોમાં એ કયા છંદની દેશી છે તે પકડી પણ નથી શકાતું; જેમકે—

ઝંખે છે ભોમ પાણી પાણી, ઓ મેહુલા!
ઝંખે છે ભોમ પાણી પાણી!
તુને શું આગ આ અજાણી? ઓ મેહુલા૦
મેલાં આકાશ, જાણે મૃત્યુની ખીણ ખડી,
સૂરજની ચેહ ત્યાં ચેતાણી, ઓ મેહુલા૦
હજીયે ખડા ન ખેંચાણી? ઓ મેહુલા૦ (સ્વપ્નસ્થ)

એ જ રીતે એક 'જૂની દેશી'નું ઉદાહરણ—

ગોવિંદે ગોઠડી માંડી: કૃહોને મિત્ર અમારા.
સાંભળવા આતુર છું સમાચાર તમારા. (પ્રેમાનંદ)

અનુકરણ કરનાર પોતાને જે 'દેશી' પ્રયોજવાની હોય તેને જો આંખ સામે રાખીને રચના કરશે તો એમાં બંધદોષ નહિ આવે.

## ૪. અરબી ફારસી ઢાટીના છંદ

અરબી ફારસી અને ઉર્દૂ કવિતાના વાહન તરીકે વપરાતા છંદો (બહર)નું વિશિષ્ટ શાસ્ત્ર 'ઇલ્મે અરૂઝ' ખૂબ વ્યવસ્થિત છે. એના ૩૫૬ છંદ સ્વ. રણછોડભાઈ ઉદયરામે 'રણપિંગળ'મા નોંધ્યા છે. આપણે ત્યાં ગુજરાતીમાં તો એઓમાંના સ્વલ્પ છંદ જ વપરાય છે. બાળાશંકર, અમૃત કેશવ નાયક, દીવાના, કાંત, મણિલાલ નભુભાઈ, કલાપી, સાગર, દેરાસરી, ઠક્કુર નારાયણ વગેરે સિદ્ધહસ્ત કવિઓએ, કેટલાક પારસી કવિઓએ, તેમજ હાલના યુવાન મુસ્લિમ કવિઓએ આવા કેટલાક છંદોમાં કવિતા-લખી છે. એઓમાંના અમુક પ્રચલિત છંદોના લક્ષણ અને ઉદાહરણ આપણે જોઈશું. પણ એ પહેલાં એની પરિભાષા વગેરે આપણે સમઝવાં જોઈયે.

**અર્કાન**: આપણા પિંગળના ગણની માફક ફારસીમાં પણ લઘુગુરુના માપ પ્રમાણે પાડેલા આઠ ગણ છે તેને 'અર્કાન' કહે છે. એનાં નામ તથા એના લઘુગુરુના ઉચ્ચાર, 'લ' 'દા'ના સંકેત મુજબ થતા, આ નીચે આપ્યા છે:

૧. ફ઼ઊલુન્ —લ દા દા
૨. ફ઼ાઇલુન્ —દા લ દા
૩. મફ઼ાઈલુન્ —લ દા દા દા
૪. મુસ્તફ઼્ઇલુન્—દા દા લ દા
૫. મફ઼ાઇલતુન્—લ દા લ લ દા
૬. ફ઼ાઇલાતુન્—દા લ દા દા
૭. મુતફ઼ાઇલુન્—લ લ દા લ દા
૮. મફ઼ઊલાત—દા દા દા લ

ઉપરના ગણોના ઉચ્ચારણમાં, લક્ષણને અનુસરી, ગુરુસ્થાને—એટલે કે એક દીર્ઘ-સ્વર-રૂપે યા બે હ્રસ્વ રૂપે—આવી શકે તેવાને 'દા' અને એક લઘુને માટે 'લ' સંજ્ઞા આપવામાં આવી છે.

આ મુખ્ય આઠ ગણોમાંથી ટુકડા પાડી ૫૫ વિકારી ગણ બનાવેલા છે; જેમકે, 'ફ઼ઇલુન્' ગણમાંથી 'ફ઼ઇલ્', 'ફ઼અલ્', 'ફ઼ાલુન્' 'ફ઼અ' વગેરે અનેક. આ બધા વિકારી ગણોનો ઉપયોગ અનેક પેટાછંદો બનાવવામાં કરાય છે. ગણોની આ ભાંગતોડને 'જિહાફ઼' કહે છે.

ઉપરના આઠ ગણો વડે ૧૯ શુદ્ધ છંદ બને છે. એનાં નામ: ૧ તવીલ, ૨ બસીત, ૩ મદીદ, ૪ કામિલ, ૫ વાફ઼િર, ૬ હઝજ, ૭ રમલ, ૮ રજ઼ઝ, ૯ મુતસરહ, ૧૦ મુઝારિઅ, ૧૧ સરીઅ, ૧૨ ખફ઼ીફ઼, ૧૩ મુઝતસ, ૧૪ મુક્તઝિબ, ૧૫ મુતકારિબ, ૧૬ મુતદારિક, ૧૭ ઝદીદ, ૧૮ કરીબ અને ૧૯ મુશાકિલ.

**મિસરા:** ઉપરના ગણ અમુક નિશ્ચિત લક્ષણો પ્રમાણે વાપરીને કાવ્યનું જે એક ચરણ તૈયાર કરવામાં આવે તેને 'મિસરા' કહે છે.

**શેર:** આ બે 'મિસરા'ની જે એક કડી બને તે 'શેર' કહેવાય છે. આપણો 'શ્લોક' સામાન્યતઃ ચાર 'ચરણ'નો બનેલો હોય છે, જ્યારે 'શેર' બે 'મિસરા'નો બનેલો હોય છે.

**સદ્ર:** આપણા શ્લોકમાંનાં એકી ચરણોને આપણે 'વિષમ' કહિયે છીએ તેમ, 'શેર'માંના એકી (પહેલા) ચરણને 'સદ્ર' કહે છે.

**અઝ્ઝ:** આપણાં બેકી ચરણને આપણે 'સમ' કહિયે છિયે તેમ 'શેર'માંનું બેકી (બીજું) ચરણ 'અઝ્ઝ' કહેવાય છે.

**સ્થાન પ્રમાણે ગણોની સંજ્ઞાઓ:** આપણા પિંગળ કરતાં આ અરબી પદ્યરચનામાં એક વિશેષતા એ છે કે કોઈ પણ એક છંદમાં જેટલા ગણ વપરાયા હોય તે દરેકના સ્થાન મુજબ એની સંજ્ઞા નક્કી કરવામાં આવી છે. એ સ્થાનની ગણતરી નીચેના ત્રણ વિભાગમાં જ થાય છે: (૧) ચરણમાં પહેલો આવતો ગણ, (૨) છેલ્લો આવતો ગણ, અને (૩) વચ્ચે આવતા બધા ગણ.

આ સમઝવા એક દાખલો લઇયે. આપણે ત્યાં પ્રચલિત ગઝલનું બંધારણ 'મફ઼ાઈલુન' ગણ દ્વારા નીચે મુજબ થાય છે:

મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્
મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્

આ બે પંક્તિઓમાંની પહેલી પંક્તિ (વિષમ ચરણ-સદર)માં આવતા ચાર મફાઈલુન્ ગણ પૈકીનો પહેલો મફાઈલુન્ 'સદર' સંજ્ઞાથી ઓળખાય છે; છેલ્લો મફાઈલુન્ 'ઉરૂઝ' સંજ્ઞાથી ઓળખાય છે અને વચ્ચેના બંને મફાઈલુન્ ગણ 'હશ્વ' કહેવાય છે; જ્યારે બીજી પંક્તિ (સમ ચરણ-અઝ્ઝ)માં આવતા ચાર મફાઈલુન્ ગણો પૈકીનો પહેલો 'ઇબ્તેદા', છેલ્લો 'ઝરબ' અને વચલા બંને 'હશ્વ' કહેવાય છે.

ઉશૂલ : સંસ્કૃત વૃત્તોની માફક અરબી-ફારસી છંદો પણ અક્ષરમેળ-ગણમેળ છે. એના ગણોમાં શબ્દોને એનું ચોક્કસ 'વઝન' સમઝીને જ પ્રયોજી શકાય છે. આ માટે શબ્દોના શ્રુતિસમૂહ (syllables સિલેબલ્સ)ની પણ સ્વરૂપ પ્રમાણે વિવિધ સંજ્ઞાઓ આપવામાં આવી છે. દરેક શ્રુતિ (સિલેબલ)ને 'ઉશૂલ' કહે છે.

'ઉશૂલ'ના પાછા ત્રણ પ્રકાર છે : બે માત્રાના યૂથને 'સબબ', ત્રણ માત્રાના યૂથને 'વતદ' અને ચાર માત્રાના યૂથને 'ફાસલા' કહે છે.

સબબ (બે માત્રાની શ્રુતિ)નાં ઉદાહરણ : ધા, ઘર, છિદ્ર વગેરે.

વતદ (ત્રણ માત્રા)નાં ઉદાહરણ : સદા, શરમ, સાધુ, સિંધુ વગેરે.

ફાસલા (ચાર માત્રા)નાં ઉદાહરણ : કવિતા, કરવત, શાશ્વત વગેરે.

'ફાસલા'માં પાછા બે પ્રકાર છે : ચાર માત્રાના પ્રકારને 'સુઘ્રા' કહે છે, જેનાં ઉદાહરણ ઉપર આપ્યાં છે. બીજો પ્રકાર પાંચ માત્રાનો છે તેને 'કુબ્રા' કહે છે. 'સુઘ્રા'ના છેલ્લા લઘુને ગુરુ કરવાથી આ 'કુબ્રા' સધાય છે: જેમકે 'કરવત' એ સુઘ્રા છે; પણ 'કરવતો' એ કુબ્રા થશે.

## વઝન

સબબ, વતદ અને ફાસલાનાં જે ઉદાહરણ ઉપર આપ્યાં છે તે પરથી જણાશે કે છંદમાં અક્ષરગણતરી 'ઉચ્ચારણ' ઉપર આધાર રાખે છે; તો જ ધા ઘર અને છિદ્ર સરખાં થઈ શકે. એ જ રીતે

સદા, શરમ, સાધુ, સિંધુ વગેરેમાં પણ અક્ષરસંખ્યા વિવિધ હોવા છતાં ઉચ્ચારણ ઉપર આધાર રાખી શ્રુતિ તો બે જ ગણાય છે. ફાસલામાં પણ એ જ રીતે કવિતા, કરવત, શાશ્વત વગેરે પણ વિવિધ અક્ષરસંખ્યા ધરાવતાં છતાં બે જ શ્રુતિવાળાં ગણાય છે. ફાસલા-કુશ્રામાં પણ નિર્મલા, સરગવો, એમાં ત્રણ જ શ્રુતિ ગણાય છે.

એક શ્રુતિ, દ્વિશ્રુતિ અને ત્રિશ્રુતિ પદોની આ ત્રણે મેના પદરચના માટે લક્ષ્યમાં રાખવી જરૂરી છે. રખી પિંગળની વિશુદ્ધિનો ખરો આધાર આ શ્રુતિઓ ઉપર જ છે. તેથી ગુજરાતી ભાષામાં એ છંદો વાપરતાં જીવંત ઉચ્ચારણ ઉપર જ સતત ખ્યાલ રાખવો જરૂરી છે, કેમકે ગુજરાતી ભાષામાં લઘુપ્રયત્ન અ, ઇ, ઉ, ઓ પૂર્વની શ્રુતિનાં અંગ બની જઈને પૂર્વની શ્રુતિને ગુરુ બનાવી દે છે. દાખલા તરીકે 'ઘર', કંઈ (જે બોલવામાં 'કૈં' બની જાય છે), લઉં (જે બોલાવામાં 'લૌં' બને છે.), જુઓ.

પૂર્વની શ્રુતિમાંનો સ્વર હ્રસ્વ હોય ત્યારે તો માત્રામાનની દૃષ્ટિએ એ શ્રુતિ ગુરુ બની રહેતાં કાંઈ વિસંવાદ ઊભો થવા પામતો નથી; પરંતુ પૂર્વની શ્રુતિમાંનો સ્વર દીર્ઘ હોય છે (ખાસ કરી આ, અ, ઓ) ત્યારે એ સ્વરો પછીની શ્રુતિમાંના લઘુપ્રયત્ન અ, ઇ, ઉ, ઓ ને કવિતામાં કેવું સ્થાન આપવું એ મૂંઝવણમાં નાખી દે છે. આ, એ, ઓ એ ત્રણે સ્વરોમાં પણ આ નો પ્રસંગ વિકટ બને છે, કેમકે એ અને ઓ તો આપણે ત્યાં હ્રસ્વ રૂપે પણ ઉચ્ચારાય છે અને તેથી લઘુપ્રયત્ન અ, ઇ, ઉવાળી શ્રુતિ સહિત એ કવિતામાં ગુરુરૂપે આવી શકે છે; જેમકે—

તું રૂપ છે, હું પ્રેમ છું, તુ જીવ, હું શરીર.

આમાં 'પ્રેમ' શબ્દમાં 'પ્રે' ગુરુ હોવા છતાં 'મ' તેમાં ભળી જઈને એક જ ગુરુ તરીકે ઉચ્ચારાય છે. પરંતુ—

જિગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે.

એ ગઝલનું બંધારણ ફારસી છંદોરચના પ્રમાણે આમ છે:

મફાઈલુન, મફાઈલુન, મફાઈલુન, મફાઈલુન
લ દા દા દા લ દા દા દા લ દા દા દા લ દા દા દા

એટલે, ઉપરની પંક્તિમાં કાળા કરીને બનાવેલા 'યાર' અને 'સંસાર'–માં અરબી-ફારસી છંદોરચના પ્રમાણે ત્યાં 'દા' અને 'લ' એમ બે શબ્દના રૂપમાં અથવા સ્વતંત્ર ઉચ્ચારવાળા 'દા' અને 'લ' આવવા જોઈયેઃ પૂર્વની શ્રુતિનાં ભળી જાય ને રીતના નહિ. આવા સ્થાને ફારસીમાં 'લ'થી શરૂ થતો શબ્દ મૂકવો વધારે અનુકૂળ થઇ રહે છે; જેમકે નીચેની પંક્તિઓમાં ઘેરા કરેલા અક્ષર જુઓ :

"અગર્ ખાહી દિલે રોશન્ તુરા તર્કે હવસ્ બ્હેતર્
ચિરાગી દર્ કફે હર્ કસ બુવદ્ ઝબ્તે નફ્સ્ બ્હેતર્.

આ ઉદાહરણમાંના હિ, હ, ક અને ન એ મોટા અક્ષર જુઓ અને યાર તથા સંસાર સાથે સરખાવો. એ પંક્તિ ફારસી ગણયોજના પ્રમાણે આમ બોલાય :

જિગરનોયા રહુદ્દોનો બધોસંસા રહુદ્દોછે.

આપણી ગુજરાતી ગઝલો વગેરેની છંદોરચના અરબી ફારસી છંદોના શુદ્ધ રૂપને અદલ અનુકૃળ કરવી હોય તો આ વસ્તુ સતત ધ્યાનમાં રહેવી જ જોઇયે. આપણે ત્યાં અરબી ફારસી પદ્ધતિએ અમુક મુસ્લિમ કવિઓ સિવાયના લગભગ બધા કવિઓની રચનામાં ઉપર બતાવેલા ખ્યાલનો ઘણે અંશે અભાવ જણાય છે, કેમકે એમની સામે સતત રહેતા હિંદી ગુજરાતી માત્રામેળ છંદોને લીધે એમણે સંસ્કૃત અક્ષરમેળ છંદોને અનુસરીને લઘુપ્રયત્ન અ, ઇ, ઉ, ઓનો ખ્યાલ કેળવ્યો નથી હોતો. એટલે નવીન રચના કરનારે ઉપરની સૂચના ખાસ લક્ષ્યમાં રાખી, આ નીચે દરેક છંદના આરંભમાં આપેલા એના પારિભાષિક માત્રામાનને જ ચુસ્તપણે અનુસરવું હિતાવહ છે.

એ ખાસ ધ્યાનમાં રાખવું કે અરબી-ફારસી છંદોનો 'એકમ' શ્રુતિ (syllable) ઉપર જ અવલંબે છે. અમુક છંદમાં અમુક શ્રુતિ હોય, એટલે એમાં બતાવ્યા મુજબ જ 'દા' કે 'લ' આવવા જોઈયે.

આમ કરવામાં એક 'દા'ને બદલે બે 'લ' મૂકવાને કારણે અક્ષરો વધુ-ઘટ આવી શકે; પણ શ્રુતિઓ (સિલેબલ્સ)તો નિશ્ચિત કર્યા મુજબ જ આવે; જેમકે ઉપર બતાવ્યા મુજબ—

મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્

એ છંદની શ્રુતિ આ મુજબ છે :

લ દા દા દા લ દા દા દા લ દા દા દા લ દા દા દા

તેમાં

લ લલ્ લલ્ લલ્ | લ લલ્ લલ્ લલ્ | લ લલ્ લલ્ લલ્ | લ લલ્ લલ્ લલ્

એમ પ્રત્યેક 'દા'ના કદાચ બબ્બે 'લ' કરી શકાય, પરંતુ એક 'દા'ના છેલ્લા 'લ' સાથે તેની પછીના 'દા'નો પહેલો 'લ' મળી જઇને એને ગુરુ (દા) બનાવી શકે નહિ.

## છંદો

આપણે ઉપર જોઇ ગયા તેમ અરબી પિંગળમાં છંદોના મુખ્ય પ્રકાર, અને એના વળી પેટા પ્રકાર અનેક છે, પણ એના ઊંડાણમાં ઊતરવું શીખનારાઓ માટે નિરર્થક છે; એટલે આપણને માત્ર પરિચિત છંદોમાંના મહત્ત્વના છંદોનાં જ બંધારણ અહીં (બની શક્યાં તેટલાનાં ઉદાહરણ સાથે) આપ્યાં છે.

**૧ તવીલ** (મુસમ્મન): ૧૪ શ્રુતિ, ૨૫ માત્રા

૧ ૧૧ ૧ ૧ ૧૧ ૧૧ ૧ ૧ ૧ ૧૧ ૧ ૧ ૧ ૧૧ ૧ ૧ ૧

ફ ઊ લુ ન્, મ ફા ઈ લુ ન્, ફ ઊ લુ ન્, મ ફા ઈ લુ ન્ (૨૪)

લ દા દા, લ દા દા દા, લ દા દા, લ દા દા દા (૧૪)

**૨ કામિલ** (મુસમ્મન સાલિમ): ૨૦ શ્રુતિ, ૨૮ માત્રા

મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્ (૨૮)

લ લ દા લ દા, લ લ દા લ દા, લ લ દા લ દા, લ લ દા લ દા (૨૪)

સરખાવો 'મુસ્તફ્ઇલુન્' (દાદાલદા) થતાં બનનો નં. ૧૨નો રજઝ (મુસમ્મન સાલિમ) છંદ. સરખાવો 'હરિગીત'.

૩ કામિલ(મુસમ્મન મઝમર): ૧૮ શ્રુતિ, ૨૮ માત્રા
મુતફાઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુતફાઇલુન, મુસ્તફ્ઇલુન્ (૨૮)
લલદાલદા, દા દા લ દા , લલદાલદા, દા દા લ દા (૧૮)
સરખાવો કામિલ (મુસમ્મન સાલિમ ને રજ્ઝ મુસમ્મન સાલિમ) ન. ૨ તથા નં. ૧૨ના ગણના મિશ્રણથી. વળી સરખાવો 'હરિગીત'.

૪ કામિલ (મુસદ્દસ સાલિમ): ૧૫ શ્રુતિ, ૨૧ માત્રા
મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્ (૨૧)
લલદાલદા, લલદાલદા, લલદાલદા (૧૫)

૫ કામિલ (મુસદ્દસ મુઝમર મઝાલ): ૧૩ શ્રુતિ, ૨૧ માત્રા
મુતફાઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલાન્ (૨૧)
લલદાલદા, દા દા લ દા, દા દા લ દા (૧૩)
જુઓ કામિલ (મુસદ્દસ સાલિમ) નં ૪.

૬ વાફિર (મુસમ્મન સાલિમ): ૨૦ શ્રુતિ, ૨૮ માત્રા
મફાઇલતુન્, મફાઇલતુન્, મફાઇલતુન્, મફાઇલતુન્ (૨૮)
લદાલલદા, લદાલલદા, લદાલલદા, લદાલલદા (૨૦)
સરખાવો આ પછીનો હઝ્ઝ (મુસમ્મન સાલિમ) નં ૭.

૭ હઝ્ઝ (મુસમ્મન સાલિમ): ૧૬ શ્રુતિ, ૨૮ માત્રા
મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્ (૨૮)
લદાદાદા, લદાદાદા, લદાદાદા, લદાદાદા (૧૬)
કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે,
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી લપાઈ છે. (મણિલાલ)

૮ હઝ્ઝ (મુસમ્મન મૌકૂફ અખરબ): ૧૪ શ્રુતિ, ૨૨ માત્રા
મફ્ઊલ, મફાઈલ, મફાઈલ, ફઊલાન (૨૨)
દાદાલ, લદાદાલ, લદાદાલ, લદાદા (૧૪)
ઊતાર ન કંઈ પ્યાર એ દિલદાર સબર લે;
ગમખ્વાર જિગરખ્વારની કૈં વાર ખબર લે (બાલાશંકર)
આમાં છેલ્લે લઘુપ્રયત્ન અ-શ્રુતિવાળો શબ્દ આવી શકે.

૯ રમલ (મુસમ્મન અરૂઝ વજ્ન'મહઝૂફ): ૧૫ શ્રુતિ, ૨૬ માત્રા
ફાઇલાતુન્, ફાઇલાતુન્, ફાઇલાતુન્, ફાઇલુન્ (૨૬)
દાલદાદા, દાલદાદા, દાલદાદા, દાલદા (૧૫)
જેટલા મુખનો થવા ચાહે અરીસો અય પતીલ,
તેટલા ટુકડા થવા દે જિંદગીના જામના. (પતીલ)

સરખાવો નરસિંહરાવનો 'વિષમ હરિગીત'. આ છંદમાં છેડે એક 'લ' ઉમેરાતાં ૧૬ શ્રુતિ અને ૨૭ માત્રાનો રમલ (મકસૂર) ને 'દા' ઉમેરાતાં ૧૬ શ્રુતિનો અને ૨૮ માત્રાનો રમલ (મુસમ્મન) બને છે.

૧૦ રમલ (મુસમ્મન મશકૂલ): ૧૬ શ્રુતિ, ૨૪ માત્રા
ફઇલાત, ફાઇલાતુન્, ફઇલાત, ફાઇલાતુન્ (૨૪)
લલદાલ, દાલદાદા, લલદાલ, દાલદાદા (૧૬)
સમઝી ગયો હવે હું પરિણામ દિલગીનું,
મરવા વિના કશુંયે નથી કામ દિલ્લગીનું. ('ઝાર' રાંદેરી)

આ છંદના બંધારણમાંના ખંને 'લલદાલ'ને સ્થાને 'દાદાલ' થઈ જતાં જુઓ મુઝારિઅ (મુસમ્મન અખરબ) નં. ૧૪; અને છેલ્લો 'ફાઈલિયાન્' થતાં રમલ (મુસમ્મન મશકૂલ મુસબ્બગ) થાય છે.

૧૧ રમલ (મુસદ્દસ મહઝૂફ): ૧૧ શ્રુતિ, ૧૯ માત્રા
ફાઇલાતુન્, ફાઇલાતુન્, ફાઇલુન્ (૧૯)
દાલદાદા, દાલદાદા, દાલદા (૧૧)
વિશ્વવ્યાપી છે છતાં સંતાય છે,
એ સનમ શરમાય છે, શરમાય છે. (સત્તારશાહ)

૧૨ રજઝ (મુસમ્મન સાલિમ): ૧૬ શ્રુતિ, ૨૮ માત્રા
મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલુન્ (૨૮)
દાદાલદા, દાદાલદા, દાદાલદા, દાદાલદા (૧૬)
બલિહારી તારા અંગની ચંબેલીમાં દીઠી નહિ,
સખ્તાઈ તારા દિલની મેં વજ્રમાં દીઠી નહિ. (બાલાશંકર)

સરખાવો આપણો શુદ્ધ 'હરિગીત'. વળી દરેક ગણ મુતફાઇલુન્

થતાં કામિલ (મુસમ્મન સાલિમ) બને છે; જુઓ ન. ૨.

૧૩ રજ્ઝ (મુસદ્દસ સાલિમ) : ૧૨ શ્રુતિ, ૨૧ માત્રા

મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલુન્ (૨૧)
દાદાલદા, દાદાલદા, દાદાલદા (૧૨)

તું યાર ક્યાં? દુશ્મન કયો? જાણું નહિ!
આ દિલ ધડકતું જાય ક્યાં? જાણું નહિ! ('કલાપી')

૧૪ મુઝારિઅ (મુસમ્મન અખરબ): ૧૪ શ્રુતિ, ૨૪ માત્રા

મફ્ઊલ, ફાઇલાતુન્, મફ્ઊલ, ફાઇલાતુન્ (૨૪)
દાદાલ, દાલદાદા, દાદાલ, દાલદાદા (૧૪)

રંગો વસંતના છે મુજ દાગદાર દિલમાં
પુષ્પો ખીલી રહ્યાં છે સુરભિપ્રસાર દિલમાં. ('ફકીર')

૧૫ મુઝારિઅ (મુસમ્મન અખરબ મકફૂક મહઝૂફ) : ૧૪ શ્રુતિ
૨૨ માત્રા

મફ્ઊલ, ફાઇલાન, મફાઇલ, ફાઇલુન્ (૨૨)
દાદાલ, દાલદાલ, લદાદાલ, દાલદા (૧૪)

૧૬ મુઝારિઅ (મુસમ્મન અખરબ મહઝૂફ): ૧૩ શ્રુતિ,
૨૨ માત્રા

મફ્ઊલ, ફાઇલાતુન્, મફ્ઊલ, ફાઇલુન્ (૨૨)
દાદાલ, દાલદાદા, દાદાલ, દાલદા (૧૩)

૧૭ મુતકારિબ (મુસમ્મન સાલિમ): ૧૨ શ્રુતિ, ૨૦ માત્રા

ફઊલુન્, ફઊલુન્, ફઊલુન્, ફઊલુન્ (૨૦)
લદાદા, લદાદા, લદાદા, લદાદા (૧૨)

હતું રૂ, બની તેનોં મલમલ મુલાયમ,
થઈ છે રહી તન ઉપર કેવોં કાયમ;
નહિ તાંતણો તાંતણાથી જુદો છે,
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે. ('પતીલ')

સરખાવો આપણો 'ભુજંગી' છંદ.

૧૮ મુતકારિબ (મુસમ્મન મહઝૂફ) : ૧૧ શ્રુતિ, ૧૮ માત્ર
ફઊલુન્, ફઊલુન્, ફઊલુન્, ફઅલ્ (૧૮)
લદાદા, લદાદા, લદાદા, લદા (૧૧)
જગત્ દિવ્યની રેખ ઝૅલ-પાદરી
પગગો સૅરે ને સૅધાડે મનમ ('સ્નેહજ્યોતિ')
૧૯ મુતકારિબ (મુસમ્મન અસરમ). ૧૦ શ્રુતિ, ૧૬ માત્રા
ફાઅ, ફઊલુન્, ફાઅ, ફઊલુન્ (૧૬)
દાલ, લદાદા, દાલ લદાદા (૧૦)
આને બેવડો કરતાં મુતકારિબ (મુસમ્મન અસરમ) થાય છે.
આપણા 'ઝૂલણાવૃત્ત' અને 'સવૈયા' સાથે સરખાવો
૨૦ મુતકારિબ (મુસમ્મન અસરમ મકબૂઝ): ૧૦ શ્રુતિ, ૧૫ માત્ર
ફાઅ, ફઊલુન્, ફાઅ, ફઊલ (૧૫)
દાલ, લદાદા, દાલ, લદાલ (૧૦)
સરખાવો આપણી 'ચોપાઈ'.
૨૧ મુતકારિબ (મુસમ્મન અસરમ મહઝૂફ) ૯ શ્રુતિ ૧૫ માત્રા
ફાઅ, ફઊલુન્, ફાઅ, ફઅલ (૧૫)
દાલ, લદાદા, દાલ, લદા (૯)
સરખાવો આપણો 'જેકરી'
૨૨ મુતદારિક (મુસમ્મન મકતૂઅ) ૮ શ્રુતિ, ૧૬ માત્રા
ફઅલુન્, ફઅલુન્, ફઅલુન્, ફઅલુન્ (૧૬)
દા દા, દા દ, દા દા, દા દા (૮)
આહા પૂની ખીલી ચંદા
શીતળ મધુની છે સુખ-કંદા
પાણી પર તે જ્યાં છે પમરી
રૂડી આવે લહરી મંદા (નર્મદાશં૦)
આને 'વિદ્યુન્માલા' સાથે કશો સંબંધ નથી, પણ 'ઝૂલણાવૃત્ત' સાથે સરખાવી શકાય. આને બેવડો કરતા મુતદારિક (મકતૂઅ) થ૦

૨૩ મુતદારિક ( મુસમ્મન સાલિમ ): ૧૨ શ્રુતિ, ૨૦ માત્રા
ફાઇલુન્, ફાઇલુન્, ફાઇલુન્, ફાઇલુન્ (૨૦)
દા લ દા, દા લ દા, દા લ દા, દા લ દા (૧૨)
સરખાવો 'ઝૂલણા'ના ચરણનું પ્રથમ અર્ધ.

૨૪ મુતદારિક (મુસમ્મન મખબૂન): ૧૨ શ્રુતિ, ૧૬ માત્રા
ફઇલુન્, ફઇલુન્, ફઇલુન્, ફઇલુન્ (૧૬)
લ લ દા, લ લ દા, લ લ દા, લ લ દા (૧૨)
સરખાવો 'તોટક'; આને બેવડો કરતા મુતદારિક (મખબૂન) બને.

### કાફિયા

અરબી ફારસી છંદોરચનામાં એક ખાસ વાત ખ્યાલમાં રાખવાની હોય છે. આપણે ત્યાં શબ્દાલંકારનો વિષય સ્વતંત્ર છે; શબ્દાલંકાર કવિતામાં ખાસ જરૂરી જ, એવું નથી: આપમેળે આવી જતા હોય તો આવવા દેવાય; પણ અરબી-ફારસી છંદોમાં તો પિંગળના માપની જેમ જ કવિતામાં એ પણ અનિવાર્ય ગણાય છે. ગુજરાતીમાં જેને આપણે 'પ્રાસ' કહિયે છિયે તેને ફારસી પિંગળશાસ્ત્રમાં 'કાફિયા' કહે છે. પરંતુ આપણે ત્યાં પ્રાસનો આગ્રહ પૂર્વ સ્વર સહિત માત્ર છેલ્લા અક્ષર પૂરતો હોય છે, જ્યારે કાફિયામાં પૂર્વશ્રુતિમાંના સ્વર સહિત બનતો ( પછી તે એક અક્ષરસમૂહ વધુ શ્રુતિનો હોય તોપણ ) સમગ્ર રીતે જ પ્રાસના સ્થાનમાં આવૃત્ત થવો જોઇયે એવું બંધન છે; જેમકે—

દયાની દૃષ્ટિ મારા પર નિરંતર શારદાની હો !
ઝળઝળતા પૂર જેવી મુજ કવિતામાં રવાની હો ! ('શયદા')

આ લીટીમાં કાફિયા 'આની' છે એ કાળા અક્ષર જોતાં જણાશે.

કહું હું શું અહીં–મુજ દિલ તણો હર તાર જુદો છે.
અને ફરિયાદનો હર તારમાં પોકાર જુદો છે. ('ફકીર')

આ પંક્તિઓમાં કાફિયા 'આર' છે. પંક્તિમાં આ 'કાફિયા'

( ઉપર બતાવ્યા પ્રમાણે ) વધુ ઊંડે પણ જઈ શકે છે; એટલું જ નહિ, પંક્તિના પ્રારંભમાં પણ આવી રહે છે; જેમકે—

અદા પણ તમારી અતિ મન-પસંદ
જફા પણ તમારી અતિ મન-પસંદ. ('ઝાર' રાંદેરી)

રદીફ

ઉપરનાં ઉદાહરણ જોતાં વિશેષ એ પણ જણાશે કે કાફિયા પછી અમુક બીજા શબ્દ પણ આવૃત્ત થયા હોય છે. [ આ સંસ્કૃતમાંના 'લાટાનુપ્રાસ' જેવું જણાય છે. લાટાનુપ્રાસમાં અક્ષરો તે ને તે, પણ કાકુ (ધ્વનિ) વગેરેથી ભાવ બદલતો હોય છે; અહીં અર્થભેદ નથી.] અક્ષરોની તેમજ શબ્દોની આવી આવૃત્તિને 'રદીફ' કહે છે. ઉપરના પહેલા ઉદાહરણમાં 'હો' અને બીજામાં 'જુદો છે' એ 'રદીફ' છે. અરબી ફારસી પ્રકારની કવિતામાં સ્થાનપરત્વે આ 'રદીફ' પણ અનિવાર્ય ગણાય છે. છેલ્લા ઉદાહરણમાં તો લગભગ આખી પંક્તિ જ ('પણ તમારી અતિ મનપસંદ') 'રદીફ'રૂપે આવૃત્ત થઈ છે.

અરબી-ફારસી પ્રકારની કવિતામાં આ 'કાફિયા' અને 'રદીફ' પરત્વે બીજું એક બંધન એ છે કે કાવ્યના આરંભની બંને પંક્તિઓના 'કાફિયા-રદીફ' તો અવશ્ય મળવા જોઈએ; અને પછીની પંક્તિઓમાં એકી પંક્તિમાં ન આવે તો ચાલે, પણ દર બેકી પંક્તિમાં તો 'કાફિયા-રદીફ' અવશ્ય મળવા જ જોઈએ; ('રૂબાઈ'માં આ ખાસ આવશ્યક છે;) જેમકે—

જતાં મદફન તરફ ઘરથી બજવવા ઢોલ તાસા શા ?
બજવવા ઢોલ તાસા શા ? ઊજવવા આ તમાશા શા ?
થતાં પે'લાં ઝમે મુજને હતું ના કોઈ ઓળખતું,
કબર આગળ હવે મારી કૂંલો સાકર પતાસાં શાં ? (પતીલ)

વ્યથાઓ જીવનની અદા થઈ ગઈ;
અદાઓ તમારી બલા થઈ ગઈ.

વફાની ન ખાહિશ રહી છે હવે—
વફાએ અમારી ખતા થઈ ગઈ.                ('ફકીર')

### વિષય

પ્રાયઃ આ બધા છંદોનો ઉપયોગ ઈશ્વરી પ્રેમની મસ્તીના વિષયમાં કરવામાં આવે છે લૌકિક પ્રેમ પણ એમાં ઉદાત્ત પ્રેમના મસ્ત સ્વરૂપમાં હોય છે; પણ એમાં ભૌતિક પ્રેમને તો સ્થાન હોતું જ નથી. તેથી આ ગઝલોનો ગમે તે રીતનો પ્રયોગ કરી શકાતો નથી; કરતાં એ શોભતો પણ નથી. ગુજરાતીમાં હરકોઈ વાતમાં ગઝલોનો ઉપયોગ અજાણ્યે કરવામા પણ આવ્યો છે; પરંતુ એ શાસ્ત્રીય રીતે અસિદ્ધ છે.

અરબી ફારસી પદ્ધતિએ સળંગ બંધનાં કાવ્ય જેમ થાય છે તેમ મુક્તક પદ્ધતિએ પણ થાય છે. મુક્તક પદ્ધતિનાં કાવ્યોમાં પણ સામાન્યતઃ ૫ થી ૧૧ કડી સુધીનો એક એકમ કરવામાં આવે છે જેમાં 'કાફિયા–રદીફ' નિયમ પ્રમાણે પાળવામાં આવે છે. છૂટાં સુભાષિત પણ બહુ સામાન્ય છે.

'મુક્તક' માટે 'કત્તા' શબ્દ પ્રયોજાય છે. જેમાં કવિના નામનો સંકેત કે તખલ્લુસ અંકિત હોય છે તે કડીને 'મતઆ' કહે છે.

અરબી–ફારસી છંદોની બીજી યે સંખ્યાબંધ ઝિણવટો છે, છંદોના અનેક પેટાપ્રકાર તથા અનેક જાતનાં મિશ્રણ વગેરે પણ છે, પરંતુ એ બધું પ્રારંભકોને માટે અઘરું પડે એવું છે. આનો શોખ વધતાં નિષ્ણાતો પાસેથી જ એ જ્ઞાન મેળવવું તેથી હિતાવહ છે.

### અભ્યાસ

૧. પિંગળશાસ્ત્ર નામ શા માટે પડ્યું છે?

૨. ગણ એટલે શું? એ કેટલા છે? એઓનાં નામ અને લક્ષણ આપો, ને ઉપયોગ ઉદાહરણો સાથે સમઝાવો.

૩. અક્ષરમેળ એટલે શું? એના પ્રકાર દાખલા આપી બતાવો.

૪. માત્રામેળ એટલે શું? લઘુ—ગુરુનો ખ્યાલ આપી એનો માત્રાઓની દૃષ્ટિએ સંબંધ બતાવો.

૫. ચરણ, યતિ, શ્લોક, સમ, અર્ધસમ, વિષય એ શબ્દોની ઉદાહરણ સહિત વ્યાખ્યા આપો.

૬. બીજા માત્રામેળ છંદોથી આર્યા અને વૈતાલીયનો ભેદ દાખલા આપી સમઝાવો.

૭. અનુષ્ટુપ અને આર્યાનાં ખાસ બંધન થોડાં ઉદાહરણ આપી સમઝાવો.

૮. દેશીઓ એટલે શું? ઉદાહરણ સહિત સમઝાવો.

૯. અરબી—ફારસી છંદોના મહત્ત્વના પારિભાષિક શબ્દ વ્યાખ્યા સહિત નોંધો.

૧૦. વજન એટલે શું? અરબી-ફારસી છંદોમાં 'વજન'નો કેવો અને કેટલો ઉપયોગ છે?

૧૧. કાફિયા અને રદીફ ઉદાહરણ આપી સ્પષ્ટ કરો.

૧૨. નીચેના છંદોનાં લક્ષણ એક એક ઉદાહરણ સાથે આપો.

(અહીં મહત્ત્વનાં સં. ગુજ. અરબી-ફારસી છંદોનાં નામ સૂચવવાં.)

૧૩. નીચેનાં પદ્યોના છંદોનાં નામ શોધી આપો; અને જો મિશ્રતા માલૂમ પડે તો એ કયા કયા છંદની છે, એ પણ સ્પષ્ટ કરી આપો.

(અહીં સાહિત્યમાંથી સંખ્યાબંધ અવતરણ આપવાં.)

# ૧૪. કવિતા અને રસ

## ૧. કવિતા

કવિતા એટલે શું ? છંદના ચોકઠામાં વાકય કે વાકયો ગોઠવી દીધાં એટલા માત્રથી કવિતા થઈ જતી નથી. આપણે આપણા વિચાર સાદાં વાકયોમાં પણ બતાવી શકિયે તેમ છંદના ચોકઠામાં પણ બતાવી શકિયે; જેમકે—

" આપણી આસપાસ આકાશમાં અને અંતરમાં પણ ઈશ્વરનો આભાસ થાય છે. ઘાસ અને ચાસની પાસે પણ વિશ્વપતિનો વાસ છે. ભૂમિમાં ભોંયરામાં બેસીને આપણે કાંઈક વાત કરિયે અને મનમાં જે વિચાર કરિયે તે જગનો તાત જાણે છે."

હવે જુઓ તેના તે વિચાર છંદના ચોકઠામાં :

"આસપાસ આકાશમાં અંતરમાં આભાસ
ઘાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ.
ભોંમાં પેસી ભોંયરે કરિયે કાંઈ વાત,
ઘડિયે મનમાં ઘાટ તે જાણે જગનો તાત." ( ક. દ. ડા. )

હવે જુઓ નીચેનો વાકયખંડ :

" પણ ગંગાનું દર્શન કંઈ એકવિધ નથી. ગંગોત્રી પાસેના હિમાચ્છાદિત પ્રદેશમાંનું એનું રમતિયાળ કન્યારૂપ, ઉત્તરકાશી તરફનું ચીડ દેવદારના કાવ્યમય પ્રદેશમાંનું મુગ્ધાસ્વરૂપ, દેવપ્રયાગના પહાડી અને સાંકડા પ્રદેશમાં ચમકીલી અલકનન્દા સાથેની તેની રમત, લક્ષ્મણઝૂલાની કરાળ દંષ્ટ્રામાંથી છૂટયા પછી હરદ્વાર પાસેનું એનું અનેકધારે સ્વચ્છંદ વિહરણ, કાનપુરને ઘસીને જતો એનો ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રવાહ, પ્રયાગના વિશાળ પટ ઉપરનો એનો કાલિન્દી સાથેનો ત્રિવેણીસંગમ-દરેકની શોભા કંઈક જુદી જુદી જ છે." ( દ. બા. કાકાસાહેબ )

ગંગાને માનવસ્ત્રીનો ભાવ આપી કન્યાથી યૌવનકાળ સુધીનો એનો વિહાર લેખક અહીં મૂર્ત કરે છે. એમ કરી શ્રોતા કે વાચકના હૃદયને આનંદ આપતો ચમત્કાર લેખક તાદશ કરે છે. કવિતામાં આ આનંદપ્રદ ચમત્કારની જરૂર છે. કવિ પોતાના વિચાર આ રીતે ગદ્યમાં આપે, પદ્યમાં કે ગદ્ય પદ્ય બેઉમાં આપે—એ અપદ્ય અગદ્ય શૈલી જમાવે—એમાં ચમત્કાર હોવો જોઈયે.

"કાવ્ય" ની વ્યાખ્યા : નિર્દોષ, ગુણવાળા, તેમ ક્યાંક કદી અલંકાર ન હોય—પણ સામાન્યે રીતે જોઈયે તેવા શબ્દ અને અર્થનું સંયુક્ત સ્વરૂપ. આનંદ દેનારો અર્થ આપનાર શબ્દ કવિતામાં અનિવાર્ય છે.

'અભિનંદન છે. તમારે ઘેર પુત્રજન્મ થયો', 'અહો, તમને તો લોટરી લાગી : રૂપિયા ૨૫૦૦૦ મળ્યા,' આમાં સાંભળનારને આનંદ તો થાય છે, પણ એમાં ચમત્કૃતિ અર્પનારો એક પણ શબ્દ નથી. ત્યાં—

'ઉત્સન્ન થવાની અણી ઉપર આવેલી કુલભૂમિમાં અચાનક અંકુરનાં દર્શન થયાં.'

'સૂકા ક્ષેત્રમાં અચાનક વૃષ્ટિ થઈ. વૃષ્ટિએ અનેક અંકુરોનાં દર્શન આપ્યાં. સર્વત્ર લીલાલહેર થઈ.'

વાચ્ય અર્થ આ પાછલાં બેઉ ઉદાહરણ જે કાંઈ કહે છે તેના ગર્ભમાં લક્ષણા પુત્રજન્મ અને લોટરીની વાત અનુક્રમે સમજાવે છે. વ્યંજના એમાંથી હવે કુળનો ઉચ્છેદ નહિ થાય અને લોટરીનાં નાણાં મેળવનારને સંસાર ચલાવવાની બધી સગવડ આપી સંસારવહનનો ત્રાસ ઓછો કરાવશે એ અર્થ આપે છે. આ પ્રકારનું કથન તે કવિતા.

ભાષાશૈલી : શબ્દ અને વાક્યના દોષોથી કવિતા મુક્ત જોઈયે. અર્થવ્યક્તિમાં એ બાધક થાય છે. કવિતાના ત્રણ ગુણ માધુર્ય, ઓજસ અને પ્રસાદ એ એટલા જ જરૂરી છે. માધુર્ય અને પ્રસાદ એ બધી કવિતામાં જરૂરના છે. ઓજસ એ વીરવર્ણનોમાં જરૂરી છે.

કવિતાનું પોષણ કરનાર રસ અને અલંકાર છે. સદાય કાવ્યમાં કાવ્યના રસ અને અલંકાર જોઈયે જ એવું કાંઈ નથી. વ્યંગ્ય અર્થવાળી ઉત્તમ કવિતામાં કેટલીક વાર રસ તેમ અલંકાર હોય પણ નહિ, છતાં એ ઉચ્ચ કવિતા છે.

**કવિતાના ભેદ** :—સાહિત્યકારોએ કવિતાના ત્રણ ભેદ આપ્યા છે: ૧. ઉત્તમ, ૨. મધ્યમ અને ૩. કનિષ્ઠ.

**૧. ઉત્તમ**—જેમાં વાચ્ય અને લક્ષ્ય અર્થ પોતાનું કાર્ય પૂરું કરી ખસી જાય અને ગૂઢાર્થ બીજો જ જણાય તેવું વ્યંગ્ય તે ઉત્તમ કાવ્ય.

**૨. મધ્યમ**—જેમાં વાચ્ય અને લક્ષ્ય અર્થ પ્રધાન રહે અને વ્યંગ્ય ઢંકાઈ ગયું હોય તે મધ્યમ. કાવ્યના રસ જ માત્ર હોય તેવી કવિતા મધ્યમ છે.

**૩. કનિષ્ઠ**—જેમાં શબ્દોની ઝાઝમક અને અર્થના અલંકાર માત્ર હોય તે કનિષ્ઠ કાવ્ય છે.

## કાવ્યના પેટાપ્રકાર

આપણે રસ અને અલંકાર વિશે જાણિયે એ પહેલાં પ્રબંધની દૃષ્ટિએ કાવ્યના પ્રકાર સમજી લઈયે. કાવ્યના મુખ્ય બે પ્રકાર છે: ૧. દૃશ્ય અને ૨. શ્રાવ્ય.

**૧. દૃશ્ય કાવ્ય**—દૃશ્ય કાવ્ય એટલે નાટક. નાટક ગદ્ય અને પદ્યમાં હોય છે. હાલ સારાં નાટક કેટલીક વાર માત્ર ગદ્યમાં જ હોય છે; કેટલીક વાર એકલા સળંગ પદ્યમાં પણ હોય છે. નાટકમાં સજીવ પાત્રો-દ્વારા કવિ આખી નવી દુનિયા રજૂ કરી સામાજિકોને આનંદની શ્રેષ્ઠ માત્રાનો અનુભવ કરાવે છે. ઉત્તમમાં ઉત્તમ કવિતા આપવાનું નાટકમાં કવિને માટે આવશ્યક જ બને છે. એની સાથે માત્ર એકને નહિ, પણ ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં અનેક પ્રેક્ષકોને એકધનરૂપે આહ્લાદ આપવામાં કવિની કુશળતા છે. કવિના જે પ્રધાન ગુણ ૧. શક્તિ કે પ્રતિભા, ૨. વ્યવહારદર્શનથી પ્રાપ્ત થતી નિપુણતા, અને ૩. પૂર્વે

થઈ ચૂકેના શ્રેષ્ઠ કવિઓની કૃતિઓનો સમગ્ર અભ્યાસ, કવિમા જેટલા વિશેષ તેટલો એ પ્રેક્ષકોને આનદ આપવામા સફળ થાય ઉત્તમ પ્રકારના નટોનું સાહાય્ય મળવાથી એ સપૂર્ણ સફળતા મેળવે છે[1]

૨. શ્રાવ્ય કાવ્ય—નાટક સિવાયની બધી જ ચમત્કારપ્રદ ગદ્ય-પદ્ય કૃતિઓનો શ્રાવ્ય કાવ્યમા સમાવેશ છે સસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે ગદ્યકાવ્યોમા કથા અને આખ્યાયિકા એ મુખ્ય ભેદ, મિશ્ર-કાવ્યોમા ચંપૂ અને બિરુદાવલી એ મુખ્ય ભેદ, અને પદ્યકાવ્યોમા એક જ શ્લોકનું મુક્તક, બે શ્લોકોનુ યુગ્મક, પાચ શ્લોકોનું કુલક, અનેક કડીવાળુ ખડ કે સર્ગ પાડયા હોય કે ન પાડયા હોય તેવુ ખંડકાવ્ય, અને અનેક કડીવાળુ સર્ગોથી તેમ અધ્યાયોથી બધાયેલુ અનુક્રમે મહાકાવ્ય અને આખ્યાનકાવ્ય, આ મુખ્ય ભેદ છે. આ બધાના લક્ષણ પણ ચોક્કસ કરેના છે મુક્તક યુગ્મક અને કુલકમાં સળંગ એક વિચાર બાધવામા આવ્યો હોય છે. ખડકાવ્ય અને મહાકાવ્યમા એક કે અનેક કથાનક બાધવામા આવ્યા હોય છે

આજની દૃષ્ટિએ આપણે આનો વિચાર કરિયે તો આપણે ત્યા ૧. મુક્તકો, ૨ પદો, ૩. ગસ, ૪. અગ્રેજી પદ્ધતિના સૉનેટ, ૫. પ્રકીર્ણ ઊર્મિકાવ્ય, ૬. ખડકાવ્ય અને ૭ મહાકાવ્ય એવા મુખ્ય સાત પ્રકાર જાણીતા થયા છે

મુક્તક—એક જ કડીમા સપૂર્ણ એક વિચાર આપવામા આવ્યો હોય છે, જેમકે—

---

[1] સસ્કૃત નાટયશાસ્ત્ર પ્રમાણે નાટકના સખ્યાબધ પેટાપ્રકાર છે આપણે ત્યા તો હાલ ત્રણ અકના નાટ —અનેક પ્રવેશવાળા થાય છે સસ્કૃતમા નાટક-રૂપકનુ ઘણુ જ વ્યવસ્થિત બધારણ છે પાચ અર્થપ્રકૃતિ, પાચ અવસ્થા અને પાચ સધિઓથી શુભ્ર અનેક સધિ-અગવાળુ અક-પ્રવેશ વગેરેથી રચાયેલુ નાટક અને સસ્કૃતમા એવા રૂપકો પણ છે આ વિવિધતા સળગ અભ્યાસ વિના જાણી શકાય એવી નથી વિદ્યાર્થીઓને આ વિકટ પડે એટલે માત્ર દૃશ્યકાવ્યનો ખ્યાલ જ અહી આપ્યો છે

### ચંદ્રવિરહી ચકોરને આશ્વાસન
[ પૃથ્વી ]

"ચકોર, ન ચકોર તુ, યદિ ચકોર, શો શોર આ ?
કઠોર વિધુ હો છતાં, વિભુ નહોર ના સર્વથા.
અલોપ વિધુ એક હી, અવર હી પ્રભા દીપતી.
સદૈવ ઘટમાળ એ પ્રકૃતિ – અંકમાં ઓપતી."
(કે. કા. શાસ્ત્રી)

અથવા જુઓ :

**સત્સ્વભાવ**

"રેલાઈ આવતી છોને બધી ખારાશ પૃથ્વીની,
સિંધુના ઉરમાંથી તો ઊઠશે અમીવાદળી." ( પૂંજાલાલ )

અથવા જુઓ :

**બક્ષિસ**

"રાજાના દરબારમાં રસિકડી મેં બીન છેડી અને
તેં તારા ઠમકારથી સકળનાં ચોરી લીધાં ચિત્તને;
રાજા ત્યાં હરખ્યો, સભા ખુશ થઈ, 'માગી લિયો ચાહ્ય સો'
બંને આપણ ચ્છલિયાં પણ ન કૈં સૂઝયું જ શું માગવું,
ને પાછાં હસીં આપણે મન ભરી ગાયાબજાવ્યા કર્યું." (સુંદરમ્)

૨. પદો—ભજન, કીર્તન, પદ એ મથાળે જૂના સમયથી જાણીતો આ પ્રકાર એક રીતે જોતાં એક અખંડ વિચાર જ આપે છે. જુદાજુદા દેશી બંધોમાં આજ પણ પ્રયોજાય છે. જૂનાં–નવાં થોડાં ઉદાહરણ જોઈએ :

**બોલે ઝીણા મોર**

"બોલે ઝીણા મોર, રાજ, તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર રે. ટેક.
એ...મોર હી બોલે, બપૈયા હી બોલે, કોયલ કરે કલશોર રે. રાજા૦
માઝમ રાતે ભલી વીજળી ચમકે, બાદલ હુવા ઘનઘોર રે. રાજા૦
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાળુડાની કોર રે. રાજા૦
બાઈ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, તું તો ચિત્તડાનો ચોર રે. રાજા૦"
( મીરાંબાઈ )

### ઘટ ઘટમાં તું રામ

"ઘટ ઘટમાં તું રામ,
રામ ઉપજાવે, રામ બચાવે, મારે તે પણ રામ,–રામ રામ રે. ઘટ ઘટ૦
રામ સુમતિ દે, રામ કીરતિ દે, દે મુક્તિ પણ રામ,–રામ રામ રે. ઘટ ઘટ૦
રામ ભીતરમાં, રામ બહિરમાં, સહુનો સાથી રામ,–રામ રામ રે. ઘટ ઘટ૦"
(નર્મદાશંકર)

### ભગ્ન સ્વપ્નની નાવ

"મારી નાવ કરે કો પાર?
કાળાં ભમ્મર જેવાં પાણી, જુગ જુગ સંચિત રે અંધાર!
સૂર્યચંદ્ર નહિ, નહિ નભજ્યોતિ, ગત દિવસ નહિ સાંઝ સવાર!
મારી નાવ કરે કો પાર?
ભાવિના નહિ પ્રેરક વાયુ, ભૂત તણો હાબે ઓથાર,
અધડૂબી દીવાદાંડી પર ખાતી આશા મોત–પછાડ!
મારી નાવ કરે કો પાર?
નથી હીરા, નથી માણેક મોતી, કનક તણો નથી એમાં ભાર.
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા, તારી કોણ ઉતારે પાર?
મારી નાવ કરે કો પાર?
('સ્નેહરશ્મિ')

૩. **રાસ-ગરબી**—મૂળ તો પદનો જ આ એક પ્રકાર છે, પણ એનો ઉપયોગ મુખ્યત્વે સ્ત્રીઓ હીંચ—હમચી વગેરેમાં—દાંડિયા રાસ વગેરેમાં લઇ શકે એવી રચના એની છે. જૂનામાં જૂની નરસિંહની ગરબી જુઓ :

### રાસલીલા

"વા'લા મારા વૃંદાવનને ચોક કે વિહિલા પધારજો રે લોલ. વા૦
ગોકુલ ગામ તણી વ્રજનાર કે વેગે બોલાવજો રે લોલ. વા૦
અમને રાસ રમ્યાના કોડ કે નાથ-સંગ બેલડી રે લોલ. વા૦
લેવા મુખડાના મકરંદ કે મલી તેવતેવડી રે લોલ. વા૦

રૂડો વંસીવટનો ચોક કે કુંજશોભા ઘણી રે લોલ. વા૦
રૂડું જમનાજીનું તીર કે વ્રટ રળિયામણું રે લોલ. વા૦"
(નરસિંહ મહેતો)

આવી ગરબીઓ મધ્યકાળમાં વ્યાપક જણાય છે. ભાણદાસ નામના કવિએ આવી નાની મોટી ૭૧ ગરબીઓ લખેલી છે, જેમાંની એક :

'ગગનમંડલની ગાગરડી ગુણ ગરબી રે.
તેણિ રમિ ભર્ત્તાની રાસ ગાઉ ગુણ ગરબી રે.
દિનમણિ સૂરય દીપક કરસુ ગુણ ગરબી રે.
માંહિ ચંદ્ર તણુ પરકાસ ગાઉ ગુણ ગરબી રે.
પૃથ્વી માત્ર ત્યાંહાં કોડિયું ગુણ ગરબી રે.
વાતી પરવત મેર ગાઉ ગુણ ગરબી રે.
સાત સાગર તેલ ભર્યું ગુણ ગરબી રે.
માંહિ મુગતાફળ ચુ-ફેર ગાઉ ગુણ ગરબી રે."

નમૂનાની આ માત્ર બે કડી આપી છે. આવી ૮ કડીઓની આ ગરબી છે. વિષયની ગંભીરતા સ્પષ્ટ છે. **ગરબી** અને **રાસ** બંને શબ્દોનો ભાણદાસ પ્રયોગ કરે છે.

દયારામની ગરબીઓ તો અત્યંત જાણીતી છે; જેવી કે
"શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી શ્યામ રંગ૦ ટેક
જેમાં કાળાશ તે સહુ એક સરખું, સર્વમાં કપટ હશે આવું. મારે૦
કસ્તૂરીની બિંદી તે કરું નહિ, કાજળ ન આંખમાં અંજાવું. મારે૦
કોકિલાનો શબ્દ સૂણું નહિ, કાગવાણી શુકનમાં ન લાવું. મારે૦
નીલાંબર કાળી કંચુકી ન પહેરું, જમાનાનાં નીરમાં ન નાહવું. મારે૦
મરકતમણિ ને મેઘ દષ્ટે ન જોવાં, જાંબુ વંતાક ન ખાવું. મારે૦
દયા પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ કહે મન, પલક ના નિભાવું. મારે૦"

ગરબીનો આ થોડો ટુકડો છે. સંખ્યાબંધ કડીઓમાં જતાં ગરબા તરીકે એ જાણીતો બંધ બને છે. માતાના ગરબા જાણીતા

છે. ગરબીનું આજનું સ્વરૂપ રાસમાં પરિણત થયું છે. કવિ નાનાલાલના રાસ ખૂબ જાણીતા છે. અને હાલ સંખ્યાબંધ નવા રાસ પણ અનેક કવિઓ તરફથી રચાયે જાય છે. ગીત મધાળે શ્રી. ઝવેરચંદ મેઘાણીએ પણ સંખ્યાબંધ **રાસગીત** આપ્યાં છે. નમૂના તરીકે શ્રી. રસિકલાલ પરીખનું એવું એક ગીત જોઇયે :

**વર્ષાની વાત**

"વર્ષાની વાત ઘનઘેરી, સાહેલડી !
ભીંજી ભૂમિની ગંધ શી અનેરી, સાહેલડી !
મેઘઢૂંપી વીજ શી જાદૂઈ, સાહેલડી !
મઘમઘતી કેતકીની સૂઈ, સાહેલડી !
વસી વાદળના વાયુમાં આવી, સાહેલડી !
મોર કોયલ બપૈયે બુલાવી, સાહેલડી !
રાણી દોહદવતી કો રાજે, સાહેલડી !
આર્છા આંજણુ આંખે આંજે, સાહેલડી !
કોઈ કન્યાએ કોડથી જોઈ, સાહેલડી !
કોઈ મુગ્ધા એ મોહિનીમાં રોઈ, સાહેલડી !
ફરી પ્રૌઢાને યૌવન આવ્યાં, સાહેલડી !
ભલાં ઘરરખુનેય ભરમાવ્યાં, સાહેલડી !
કો વિજોગણના શ્વાસ રૂંધાયા, સાહેલડી !
કોઈ મીરાંએ ઘનશ્યામ ગાયા, સાહેલડી !"

૪. સૉનેટ—કોઇ પણ છંદની ૧૪ પંક્તિઓના ઝૂમખાનો આ કાવ્યપ્રકાર આપણે અંગ્રેજીમાંથી લીધો છે. સામાન્ય રીતે ગણમેળ છંદોમાંના શિખરિણી મંદાક્રાંતા હરિણી શાર્દૂલવિક્રીડિત સ્રગ્ધરા, અને હાલ તો પ્રધાનપણે પૃથ્વી છંદની ૧૪ પંક્તિ સૉનેટ માટે પસંદ કરવામાં આવે છે. બળવંતરાય ઠાકોરે આ પ્રકાર ગુજરાતીમાં વહેતો મૂક્યો છે અને હાલ એ ખૂબ પ્રચારમાં છે. એના અંગ્રેજીમાં જે

ત્રણ પ્રકાર છેઃ પેટ્રાર્કન, શેક્સ્પિયરિયન અને અનિયમિત—એ ત્રણે આપણે ત્યાં પ્રયોજાય છે.

૧. પેટ્રાર્કન—( ઈટાલીમાં સૉનેટ-બંધને પેટ્રાર્કે લોકપ્રિય કર્યો. એણે જે રીત પ્રયોજેલી તે ઉપરથી 'પેટ્રાર્કન સૉનેટ' નામ મળ્યું છે.) આ પ્રકારમાં આઠ અને ૭ પંક્તિના બે ભાગ પાડેલા હોય છે. આમાં પંક્તિઓના પ્રાસ એવી રીતે હોય છે કે પહેલા અષ્ટકમાં ૧, ૪, ૫, ૮, એ પંક્તિના પ્રાસ મળવા જોઈયે; પછી ૨, ૩, ૬, ૭, ના પ્રાસ મળવા જોઇયે. પછીના ષટ્કમાં ૯–૧૨, ૧૦–૧૩, ૧૧–૧૪ એ પંક્તિઓના પ્રાસ મળેલા હોય છે. રૂપની દૃષ્ટિએ તેથી કખખક કખખક અને ગઘટ ગઘટ આમ પ્રાસ રહે છે.

૨. શેક્સ્પિયરિયન—પેટ્રાર્કના રૂપમાં ફેરફાર કરી શેક્સ્પિયરે ૪–૪–૪–૨ એમ પંક્તિઓના ટુકડા પાડયા; એટલે ત્રણ ચતુષ્ક અને એક યુગ્મ આમ યોજના મળી. આમાં દરેક ચતુષ્કમાં ૧–૩, ૨–૪ તે તેના પ્રાસ મળતા હોય છે. યુગ્મમાં બંને પંક્તિઓના પ્રાસ મળે છે. રૂપની દૃષ્ટિએ તેથી કખ કખ, ગઘ ગઘ, ડચ ડચ, છછ આમ પ્રાસ રહે છે.

૩. અનિયમિત—આનાથી અન્ય પ્રકારના પ્રાસ આપણી પદ્ધતિએ મેળવેલા હોય, પ્રાસ ન પણ મેળવ્યા હોય કે ઇચ્છા મુજબ મેળવ્યા હોય તે અનિયમિત સૉનેટ છે. એટલું જ કે પંક્તિઓ ૧૪ જ રહે.

સૉનેટમાં પંક્તિઓના માપમાં અને પ્રાસમાં આ સ્થિતિ સંભાળ્યા પછી એના ખંડનો ખ્યાલ રાખવાનો હોય છે. સામાન્ય રીતે અષ્ટકમાં વિષયનિરૂપણ હોય છે; ષટ્કમાં શરૂમાં પલટો સાધવામાં આવે છે, અને ઊર્મિ કે વિચારનો સ્ફોટ કરવામાં આવે છે; છેલ્લી બે પંક્તિમાં વિષયને ઝડપથી આટોપી લેવામાં આવે છે. અને આમ એક સંપૂર્ણ મુક્તકરૂપ વિચાર રજૂ થઇ જાય છે. શેક્સ્પિયરિયન સૉનેટમાં ત્રણ ઉછાળાથી વિષય આગળ વધી છેલ્લા યુગ્મમાં પકડમાં આવી જાય છે.

આપણા ગુજરાતી સૉનેટોમાં વિષયનિરૂપણ, પલટો, સ્ફોટ અને પકડ, એમ કરવાથી પ્રામાણિક સૉનેટ સાધી શકાય છે પ્રાસ આપણે ત્યાં બેકી-બેકી પંક્તિઓના મેળવવાનો સામાન્ય ચાલ છે, તેથી પ્રાસની દૃષ્ટિએ પેટ્રાર્કન કે શેક્સ્પિયરિયન સૉનેટો શુદ્ધ સ્વરૂપમાં ભાગ્યેજ જોવામાં આવે છે

અહીં આપણે ત્રણે જાતનો એક એક નમૂનો જોઈએ

ધૂળમાં આળોટશે

[ પૃથ્વી ]

"અપાર અવકાશમાં પ્રખર તાપ કયાથી ધસી
નજીક મુજ દેહને લડતડાટ બાળી રહ્યો ?
ન સૂર્ય, નહિ અગ્નિ, મેઘ-ગણ-વીજળી ના, વળી
ન વાયુ નભમંડળે, નહિ વિમાન કો ગક્ષમી
અનેક ઝડી બાબની હલવતા, ધરા ના ખસી
અહો ઝડપથી ધસ્યો, ચડપમેર કેક ગ્રહ્યો !
વિનાશ મુજ છો બનો, સકળનો બને ના સખો.
ન ખોટ કદી એકની અપર આવતા વાર શી ?
અને જગત શું સદા જુલમના સકંજા મહી
ફસાય ? જન અન્યનું હનન આચરે એ જુએ ?
' અનેક મરજો-હું-મારું-બસ હું જ છું-'માનમા
ભયંકર વિનાશ સર્વ જગનો કરે ને અહો
કરે પ્રણયપેલ ગુપ્ત વસનો, સુખેથી સુએ !
બના, અમર એ સદા ? નહિ મળ્યો જુઓ ધૂળમાં "

( કે કા શાસ્ત્રી )

વિસર્જન

[ શિખરિણી ]

"પ્રભો છ કારી દે સકળ ગ્રહ તારા ઉદધિમા
અને સંકેલી લે ઘડીક મહીં આ નાન ભવ્ય

ચડી ચોપાસે જો, પ્રલયપૅર વ્યાપે પલકમાં.
અહી લેજે મારું દૃગજલ ખૂટયે શક્તિમહિમા.
તુટે ઊભી ગુફા, અનલ સરખા વિશ્વ ફરતા
કરે ઝંઝાવાનો, ફરી ફરી બધુંયે જગ સીંઝે,
ખરે એ વાયુ તો હૃદયભરમાં દાહ દ્રવતા
નિસાસામાંથીયે પ્રલયપૅર તો એક અહજો !
અને પા'ડોના જો, વીજતણુખથી ટોક જ ફૂટે,
ઊના અંગારાથી ગગનપટ વ્યાપે રજરજે,
પરંતુ વજ્રેશા દઢ વીજકડાકો કદી ખૂટે
અરે આ હૈયાની ઉરધબક એકાદ અહજો !
નિસાસા, આંસુ ને ઉરધબક સર્વે મુજ વહી
થશે નક્કી દેવા ! તુજમય નવા સર્જન મહીં."

(ચં. ચી. મહેતા)

આંગણું

[મંદાક્રાંતા]

"લીપ્યાંગૂપ્યાં ગગનસમ કે સ્વચ્છ આદર્શ જેવાં,
સંધ્યા જેવા લલિત નવલા રંગ પૂરેલ એવાં:
નાની નાની સરિત સરખી સ્વચ્છ રેખા વિરાજે,
જ્યાં બાજૂમાં ખગ-મૃગ-ગણો વારિપાનેચ્છુ રાજે.
ફૂલીફાલી કુસુમ-ફળથી વૃક્ષ-વેલી લસે જ્યાં,
વચ્ચે બુટ્ટા પદકસરખા પર્વતી ભાતના ત્યાં:
ચારે ખૂણે ધવલ અબિલે ઓપતા સાથિયા ને
વચ્ચે પૂરી કમલ-કલિકા જ્યાં ગુલાલે મઝાને.
પ્રાતઃકાલે રુચિર સરિતાના તટે સૂર્ય લેતી
જેવી શોભા લલિત લસતી તે તણું ભાન દેતી,
જ્યાં આવાસે લલિત રચના આંગણાંની ઘણેરી
આવી શોભે, સ્થિતિ ગૃહતણી કાં ન આપે અનેરી?

નાતું જેવું વન અગ્નિનું આંગણે હોય દર્પે,
તેવું અર્પો અમલ ગૃહિણી-ભાવના વ્યક્ત અર્પે."

( કે. કા. શાસ્ત્રી )

૫. પ્રકીર્ણ ઊર્મિકાવ્ય—કાવ્યોના પ્રકારની દૃષ્ટિએ મુક્તક, પદ, રાસ-ગરબી, સૉનેટ એ આત્મલક્ષી ઊર્મિકાવ્યો સામાન્ય રીતે હોય છે. આમાં જેનો સમાવેશ ન થાય તેવાં, પ્રબંધની દૃષ્ટિએ જુદાં પડતાં એટલે કે જેમાં કડીઓની સંખ્યાનો મેળ નથી રહેતો, જરૂર પ્રમાણમાં કવિ કડીઓ લખી નાખે છે છતાં જેમાં કવિતા શુદ્ધ આત્મલક્ષી છે તે બધાં આ વિભાગમાં આવી જાય છે. એક-ધારો છંદ, એકધારી પંક્તિઓ આમાં ફરજિયાત નથી; વિનાસંકોચ એમાં કવિ યથેચ્છ વૈવિધ્ય લાવી શકે છે; જેમકે—

મૃગચર્મ

[ ખંડ શિખરિણી-ઉપજાતિ-મિશ્ર વગેરે ]

"ક્રીડંતી કન્યાની પુરપથરૉડી ચૂંદડી સમી,
અરે આત્મા કૂંળા અરવ તુજ છાયા પડી ગઈ :
મુજ સદન—ખંડે શમી રહી.
એની સુંવાળી પર હાથ ફેરવું, ને નેત્રથી કાવ્ય સરે દયાઝર્યું.
વન તૃણાંકુર ને ઝરા ઊંભા જોશે વાટડી.
ધન્ય કો ના પેખશે તારી પરિચિત શિંગડી.
આ વા'લસોયા મુખ પીઠ પાયનું ચાલી ગયું ચંચલ નૃત્ય ક્યારનું.
તું જે દિનાંતે વનમાં વીંધાયલું ને મૃત્યુની અંતિમ યાતનામાં,
—બાણ કેરું છિદ્ર આ, ડોક આ મરડાયલી,
આ રૂપેરી છાતી નીચે કંપતી રોમાવલી,
વેરી-વિખેરી વળી અશ્રુમાળ તે તે જોઉં છું સૌ, મૃગચર્મ તુંમાં :
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતો :
મને સંબંધોનો કપટપટુ સંમોહ ખસતો :
નયન તુજ ભગવો જ લસતો." (દેશળજી પરમાર)

૬. **ખંડકાવ્ય**—આમાં હવે આત્મલક્ષી કાવ્ય નથી; એ પરલક્ષી છે અને કથાત્મક અને વર્ણનાત્મક હોય છે. કોઈ પણ પાત્રને પ્રધાનતા આપી એની આસપાસ એકધારા કે અનેક છંદોમાં કથા વણાતી આવે છે. એમા અનેક પ્રસંગો–ચિત્રો–સંયોગોનાં યથેચ્છ વર્ણન કવિ આપે છે. આવાં કાવ્ય ગુજરાતીમાં મર્યાદિત પ્રમાણમાં ખેડાયાં છે.

૭. **મહાકાવ્ય**—ખંડકાવ્યોની જેમ જ એક પ્રધાન પાત્ર આમાં સામાન્ય રીતે હોય છે, પણ ખંડકાવ્યનો સંક્ષેપ આમાં નથી. ગદ્યમાં નવલકથાની જેમ આખો એક સંસાર અનેક ખંડોમાં આમાં ઊભો થાય છે. જીવનના, સમાજના, દેશ–કાળના સમસામયિક પ્રસંગો ચિત્રો સયોગો આમાં વર્ણિત થાય છે. આ જાતનો મહત્ત્વનો ખાસ પ્રયત્ન હજી ગુજરાતી ભાષાએ જોયો નથી. જૂની પદ્ધતિએ દોલતરામ પંડ્યાનું "ઇંદ્રજિતવધ", ભીમરાવનું 'પૃથુરાજ રાસા" અને નવો પ્રયત્ન ગોવિંદભાઈ પટેલનું "ગુરુ ગોવિંદસિંહ" એકંદરે સારા પ્રયાસ છે.

## કવિતાના સ્વરૂપ પ્રમાણે પ્રકાર

ઉપર સૂચન આવી જાય છે કે મુક્તકથી પ્રકીર્ણ ઊર્મિકાવ્ય સુધીની કવિતા આત્મલક્ષી છે; ખંડકાવ્યો–મહાકાવ્યો પરલક્ષી છે. **આત્મલક્ષી** અને **પરલક્ષી** એ કવિતાના સ્વરૂપ પ્રમાણેના પ્રધાન બે પ્રકાર છે. હૃદયના ભાવોને-ચિંતનને શોકને-આનંદને વ્યક્ત કરનારી ઊર્મિના ઉછાળા આત્મગત હોઈ એ આત્મલક્ષી કાવ્યમાં પરિણમે છે. પરલક્ષી એ કથાત્મક અને વર્ણનાત્મક હોઈ એક દુન્યવી યા દૈવી કે મિશ્ર પ્રકારનાં નાયક–નાયિકાની આસપાસ અનેક પ્રસંગોની આયોજના કરવામાં આવે છે. નાનું એ ખંડકાવ્ય અને મોટું એ મહાકાવ્ય એ આ પરલક્ષી પ્રકારની કવિતા છે. પરલક્ષીમાં પદ્યબંધના નાટક–નાટિકાનો સમાવેશ પણ છે. સમગ્ર નાટક પદ્યબદ્ધ હોય તેવા પ્રયત્ન આપણે ત્યાં સ્વલ્પ જ થયા છે. કવિ નાનાલાલે અપદ્યાગદ્ય નવીન શૈલીમાં આપેલાં નાટકોનો આ પ્રકારમાં સમાવેશ છે; તો ચંદ્રવદનનું 'કલ્યાણુ' ને દુર્ગેશ શુક્લનું "ઉર્વશી" પદ્યમય છે.

## ૨. રસ

કવિતાને પોષણ આપનારા રસ અને અલંકાર છે. રસના પક્ષપાતી પ્રાચીન સાહિત્યશાસ્ત્રીઓએ તો 'રસને કાવ્યનો આત્મા' કહ્યો છે, પણ રસ કવિતામાં હોવો જ જોઈએ એવું કાંઈ નથી. કોઈ પણ એક રસ ન હોય છતાંયે ઉત્તમ કવિતા મળે છે. અભિધા અને લક્ષણા પોતાનું કાર્ય પૂરું કરી ચૂક્યા પછી કાવ્યમાંથી ઊઠતો વ્યંગ્યધ્વનિ જ સાચી કવિતા અર્પે છે એમ પ્રાચીનોએ પણ સ્વીકારેલું છે. રસ સામાન્ય રીતે પરલક્ષી કાવ્યમાં મૂર્ત થાય છે. કાવ્યમાં નાયક–નાયિકાની કથાનો વિસ્તાર કરતાં પ્રધાન એક રસની આસપાસ જરૂર પ્રમાણે બીજા રસ આવ્યા કરે છે. સુખાંત દુઃખાંત કાવ્યો તેમ નાટકો નવલકથા વગેરે એ રીતે શૃંગાર–વીર કે કરુણ રસને પ્રધાનપણે સાચવતાં હોય છે.

સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓએ રસની સૂક્ષ્મ મીમાંસા કરી છે, અને સામાન્ય રીતે શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ અદ્‌ભુત અને શાંત એ **નવ રસ** સ્વીકાર્યા છે.

### ભાવ

જુદા જુદા પ્રસંગ આંખ કે કાન સામે ખડા થતાં ચિત્તની વૃત્તિઓની અમુક અમુક ભાવના–સ્થિતિ થાય છે. ચિત્તની આ ભાવના કે સ્થિતિ તેનું નામ **ભાવ**. આ ભાવ નામક ચિત્તવૃત્તિમાંથી જુદા જુદા રસોનો અનુભવ થાય છે. આ ભાવ બે પ્રકારના છે: ૧. **સ્થાયી**—સ્થિર રહેનારા અને ૨. **સંચારી**—વારંવાર કામ પૂરું થઈ જતાં ખસી જનારા.

### સ્થાયી ભાવ

આખા પ્રકરણમાં પ્રધાન રીતે એક ભાવ ઊભો હોય, એને પોષણ આપવા બીજા સંચારી ભાવ આવે અને જાય—આવો સ્થિર ભાવ તે **સ્થાયી ભાવ**. આવા નવ સ્થાયી ભાવ છે: જેવા કે ૧. રતિ, ૨. હાસ, ૩. શોક, ૪. ક્રોધ, ૫. ઉત્સાહ, ૬. ભય, ૭. જુગુપ્સા,

૮. વિસ્મય અને ૯. નિર્વેદ. આ નવ સ્થાયી ભાવ, વિભાવ અનુભાવ અને સંચારી ભાવોની મદદથી અનુક્રમે નવ રસ ખડા કરે છે તે ૧. શૃંગાર, ૨. હાસ્ય, ૩. કરુણ, ૪. રૌદ્ર, ૫. વીર, ૬. ભયાનક, ૭. બીભત્સ, ૮. અદ્ભુત અને ૯. શાંત.

આ પ્રત્યેક સ્થાયી ભાવનું લક્ષણ આ પ્રમાણે છે:

રતિ—સ્ત્રીપુરુષની એક બીજાને વિશે પ્રેમ નામની ચિત્તવૃત્તિ તે રતિ.

હાસ—વાણી તેમજ અંગોના વિકાર એવા પ્રકારના થાય કે ચિત્ત હસી ઊઠે તે હાસ.

શોક—પુત્ર વગેરેના વિયોગ તેમજ મરણ વગેરેથી ચિત્તવૃત્તિની જે વ્યાકુલતા તે શોક. સ્ત્રીપુરુષના પરસ્પર વિયોગે શોક થાય છે તે સ્થાયી ભાવાત્મક નથી, એ વિપ્રલંભ શૃંગારમાં છે. હા, સ્ત્રીપુરુષમાંથી એકનું મરણ થતાં જે વ્યાકુલતા થાય તે શોક સ્થાયીભાવ છે.

ક્રોધ—ગુરુજન અથવા સગાંવહાલાંનો બીજાને હાથે સંહાર વગેરે થવાથી—એ પ્રબળ અપરાધ સામે ચિત્તમાં જે આગ સળગી ઊઠે છે તે ક્રોધ.

ઉત્સાહ—શત્રુનાં પરાક્રમ સાંભળીને તેમ કોઈએ સારાં દાન વગેરે આપ્યાં હોય તેના સ્મરણથી ચિત્તમાં જે આનંદની વૃદ્ધિ થાય છે અને હું પણ એનાથી સવાયું કરી નાખું એવું બતાવવાની વૃત્તિ થાય છે તે ઉત્સાહ.

ભય—ભયાનક હિંસ્ર વગેરે પ્રાણીઓના દર્શનથી, લડાઈમાં મુડદાં વગેરે પારાવાર ખાનાખરાબી વગેરે જોવાથી ચિત્તમાં જે ભયનો જન્મ થાય તે વૃત્તિ તે ભય.

જુગુપ્સા—નગ્ન મૃત વગેરે પ્રકારનાં લોહીનીતરતાં માનવીઓ જેવી ઘૃણોત્પાદક વસ્તુ જોવાથી ચિત્તમાં જે ઘૃણાની વૃત્તિ જાગે છે તે જુગુપ્સા.

વિસ્મય—જેની સામાન્ય રીતે કલ્પના પણ ન આવે તેવી

વસ્તુઓ—બનાવો એકાએક બની જવાથી ચિત્તમાં અચંબો—નવાઇની લાગણી થાય તે વિસ્મય.

નિર્વેદ—જગતની ક્ષણિકતા—નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિચાર, એનાથી વિષયોમાંથી આસક્તિ ઊડી જવાની જે ચિત્તવૃત્તિ તે નિર્વેદ.

### સંચારી ભાવ

ઉપરના નવ ભાવ જુદા જુદા રસના પ્રાણભૂત સ્થિર ભાવ છે. એને પોષણ કરવાને માટે વારંવાર આવી પોતાનું કાર્ય બજાવી ચાલ્યા જનારા **સંચારી કે વ્યભિચારી** ભાવ છે. આવા ૩૪ સચારી ભાવ છે; જેવા કે ૧ હર્ષ, ૨. સ્મૃતિ, ૩. વ્રીડા, ૪. મોહ, ૫. ધૃતિ, ૬. શંકા, ૭. ગ્લાનિ, ૮. દૈન્ય, ૯. ચિંતા, ૧૦. મદ, ૧૧. શ્રમ, ૧૨. ગર્વ, ૧૩. નિદ્રા, ૧૪. મતિ, ૧૫. વ્યાધિ, ૧૬. ત્રાસ, ૧૭. સુપ્ત, ૧૮. વિબોધ, ૧૯. અમર્ષ, ૨૦. અવહિત્ય (હર્ષ વગેરે ભાવોને લજ્જા વગેરેથી છુપાવવાની વૃત્તિ), ૨૧. ઉગ્રતા, ૨૨. ઉન્માદ, ૨૩. મરણ, ૨૪. વિતર્ક, ૨૫. વિષાદ, ૨૬. ઔત્સુક્ય ૨૭. આવેગ, ૨૮. જડતા, ૨૯. આળસ, ૩૦. અસૂયા, ૩૧. અપસ્માર (વાઇ વગેરે), ૩૨. ચપળતા, ૩૩. નિર્વેદ (ઘૃણા) અને ૩૪. દેવગુરુ પુત્ર વગેરે તરફની રતિ-પ્રેમ.

આ બધી જ ચિત્તની ક્ષણિક વૃત્તિઓ છે. જુદે જુદે પ્રસંગે એ આવી ખસી જાય છે. નીચે રસોના જે ઉદાહરણ આપવામા આવ્યાં છે તેઓમા કોઇ અને કોઈ સચારી ભાવ હાજર હોય છે. પ્રારંભકોને માટે આ પ્રયત્ન હોઇ ત્યા ત્યાં રહેલો તેને સંચારી ભાવ નિર્દિષ્ટ કર્યો નથી.

### વિભાવ

સ્થાયી તેમજ સંચારી અને સાત્ત્વિક ભાવોને જે ઉત્પન્ન કરે છે તે **વિભાવ** (ઉત્પન્ન કરનાર). તે તે પાત્રમાં પ્રસંગ પરત્વે સ્થાયી ભાવો જોવામા આવે છે. આ ભાવોના આધારરૂપે રહેલાં તેમજ ઉદ્દીપન કરનારાં જે કારણ તે વિભાવ. આ વિભાવ બે પ્રકારના છે : **૧. આલંબન વિભાવ અને ૨. ઉદ્દીપન વિભાવ.** દા. ત. એક

ટીખળી માણસ આપણી પાસે ખડો થયો છે એ જુદા જુદા ટીખળ કરી આપણને હસાવે છે આમા ટીખળી માણસ પોતે આલંબન વિભાવ છે અને એના નખરા ઉદ્દીપન વિભાવ એ બનેના યોગથી 'હાસ' નામનો સ્થાયી ભાવ મૂર્ત થાય છે

## અનુભાવ

નવે રસનો જોનારાઓને અનુભવ કરાવે તે **અનુભાવ** આ અનુભાવ રસનું કાર્ય-પરિણામ છે કાયિક, માનસ, આહાર્ય (ઘરેણા વગેરે) અને સાત્ત્વિક (રોમાચ વગેરે થવા) આમ ચાર પ્રકારના **અનુભાવ** છે. સાત્ત્વિક ભાવ એ આ અનુભાવોનો જ એક પ્રકાર છે

સાત્ત્વિક એટલે સત્ત્વ-દેહને લગતા આ સાત્ત્વિક ભાવો સામાન્ય રીતે ભાવ તરીકે દેખાય છે, કેટલીક વાર અનુભાવરૂપે પણ દેખાય છે. આ સાત્ત્વિક ભાવ ૯ છે ૧. સ્તભ (શરીરનું થભી જવુ), ૨ સ્વેદ (પસીનો થઇ જવો), ૩ રોમાચ (રુવાડા ખડા થઈ જવા), ૪ સ્વરભેદ (અવાજ ફાટી જવો), ૫ કપ (શરીરનું ધ્રૂજી ઊઠવુ), ૬ વૈવર્ણ્ય (શરીરનો રગ-વિકાર થવો), ૭ અશ્રુ (આંસુ પડવા), ૮. પ્રલય (શરીરનું તદ્દન ચેષ્ટાહીન થઇ જવુ), અને ૯. જૃભા (બગાસા ખાવા)

આ સચારી ભાવોને પણ પોતાના વિભાવ અને અનુભાવ છે, પણ એટલી ઝિણવટમા અહી ઊતરવાની જરૂર નથી

## શૃંગારાદિ રસો

સ્થાયી ભાવ-જરૂર પ્રમાણે સચારી ભાવોના અસ્તિત્વે-વિભાવ અને અનુભાવોથી સપૂર્ણ રસ-રૂપે વ્યક્ત થાય છે આવા નવ રસ સ્વીકારવામા આવ્યા છે એ પ્રત્યેકને અહી હવે ઉદાહરણોથી જોઇયે

### ૧. શૃગાર

શૃગારનો સ્થાયી ભાવ રતિ (સ્ત્રીપુરુષ વચ્ચેનો પ્રેમ) છે એનો આલબન વિભાવ સ્ત્રી યા પુરુષ અને ઉદ્દીપન વિભાવ સુદર બાગ-બગીચા અને કામોત્તેજક પદાર્થો વગેરે છે. નાયક કે નાયિકાને થતી

અસર એ અનુભાવ છે પ્રેમપાત્રની પ્રત્યક્ષ હાજરી હોય છે કે હાજરી જેવો અનુભવ હોય છે તો એવા શૃંગારને સંભોગ શૃંગાર કહે છે. દર્શન સ્પર્શન વાતચીત વડે અનુભવાતું સુખ એ વગેરેથી ઉત્પન્ન થતા આનંદની આ સંજ્ઞા છે જ્યારે પ્રેમપાત્રનો વિયોગ હોય યા હાજરીમાયે વિરહનો અનુભવ હોય ત્યારે વિપ્રલંભ શૃંગાર છે આ વિપ્રલંભમાં પ્રેમપાત્રના વિયોગે શોકાદિક હોય છે, પણ એ આત્યંતિક વિયોગમા પરિણમતા નથી, એમા ઊંડે ઊંડે પ્રેમપાત્રના પ્રત્યાગમનની આશા હોય છે, અને શોક નહિ પણ રતિ જ વ્યંજિત થતી હોય છે

એનાં ઉદાહરણ :

(૧) પ્રિયપાત્રની હાજરીએ સંભોગ શૃંગાર

"સ્નેહ–અર્ણવ ઓખા નારી, ઝીલે અનિરુદ્ધ કુંજવિહારી.
જે જોઇયે તે ઉપર આવે, ભક્ષ્ય ભોજન કરે મન ભાવે.
ચોત્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો માસ વૈશાખ
જાળી નારીએ વાયુ આવે, ત્યમત્યમ મોહ ઉપજાવે.
આવ્યા વર્ષાકાળના દિન, ગાજે વરસે છે પર્જન્ય.
વીજળી થાય છે આસે પૂરી, બોલે કોકિલા સૂર મધુરી.
મહા તપસીનાં મન ડોલે, દાદુર મોર બપૈયા બોલે.
માળિયા તળે ગનાગર ગાજે, ઓખા નવ સાત આભરણ સાજે.
નિત્ય મર્દન, માર્જન અંગે, ચર્ચે ચંદન કેસર સંગે.
નેત્રે અંજન આભરણ હાર, મુખે તાંબૂલનો પિચકાર
ઈંદુ માહે ઉડગણ જેવો, સોહે નિલવટ ચાંદલો તેવો.
શીશગાખડી સેંથે સિંદૂર, દેખી મોહ્યો તે અનિરુદ્ધ સૂર.
કાને કુંડળ ઝગમગ જોઇ, કામકુંઅર રહ્યો છે મોહી
નારી તારી નાસિકાનો મોર, નહિ ભૂષણ, ચિત્તનો ચોર.
રક્ત અધર હસે મંદમંદ, ન હોય હાસ્ય, મોહના ફંદ
પંકજ મધ્યે બિંદુ પડતા, મોર મોતી અધરે ઠગતા.
ચપળ નેત્ર ઝીણું અંજન, જાણે જાગે પડ્યું ખંજન.

મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટિ જોડે.
મોહ્યો મોહ્યો હાર ગળુબંધ, મોહ્યો મોહ્યો બાજુબંધ.
મોહ્યો મોહ્યો હસ્તકમળ, મોહ્યો મોહ્યો ઉર કુંભસ્થળ.
મોહ્યો મોહ્યો પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો ચંદનની વાસે.

× × × ×

મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો અણવટને ઠમકે.
કામકુંવર રહ્યો છે મોહી, નારીની ચંચળતા જોઈ." વગેરે

(પ્રેમાનંદ : ઓખાહરણ)

(૨) પ્રિયપાત્રની ગેરહાજરીએ સંભોગશૃંગાર

" કુબ્જા : એક એ રટણા હશે.
ને ન કૃષ્ણ વિના કાહું ઠામ ક્યાંય હશે કશે.
યમુનાજલકલ્લોલે અણુએ અણુ પૃથ્વીને
વાયુની લહરેલહરે કિરણે શીત-રશ્મિને.
ને શરીરે રૂંવેરૂંવે પ્રતીતિ પ્રિયની થતાં,
પ્રેમમૂર્તિ પરે નેત્રો નિમીલિત વિરામતાં;
સ્નિગ્ધ ઊષ્ણતા હૈયે હાથ એક રહી ગયો,
અને હેરી રહી ઊંડું કે કેવું ચાખી તે રહ્યો.
હૈયાની ગોરસીમાંથી !"

(ઉમાશંકર : પ્રાચીના : 'કુબ્જા')

(૩) પ્રિયપાત્રની ગેરહાજરીએ વિપ્રલંભ શૃંગાર

" જાગીજાગી રે રામા રસભરી, તપાસે સેજ ફરી ફરી,
ભૂંણે કરડતી આંગલડી, મેં તો વણુસાડ્યું થોડાને કાજે રે,
મેં મૂર્ખએ મુખ મચકોડ્યું. બીડી ના ખાધી તે દાઝે રે;—જાગી.
લચકની ચાલે, ને પાલવ ઝાલે રે, નયણે આંસુ ઢાળે રે,
કરે સાદ સ્વામીને સંભારે, ભ્રમમાં ભોળી ભાળે રે;—જાગી.
ધમધમ કરતી નારી તપાસે બારી, દીઠી તે ભોગળ બીડી રે,
જોઈ ચારે ખૂણે ને મસ્તક ધૂણે, વિલપે વિજોગની પીડી રે;—જાગી.

કરે કાલાવાલા, મનોરથ કાલા, કણુકણતી દે સમ રે,
તમારે તો હસવું, મારે રોઇ મરવું, ધીરજ રાખું કેમ રે ?—જાગી.
આપી સંજોગ સુખ ને દેવું દુઃખ, મારા કર્મની રેખા રે,
અતિશે ના તાણો, દયા મન આણો; તમને બાપના સમ રે;—જાગી.
જુઓ પ્રીત તપાસી, હું છું દાસી, દંડ દેવો તે શા સારુ રે ?
કરો સ્નેહ કે તજું છું દેહ, વહાલા, અતિશે નહિ વારુ રે;—જાગી.
મીટ મંડો ને ખટપટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વાઢી રે,
બીડી મારે થયાં મન ખાટાં, કહો તો મુખનું તંબોલ લઉં કાઢી રે—જાગી.
(પ્રેમાનંદ : 'ઓખાહરણ' : ઓખાની વિરહવેદના)

(૪) પ્રિયપાત્રની જરા દૂર હાજરીએ વિપ્રલંભ શૃંગાર

" કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર.
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર.
બાઇ, વિકટ વાજે વાંસળી રે, હરિ સાથે ભ્રાત કુમાર.
કેમ મળિયે જીવન કૃષ્ણને રે, ધિક અબળાનો અવતાર.
ધન વૃંદાવનની વેલડી રે, ધન વૃંદાવનનાં હરણ.
અમો તૃણ થઇ ન અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચરણ.
શાને કહેત, બ્રહ્મા તુંને રે, જો જનમ વાંસનો દેત.
અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધર તણો રસ લેત.
ગોપી ગુંજા શે ન અવતરી રે, હરિકંઠે થાતી હાર.
વિધિ અમને આપ્યો નહિ રે, પશુપંખીનો અવતાર." વગેરે.
(પ્રેમાનંદ : દશમસ્કંધ : કડવું ૨૩)

## ૨. હાસ્ય

હાસ્યનો સ્થાયીભાવ હાસ છે. એનો આલંબન વિભાવ અંગે કે વર્તને ખોડવાળાં સ્ત્રીપુરુષ અને ઉદ્દીપન વિભાવ એવાં પાત્રોનું વિકૃત વર્તન છે. એવાં પાત્રોની અંગવિક્રિયા અનુભાવ છે.

" વર થઇ બેઠા પ્રાણી માત્ર, સભાં કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી વરવાના કોડ.

બાળ યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કો તો ઘરના મોટા કુંઅર, કો કહે આગ્ય અમારું ઘર.
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિર પર.
ઘરડા થયા નાના વર, વર્ત્તા કરાવતાં વાગ્યા છર.
તનમન કન્યાને અર્પણ, આગળથી નહિ ટાળે દર્પણ.
કેટલાક કરે તિલકની રેખ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ.
કેટલાક કરે પૂછાપૂછ, હું કહેવો કહી મરડે મૂછ.
જેનાં મુખ માંહે નહિ દંત, તેને પરણવાનું ચંત.
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટૂંપાવી પળી.
જોશીની પ્રણિપત કરી, દેખાડે હાથ ને જન્મોતરી.
જો દમયંતી મુને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ.
એમ ઊંચાં કરી ગલોફાં, ઘેલા જુએ કાચમાં કોહાં."

(પ્રેમાનંદ : નળાખ્યાન : કડવું ૨૪૩ મું)

### ૩. કરુણ

કરુણ રસનો સ્થાયી ભાવ શોક છે. જેમાં પ્રિય પાત્રોમાંના જે એકનું મરણ થાય છે તે આલંબન વિભાવ છે. એવા મૃત પાત્રની આસપાસનું વાતાવરણ ઉદ્દીપન વિભાવ બને છે, જ્યારે એવા આત્યંતિક વિરહને કારણે થતી અંગો તેમજ માનસની વિક્રિયા એ અનુભાવ છે. આલંબન વિભાવ-રૂપે કેટલીક વાર એકાદા પાત્રનું એકાકી અસહાય લાગતું જીવન પણ હોય છે.

(૧) પ્રિય પાત્રનું મરણ

[ ભાનુમતી-વિલાપ ]

( રથોદ્ધતા + ગા )

થૈ ગદાભિમુખ, નાથ હે ઊંઘેલા,
સંગિની વીસરી કે શું યુદ્ધઘેલા?
નિત્ય હું પરિઘબાહુમાં સમાતી,
અન્ય ત્યાં દયિત આજ રંગરાતી.

હું રહીશ અળગી, ન છોડશે એ,
સોડમાં સુભટ સાથ પોઢશે એ.
લે લીધો મદધિકાર, નાથ તેથી ?—
તેહને વિહગપંખ દે નભેથી!
લક્ષ્મણુ—પ્રણયરીત શી બતાવી
પુત્ર પાછળ, પિયુ, સ્વયં સિધાવી!
વીસર્યા જનક વૃદ્ધની દશા શી
આપ સ્વર્ગ પળતાં! વિસારી દાસી!

× × ×

દ્યૂતને દિન મળેલું દ્રૌપદીને
દાસ્ય, આજ મુજને ય યુદ્ધ દ્યૂતે.
ધર્મ, તેંય અમને દીસે વિસાર્યા!
ઊરુઘાત દઈ યુદ્ધ નિષિદ્ધ હાર્યા!

(ઉમાશંકર . પ્રાચીના : 'ગાંધારી')

(૨) એકાકી અસહાય લાગતું જીવન

"માતા વિના સૂનો સંસાર, નમાયાંનો શો અવતાર!
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઊતરી.
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેજ.
સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણ જેવું તલફે મચ્છ,
ટોળા–વછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન,
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટ્યે રઝળે ઠીંકરી, મા વિના એવી દીકરી.
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સૂનો સંસાર"

(પ્રેમાનંદ : મામેરું : કડવું ૫ મું–કુંવરબાઈનાં વચન)

### ૪. રૌદ્ર

રૌદ્ર રસનો ક્રોધ એ સ્થાયી ભાવ છે. અન્યને હાથે દુઃખી થતાં

ગુરુજનો સંબંધીઓ આલંબન વિભાવ છે. એઓનો સંહાર કે દુઃખમય સ્થિતિ એ ઉદ્દીપન વિભાવ છે; એઓના ઉપર એની રીતે દુઃખ આવવાથી ચડેલી ક્રોધમય વિકૃત આકરી પ્રતિજ્ઞા વગેરે અનુભાવ છે.

" મહાગ્થી ખટ મળી મારિયો, તે દુઃશાસનને તંન રે.
જયદ્રથને નહિ દયા આવી;, તવ કુંવર પામ્યો મરણ રે.
અર્જુન એવું સાભળી, તવ મૂર્છાગત પડિયો ધરણ રે.
હાય, હાય, પ્રભુ એમ કહે; અર્જુનને ચડિયો કાળ રે:
સૂર્ય અસ્તાંગત મધ્ય દિવસે જયદ્રથને મારવો તત્કાળ રે.

× ×

સૂર્ય અસ્તાંગત વિના નવ હણું તો દેહ કરું મારો ત્યાજ રે.
પ્રતિજ્ઞા દીધી ખરી : ' કાષ્ઠભક્ષ તણું કાજ રે.

× ×

એમ કહી પ્રતિજ્ઞા અર્જુને, કર્યો ધનુષ્યનો ટંકાર રે."

(ભાલણ : દ્રોણપર્વ : કડવું ૧૧ મું)

[ રોળા ]

" પરશુરામ : નવા ઉછાળે ફાટ ફાટ જોબનં મદ ધરતો
નિર્ભય થઈ મુઝ-ગુરુ-કાર્મુકનો ભુક્કો કરતો—
તે પર પડો મદોલા નૃપનાં ગળાં કચડતો
ગળતું રુધિર પીનાર કુહાડો મુઝ ભય-ઝરતો ".

(જગન્નાથ-રસગંગાધર-૧૪-કે. કા. શાસ્ત્રી)

## ૫. વીર

વીર રસનો સ્થાયી ભાવ ઉત્સાહ છે. વીર પુરુષ વગેરે સ્વયં આલંબન વિભાવ છે. શત્રુનું સબળું પરાક્રમ—વિરોધ પક્ષ તરફથી કરવામાં આવેલાં દાન અને માનભંગ એ વગેરે ઉદ્દીપન વિભાવ છે. એની પ્રતિક્રિયારૂપે થતી આંગિક તેમજ માનસિક વિક્રિયા-શૌર્ય વગેરે અનુભાવ છે.

"(અભિમન્યુ :)
કંથ કહે : ન કરું સંગ્રામ, આહીં નાકાનો કુણ કામ?
હાર્યે જીવતાં છૂટવું નહિ, કાં ન મરિયે સામા જઈ?
નથી ભીગરવાનો ઉપાય, ત્યાં તો ભય પામ્યે શું થાય?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાયે એક પળમાં.
મહુઅર વાગે ને મણિધર ડોલે, ના ડોલે તો સર્પને તોલે.
ઘન ગાજે કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ.
હાક્યો વાઘ ન માંડે કાન, નહિ શાર્દૂલ, જાણવો શ્વાન.
ક્ષત્રી નાસે દેખીને દળ, નહિ પુરુષ, જાણવો વ્યંઢળ.
ઘરમાં ગોઝારો રહે પેશી, જુદ્ધ ચરણ વિના રહે બેશી.
એમ કહી ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી.
અસુર દળમાં જઇ ખૂંપિયો, છજેથી કપિની પેરે પડ્યો.
જેમ ગ્રાહ પેસે છે જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં.
ગજ-યૂથમાં લઘુ કેસરી, તેમ અનિરુદ્ધ મધ્યે અરિ.
દૈત્યને આવ્યો મૃત્યુનો દાહાડો, ગાજે અનિરુદ્ધ મેઘ અખાડો.
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ-પ્રહારે ધરણી ઢાળ્યા."
(પ્રેમાનંદ : ઓખાહરણ)

### ૬. ભયાનક

ભયાનક રસનો સ્થાયીભાવ ભય છે. ભયાનક હિંસ્ર પ્રાણીઓનું દર્શન, યુદ્ધક્ષેત્રમાં થયેલો પાગવાર માનવસંહાર વગેરે આ રસમાં ઉદ્દીપન વિભાવ છે. એની જેના પર અસર થાય છે તેની માનસિક વિક્રિયા નાસભાગ એ વગેરે અનુભાવ છે.

[ઇંદ્રવંશા વંશસ્થ-ઉપજાતિ]
"ધવાયલાં અંગ અસંખ્ય લોટતાં
ને ખદ્બદે શોણિતકુંડ કુંડમાં,
હોમાઈ જતાં રણયજ્ઞજ્વાલમાં
કંગાલ હો અંતિમ ચીસ નાખતા."
(પ્રબોધ પારાશર્ય : "અર્ચન" માંથી 'યુદ્ધાંતે')

## ૮. અદ્‌ભુત

અદ્‌ભુત રસનો સ્થાયી ભાવ વિસ્મય છે. આશ્ચર્યના ઉપાદાનરૂપે રહેલ વ્યક્તિ સ્થળ વગેરે આલંબન વિભાવ છે એમાં પ્રતીતિ થતી અદ્‌ભુતતા એ ઉદ્દીપન વિભાવ છે. એને લીધે અનુભવવામા આવતા રોમાંચ—નેત્રનિમીલન વગેરે અનુભાવ છે.

"આડો ઊખળ, અટક્યા હરિ, કાઢે પાછો તાણી કરી.
વૃક્ષને કહે : તું અળગો થા, હવડાં આવશે મારી મા.
ગોવાળા તાળી દઈ હસે : હવે સામળિયાજી કેમ જશે.
કેટલી ગોપી તહાં જોવા રહી, કેટલી જસોદાને કહેવા ગઈ.
કુલાહલ ગોકુલમાં થાય, બાળક ભરાયો બે ડ્રુમ માંહ્ય.
વારતા સાંભળી ધાયા નંદ, ધાઈ જસોદા કરતી આક્રંદ.
જાણ્યું જે માતા આવી ખરી, બાળચેષ્ટા ગોવિંદે કરી.
મહાબળ કીધું પંકજ-ચક્ષ, ઊખળ ભરાવી બેહુ વૃક્ષ.
શકે શું મેઘ ગગન ગડગડ્યા, કે સાત સાગર ઉધાણે ચડ્યા!
કે મેરુ વિંધ્યાચળ આથડ્યા, શું દિગ્ગજ ઐરાવત વઢ્યા!
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડ્યાં કડકડી.
દ્રુમલતા-તજે આવ્યા હરિ, નવ પામે દર્શન વ્રજસુંદરી.
હાહાકાર કુલાહલ ઘણો, ન દીસે બાળક નંદજી તણો.
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે કુંડળ ઝગમગ થાય.
વપુ વિરાજે પટ પરિધાન, જાણે ઉદિયા શશિયર ભાણ.
બેહુ ભ્રાત ઊભા જોડી હાથ, કરે સ્તવનઃ જેજે વૈકુંઠનાથ."

(પ્રેમાનંદ : દશમસ્કંધ : કડવું ૩૮મું)

## ૯. શાંત

શાંત રસનો સ્થાયી ભાવ નિર્વેદ છે. જગત વગેરે ક્ષણિક પદાર્થો આલંબન વિભાવ છેઃ એની ક્ષણિકતા વગેરે ઉદ્દીપન વિભાવ છે. એ બધામાંથી અનુભવાતી સમતા એ અનુભાવ છે.

[ ગીતિ ]

"ગગનતલથી ધસેલો બાજ નિહાળી ગળું સુકાઈ જતું,
તને મુજારી, નયણાં ચકરવકર, લાવું[1] ના હાલી શકતું."
(જગન્નાથ-રસગંગાધર-૨૮-કે. કા. શાસ્ત્રી)

## ૭. બીભત્સ

બીભત્સનો સ્થાયી ભાવ જુગુપ્સા છે. મુડદાં વગેરે આલંબન વિભાવ છે; આંતરડાં વગેરે ચીરી કાઢવાં એ ઉદ્દીપન વિભાવ છે. એને જોવાથી ધારી લેવામાં આવતાં રોમાંચ વગેરે અનુભાવ છે.

[ ઉપજાતિ ]

"ગાંધારી : આ ભ્રાત મારો શકુનિ, પ્રપંચના
જેના બન્યા પાંડર ભોગ; વંચના
મારા સુતોને કરવા હવે, શું
પૂઠે ગયો એ પરલોક તેશુ ?
રોચે ચખોને શકરો, મુરારિ !
ને કર્ણ તેજોવધ સાધનારી
જિહ્વા જુઓ શલ્યની કાગ ખેંચે,
લૈ ઝટી તે ગૃધ્રનું જૂથ વેંચે"
(ઉમાશંકર : પ્રાચીના : 'ગાંધારી')

'છૂટે બંધુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે ભીંડીમાળા.
સણસણતા શર બહુ છૂટે, તેણે કપાળ ભડનાં ફૂટે.
વળગે ભૂત પ્રેત આવરણ, વઢે ચુડેલ અવળે ચરણ.
મસ્તક સગડી ધિકધિકાવે, કિલકિલ કરતી ઉપર આવે.
હરખી શાકિણી ડાકિણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ.
ચૂસે કંઠ ને ઘૂંટડા ભરે, મુખે રુધિરના રેલા ઊતરે."
(પ્રેમાનંદ : ઓખાહરણ : કડવું ૨૭ મુ)

---

1. લાવું પક્ષી

## ૮. અદ્‌ભુત

અદ્‌ભુત રસનો સ્થાયી ભાવ વિસ્મય છે. આશ્ચર્યના ઉપાદાનરૂપે રહેલ વ્યક્તિ સ્થળ વગેરે આલંબન વિભાવ છે એમાં પ્રતીતિ થતી અદ્‌ભુતતા એ ઉદ્દીપન વિભાવ છે. એને લીધે અનુભવવામાં આવતા રોમાંચ—નેત્રનિમીલન વગેરે અનુભાવ છે.

"આડો ઊખળ, અટક્યા હરિ, કાઢે પાછો તાણી કરી.
વૃક્ષને કહે : તું અળગો થા, હમણાં આવશે મારી મા.
ગોવાળા તાળી દઈ હસે : હવે સામળિયાજી કેમ જશે.
કેટલી ગોપી તહાં જોવા રહી, કેટલી જસોદાને કહેવા ગઈ.
કુલાહલ ગોકુલમાં થાય, બાળક ભરાયો બે દ્રુમ માંહ્ય.
વારતા સાંભળી ધાયા નંદ, ધાઈ જસોદા કરતી આક્રંદ.
જાણ્યું જે માતા આવી ખરી, બાળચેષ્ટા ગોવિંદે કરી.
મહાબળ કીધું પંકજ-ચક્ષ, ઊખળ ભરાવી બેહુ વૃક્ષ.
શકે શું મેઘ ગગન ગડગડ્યા, કે સપ્ત સાગર ઉધાણે ચડ્યા!
કે મેરુ વિંધ્યાચળ આથડ્યા, શું દિગ્ગજ ઐરાવત વઢ્યા!
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડ્યાં કડકડી.
દ્રુમલતા-તળે આવ્યા હરિ, નવ પામે દર્શન મજ્જસુંદરી.
હાહાકાર કુલાહલ ઘણો, ન દીસે બાળક નંદજી તણો.
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે કુંડળ ઝગમગ થાય.
વપુ વિરાજે પટ પરિધાન, જાણે ઉદિયા શશિયર ભાણ.
બેહુ ભ્રાત ઊભા જોડી હાથ, કરે સ્તવનઃ જેજે વૈકુંઠનાથ."

(પ્રેમાનંદ : દશમસ્કંધ : કડવું ૩૮મું).

## ૯. શાંત

શાંત રસનો સ્થાયી ભાવ નિર્વેદ છે. જગત વગેરે ક્ષણિક પદાર્થો આલંબન વિભાવ છેઃ એની ક્ષણિકતા વગેરે ઉદ્દીપન વિભાવ છે. એ બધામાંથી અનુભવાતી સમતા એ અનુભાવ છે.

હાસ્ય–રસના ઉદાહરણ છે, તો કુંવરબાઈનો હાલો પિતા આવતા નમાયાપણાનો નિર્દેશ કરતો ઊભરો કરુણરસનું ઉદાહરણ છે શ્રી ઉમાશંકરની 'પ્રાચીના'મા આવતા '૧૯મા દિવસનું પ્રભાત' 'ગાંધારી' એ 'કરુણ'ના તો 'આશંકા' અને 'કુબ્જા' એ શૃંગારના ઉદાહરણ છે એમા જરૂર પડના બીજા રસ પણ અંગરૂપે રેખાય છે

રસોનો વિરોધાવિરોધ લક્ષ્યમા રહેવો જોઈએ, જેમકે વીર અને શૃંગાર, શંગાર અને હાસ્ય, વીર અને અદ્ભુત, વીર અને રૌદ્ર શૃંગાર અને અદ્ભુત—એ જોડકાંને પરસ્પર અવિરોધ છે પહેલા–પહેલાને બીજો પુષ્ટ કરી શકે છે શૃંગાર અને બીભત્સ, શૃંગાર અને કરુણ વીર અને ભયાનક, શાંત અને રૌદ્ર, શાંત અને શૃંગાર—એ જોડકાને પરસ્પર વિરોધ છે, પહેલા–પહેલાની સાથે બીજો બીજો આવતા રસવિચ્છેદ થાય છે

કેટલે એક વસ્તુ ધ્યાનમા રાખવા જેવી છે તે કરુણ અને વિપ્રલંભ શૃંગાર વચ્ચેના ભેદની બાહ્ય સ્વરૂપમા ચિત્તની તાલાવેલી બન્નેમા સમાન છે, છતા એકમા આલંબન વિભાવ મૃતાત્મા છે, જ્યારે બીજામા આલંબન વિભાવ દૂર દૂર ગયેલું પ્રેમપાત્ર છે પરિણામમા કરુણ શોકાંત છે, વિપ્રલંભ શૃંગાર સુખાંત છે

## અભ્યાસ

૧ કવિતા એટલે શું ? દાખલા આપી સ્પષ્ટ કરો

૨. પદ્ય એટલા બધા જ કવિતા નથી, એ ઉદાહરણ આપી સમજાવો

૩. ગદ્યકાવ્ય એટલે શું ? એક સારા ગદ્યકાવ્યનો નમૂનો આપો

૪ કાવ્યના ભેદો અને હાલ ગુજરાતીમા પ્રચલિત પ્રકારોના નામ અને સમજૂતી આપો

૫. પદ ગરબી ગરબી અને ગરબાના ઉદાહરણ આપી તેને સમજાવો.

[ વિયોગિની ]

નતયાનિન-કાનકૂટમા, રમણી-કુતન—નાગરેણુમા,
પ્રપચે ન ભિદા વિરચિમાં, મુઝ જાગી સ્થિતિ આ પરાત્મમા"

(જગન્નાથ–રસગગાધર–૧૦–૬ કા શાસ્ત્રી)

## ઉપસહાર

અહીં આપેલા નવ રસોના ઉદાહરણ તે તે રસને એના શુદ્ધ સ્વરૂપમા વ્યગ્ય કરે એવા આપના પ્રયત્ન કરવામા આવ્યો છે નવે રસોના તે તે સ્થાયી ભાવોની વ્યગ્ય સ્વરૂપમા નિષ્પત્તિ તેનું નામ જ રસ છે જો તે તે સ્થાયી ભાવ બતાવનારા શબ્દનો કે રસના નામનો સ્પષ્ટ રીતે ત્યા ત્યાં નિર્દેશ કરવામા આવે તો તેથી સાચી રસનિષ્પત્તિ થતી નથી

કાવ્યશાસ્ત્રકારોએ રસના આલબન તરીકે સર્વસામાન્ય રીતે માનવોને જ સ્વીકાર્યા છે પશુ-પક્ષીઓ વગેરેને આલબન બનાવી એ એઓને ઉદ્દેશી રસવર્ણન કરવામા આવ્યા હોય છે ત્યા રસ નહિ, એ રસાભાસ છે એ જ રીતે ભાવનું પણ છે જ્યાં રસ સ્પષ્ટ નથી તેનો ત્યા સચારી ભાવો સ્વતત્ર રીતે વ્યગ્ય સ્વરૂપમા આવી રહે છે ચોત્રીસેચોત્રીસ સચારી ભાવોના પણ સાહિત્યગ્રથોમા સ્વતત્ર ઉદાહરણ મેળવી શકાય છે અહીં પ્રારભકોને એટલે ઊડે જવા જરૂર નથી

રસ સામાન્ય રીતે સમગ્ર પ્રકરણને આવરીને રહ્યો હોય છે આવી રીતે સમગ્ર પ્રકરણમા એક તત્ત્વરૂપે વ્યગ્ય થતો રસ તે તે પ્રકરણનો પ્રધાનરસ છે એ રસની આસપાસ એને પોષણ આપતા ગૌણ રસ આવી શકે છે દા ત "કુવરબાઈના મામેરા'નો પ્રધાનરસ અદ્‌ભુત છે, કેમકે આરભમા નરસિંહ મહેતાને રસદર્શન થયુ, મધ્યમાં મેત્ર સમોવવુ માટે આવ્યો અને ભગવાન દામોદર દોશીનું રૂપ લઈ લક્ષ્મી અને અક્રૂર વગેરે વાણોતરો સાથે આવ્યા અને અને આકાશમાથી કાપડ પડ્યુ, એમ અદ્‌ભુતનું પ્રાધાન્ય છે એના અગરૂપે 'વેવ'નું વર્ણન, નાગરોનું ટીખળ, નાગરણીઓનું ટીખળ એ વગેરે

હાસ્ય-રસના ઉદાહરણ છે, તો કુંવરબાઈનો ઠાવો પિતા આવતા નમાયાપણાનો નિર્દેશ કરતો ઊભરો કરુણરસનું ઉદાહરણ છે શ્રી ઉમાશંકરની 'પ્રાચીના'મા આવતા '૧૯મા દિવસનું પ્રભાત' 'ગાંધારી' એ 'કરુણ'ના તો 'આશંકા' અને 'કુબ્જા' એ શૃંગારના ઉદાહરણ છે એમા જરૂર પડતા બીજા રસ પણ અંગરૂપે દેખાય છે

રસોનો વિરોધાવિરોધ લક્ષ્યમા રહેવો જોઈએ, જેમકે વીર અને શૃંગાર, શૃંગાર અને હાસ્ય, વીર અને અદ્ભુત, વીર અને રૌદ્ર, શૃંગાર અને અદ્ભુત—એ જોડકાને પરસ્પર અવિરોધ છે પહેલા-પહેલાને બીજો પુષ્ટ કરી શકે છે શૃંગાર અને બીભત્સ, શૃંગાર અને કરુણ વીર અને ભયાનક, શાંત અને રૌદ્ર, શાંત અને શૃંગાર—એ જોડકાને પરસ્પર વિરોધ છે, પહેલા-પહેલાની સાથે બીજો બીજો આવતા રસવિચ્છેદ થાય છે

રૂસ્યે એક વસ્તુ ધ્યાનમા રાખવા જેવી છે તે કરુણ અને વિપ્રલભ શૃંગાર વચ્ચેના ભેદની બાહ્ય સ્વરૂપમા ચિત્તની તાનાવેલી બન્નેમા સમાન છે, છતા એકમા આલંબન વિભાવ મૃતાત્મા છે, જ્યારે બીજામાં આલંબન વિભાવ દૂર દૂર ગયેલુ પ્રેમપાત્ર છે પરિણામમા કરુણ શોકાંત છે, વિપ્રલભ શૃંગાર સુખાંત છે

### અભ્યાસ

૧ કવિતા એટલે શુ ? દાખલા આપી સ્પષ્ટ કરો

૨ પદ્ય એટલા બધા જ કવિતા નથી, એ ઉદાહરણ આપી સમજાવો.

૩. ગદ્યકાવ્ય એટલે શુ ? એનો સારો ગદ્યકાવ્યનો નમૂનો આપો

૪. કાવ્યના ભેદો અને હાલ ગુજરાતીમા પ્રચલિત પ્રકારોના નામ અને સમજૂતી આપો

૫ પદ રાસ ગરબી અને ગરબાના ઉદાહરણ આપી તે તે સમજાવો.

૬. સૉનેટ એટલે શું? એના ભેદ દાખલા આપી સ્પષ્ટ કરો.

૭. ખંડકાવ્ય અને મહાકાવ્ય એટલે શું?

૮. રસ એટલે શું? રસ કેટલા અને કયા? કયો કયો સ્થાયી ભાવ કયો કયો રસ રજૂ કરે છે?

૯. ભાવ વિભાવ અને અનુભાવ ઉદાહરણ આપી સમઝાવો.

૧૦. પરસ્પર મેળવાળા અને મેળ વિનાના રસોનાં જોડકાં આપી, શા માટે મેળ છે યા શા માટે મેળ નથી એ સમઝાવો.

૧૧. નીચે આપેલી કવિતામાં ક્યાં કયો રસ છે એ કારણ સહિત સ્પષ્ટ કરો.

( અહીં સાહિત્યમાંથી ઉત્તમ નમૂના તારવી રજૂ કરવા. )

## ૧૫. અલંકાર

અલંકાર એટલે શણગાર. જેમ દેહને સુશોભિત બનાવવા બાહ્ય શણગાર એટલે કે ઘરેણાં પહેરવાનો લોકમા રિવાજ છે, જેમ મકાનો સુશોભિત કરવા રાચરચીલું ચિત્રો વગેરે ઉપકરણો મૂકવામાં આવે છે, તેમ વાણીને સુશોભિત કરવા વાણીના અલંકાર પ્રયોજવામાં આવે છે. દા. ત. 'તું પરાક્રમી છે' આ એક સાદું વિધાન છે; 'તું તારાં ઉદાત્ત પરાક્રમોથી શોભે છે' આ વધારે આલંકારિક છે; અને 'તેજ જેમ સૂર્યને, સૂર્ય જેમ દિવસને, અને દિવસ જેમ આકાશને, તેમ તારાં ઉદાત્ત પરાક્રમ તને શોભા આપે છે' આ પ્રમાણેનું કથન વળી એના કરતાયે વધારે આલંકારિક છે.

દુનિયાની બધી પ્રજામાં સામાન્ય વિધાનોને પણ આલંકારિક રીતે મૂકવાં એ વાત મનુષ્યસ્વભાવમાં જ છે. અને આ વલણ ભણેલ કરતાં ઓછું ભણેલા કે સાવ અભણ લોકોમાં વધુ પ્રબળ પ્રમાણમાં દેખાય છે. વિચારો અને વૃત્તિઓમાં અતિસુંદર છાયાઓ અને રંગો આ રીતે લાવી શકાય છે.

અલંકારો ગદ્ય તેમ પદ્ય બંને પ્રકારના સાહિત્યમાં પ્રયોજાય છે; પણ એ વાણીને બહારની શોભા આપનાર અલંકાર માત્ર છે. વાણીનો આત્મા તો ધ્વનિ અથવા રસ જ છે. માટે સંસ્કૃત ભાષાના સાહિત્યશાસ્ત્રીઓએ ધ્વનિ-વિહોણા અથવા રસ-વિહોણા કેવળ આલંકારિક કાવ્યને અધમ કહ્યું છે.

આ અલંકાર બે પ્રકારના છે: (૧) શબ્દના અને (૨) અર્થના. જેમાં અમુક પ્રકારના શબ્દ પ્રયોજવાને કારણે સુંદરતા આવતી હોય તે શબ્દના અલંકાર, અને જેમાં વસ્તુનું નિરૂપણ સીધી સાદી રીતને કોરાડે મૂકી કાંઈક આડકતરી પરંતુ રમણીય રીતે

કરવામાં આવ્યુ હોય તે અર્થના અલંકાર. શબ્દના અલંકારોને અને અર્થોના અલંકારોને પકડી પાડવાની ઉત્તમ રીત આ પ્રમાણે છે: પર્યાય એટલે તદર્થક બીજા શબ્દ મૂળ શબ્દોને સ્થાને પ્રયોજે તોયે અલંકાર કાયમ રહે એ અર્થનો અલંકાર; અને એ પ્રમાણે કરતાં અલંકાર નષ્ટ થાય તો એ શબ્દનો અલંકાર. દા. ત. 'દીવા નથી દરબારમા ક અંધારું ઘોર' આ તુકના બે અર્થ છે: દરબારમાં 'દીવા'ઓ એટલે બત્તીઓ 'નથી' એટલે ઘોર અંધકાર છે, એ એક અર્થ; 'દીવાનથી' એટલે દીવાન સાહેબની ગેરવર્તણુકને લીધે ગામ્યમા ઘોર અંધાધૂંધી ચાલી રહી છે, એ બીજો અર્થ. 'દીવા નથી' એને સ્થાને 'બત્તીઓ નથી' એ પ્રમાણે પર્યાય મૂકિયે તો બંને અર્થ પછી ન રહે; માટે આ શબ્દાલંકાર. 'એ લલનાનું મુખ કમળ જેવુ સુંદર છે' એ વાક્યને બદલે 'એ લલનાનુ મુખ સરોજ જેવું ખૂબસૂરત છે' એમ કહિયે તોપણ મુખની કમળ સાથેની સરખામણી આબાદ છે; માટે આ અર્થાલંકાર.

## ૧. શબ્દના અલંકાર

હાલ આપણે ત્યાં ગુજરાતીમાં સામાન્ય રીતે શબ્દના ચાર અલંકાર વપરાયેલા જોવામાં આવે છે: (૧) અનુપ્રાસ, (૨) યમક, (૩) શ્લેષ, અને (૪) વક્રોક્તિ.

### ૧. અનુપ્રાસ

જ્યાં વ્યંજન એક સરખા આવે, પછી એઓની સાથેના સ્વર સરખા હોય કે ન હોય, ત્યાં **અનુપ્રાસ** ( =રસાદિને અનુકૂલ વર્ણોની રચના). આ અનુપ્રાસના (૧) છેક, (૨) વૃત્તિ, (૩) અંત્ય, અને (૪) લાટ એવા ચાર ભેદ જાણીતા છે.

(૧) છેકાનુપ્રાસ અને (૨) વૃત્ત્યનુપ્રાસ

૧. એક વ્યંજન ફરી એક વાર આવે;

૨. એક વ્યંજન ફરી અનેક વાર આવે;

### (૩) અંત્યાનુપ્રાસ

શબ્દોના અંતમાં, યતિ આવતી હોય ત્યાં, અથવા કવિતાની તૂકોના અંતમાં વર્ણસમૂહો એવી રીતે આવે કે શરૂઆતના વ્યંજન જુદા હોય અને ત્યાર પછી બધું સમાન હોય ત્યારે **અંત્યાનુપ્રાસ.** ગુજરાતી ભાષામાં હાલ આપણે આને 'પ્રાસ' કહિયે છિયે. અંગ્રેજીમાં આને 'રહાઇમ' (rhyme) કહે છે અરબી ફારસી ઉર્દૂમાં આને 'કાફિયા' કહે છે. સંસ્કૃત અને પ્રાકૃત કાવ્યોમાં આનો ઉપયોગ કવચિત જ થતો; પરંતુ અપભ્રંશ ભાષાનાં કાવ્યોમાં કવિતાનાં જોડકાંની તૂકોને અંતે આ એક આવશ્યક અંગ બન્યો. આ પ્રમાણે દિંદભરનાં કાવ્યોમાં અત્યાર સુધી ચાલુ રહ્યું. પરંતુ હાલ હાલમાં નવા કવિઓએ આ બંધન જતું કર્યું છે; અને હવે કવિતા પ્રાસ વગરની રચાવા લાગી છે. અંત્યાનુપ્રાસ ગેયતામાં મધુરતા લાવનાર અંગ છે, વિચારમાં નહિ; એટલે જ્યાં ગેયતાનું પ્રધાન્ય હશે ત્યાં અંત્યાનુપ્રાસનો આદર થશે અને જ્યાં વિચારનું પ્રાધાન્ય હશે ત્યાં એનો આદર નહિ થાય.

આપણી કહેવતોમાં અંત્યાનુપ્રાસનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે: 'શકિત પ્રમાણે ભકિત' 'બાપ એવો બેટો અને વડ એવો ટેટો,' 'ચાર મળે ચોટલા ત્યાં ભાંગે ઓટલા' વગેરે.

'સરસ પવન વાતો ખૂબ આનન્દ થાતો' આ યતિનો અંત્યાનુપ્રાસ છે. તૂકોના અંત્યાનુપ્રાસનાં ઉદાહરણ નીચે મુજબ છે:

> "મધુર મધુર ઠંડો વાય છે વાયુ આજે,
> પરમ વિમળ શોભા ચંદ્રિકાની વિરાજે.
> અનુકૂળ સઘળી છે હર્ષની આજ ચીજે;
> અવસર નહિ આવે આ સમો કોઈ બીજે." (કાંત)
>
> "જ્યાં હું આંખો ઉઘાડીને ઊતરું છું વિમાનથી,
> અરે રે, હાય, એમાંનું મારી સામે જરા નથી." (કાંત)
>
> "વધતું કહીને શાને વ્યર્થ મારે વધારવું?
> ફરવાને જવા ચાહું, પ્રિયે આપે પધારવું." (કાંત)

અરબી–ફારસી–ઉર્દૂ ધાટીની કવિતામાં અંત્યાનુપ્રાસ અત્યંત આવશ્યક ગણવામાં આવ્યા છે ત્યાં કાફિયા અને રદીફ વિનાની રચના દૂષિત છે. આ વિશે આ પૂર્વે પિંગળના પ્રકરણમાં સૂચન થયું છે તે અહીં લક્ષ્યમાં લેવું. ( જુઓ પૃ ૩૦૨–૩૦૩ )

(૪) લાટાનુપ્રાસ

સમગ્ર શબ્દસમૂહ તેનો તે જ ફરી વાર આવે, શબ્દાર્થ પણ એ જ હોય, પરંતુ ભાવાર્થે કરી ભેદ હોય તેનું નામ લાટાનુપ્રાસ. લાટ એટલે સાબરમતી નીચેનો દક્ષિણ ગુજરાતનો પ્રદેશ, ત્યાંના લોક સ્વભાવે ટીખળી એટલે આવો પ્રયોગ કરતા. ઉદાહરણ :

"માંદો પરેજ ના રાખે તો શો લાભ દવા લઈ?
માંદો પરેજ જો રાખે તો શો લાભ દવા લઈ?"

પૂર્વાર્ધનો ભાવાર્થ એ છે કે પરહેજી ન રાખે તો દવાથી કશો લાભ થવાનો નથી, અને ઉત્તરાર્ધનો ભાવાર્થ એ છે કે પરહેજી રાખનારને પરહેજીથી જ લાભ થવાનો છે તો દવા લેવી નિરર્થક છે.

૨. યમક

એક સ્વરવ્યંજનનો સમૂહ તે અને તે જ સ્વરૂપમાં ફરી વાર આવે, અને બનેમાંથી જો કોઇ સાર્થક હોય તો બીજો નિરર્થક અથવા ભિન્નાર્થક હોય ત્યારે યમક. આ બંને સમૂહ પ્રાયઃ લગોલગ આવે છે; પરંતુ કોઈક વાર અલ્પ વ્યવધાન પણ હોય છે ગુજરાતીની 'ઝમક' તે આ જ. ઉદાહરણ :

"રચના રચનાર રે ધણી, કરુણાળુ કરુણા કરો ધણી;
પ્રભુતા પ્રભુ તારી તુ ધરી મજરો લૈ મજ રોગ લે હરી"

(ક. દ. ડા)

૩. શ્લેષ

એકના એક શબ્દ અથવા શબ્દસમૂહના તે અને તે રૂપમાં અથવા ટુકડા પડી અનેક અર્થ થાય તેને શ્લેષ કહે છે. ઉદાહરણ :

"ચોમાસું આવતાં સૃષ્ટિ નવ જીવન મેળવે."

જીવન=જિંદગી અને પાણી. વર્ષાઋતુનો પ્રારંભ થતાં સૃષ્ટિને નવી જિંદગી પ્રાપ્ત થાય છે, કારણ કે એને નવું પાણી મળે છે. આ અભંગશ્લેષનું ઉદાહરણ છે. 'જીવન' શબ્દના ટુકડા નથી પડયા' અને બને અર્થ પ્રાપ્ત થયા છે. સભંગશ્લેષનું ઉદાહરણ :

" કાવ્યાસ્વાદ ન જો ચાખ્યો દાદા! જીવનથી ગયો."

જીવનથી ગયો'=જીવન રદ છે; અને 'જીવ નથી ગયો'=જીવતો છે, શ્વાસ લે છે. કવિ કહેવા એમ માગે છે કે જેણે કાવ્યનો આસ્વાદ નથી ચાખ્યો તેનો જીવ ભલે ન ગયો હોય, એ ભલે જીવતો હોય. પરંતુ એનું જીવન રદ છે, નિરર્થક છે. અહીં બીજો અર્થ કરતાં 'જીવ નથી' એ પ્રમાણે ટુકડા પાડવા પડયા છે.

અંગ્રેજીમાં Pun (પન) એ આ પ્રકારમાં છે.

### ૪. વક્રોક્તિ

એક વ્યક્તિ એક વાક્ય કે શબ્દ બોલે; એ વાક્ય કે શબ્દને બીજી વ્યક્તિ શ્લેષ અથવા કાકુ–દ્વારા અન્યથા યોજી બોલનારના આશયથી બીજો જ આશય સમજી એ પ્રમાણે વ્યવહાર કરે તે વક્રોક્તિ ( વક્ર=વાંકી, ઉક્તિ=વચન ). ઉદાહરણ :

*"એકે કહ્યું : 'આ ઘોડામાં પાણી નથી.' ત્યારે બીજો કહે છે : 'પાણી તો કૂવામા હોય. આ ઘોડામાં પાણી હોત તો મારા ઘરમાંથી પાણી ભરવા કૂવે ન જાત.'" પૂર્વ વક્તા 'પાણી' શબ્દ ઘોડાનો ખાસ વિશેષ ગુણ વેગ વગેરે તે અર્થમાં યોજે છે, જ્યારે ઉત્તરવક્તા 'પાણી' પીવાના પાણીના અર્થમાં યોજી ઉડાઉ જવાબ આપે છે. આ શ્લેષ–વક્રોક્તિનું ઉદાહરણ. કાકુ–વક્રોક્તિનું ઉદાહરણ નીચે મુજબ છે :

"એકે કહ્યું : 'ભાઈ, મારે ઘેર લગનમાં અવશ્ય આવજો.' ત્યારે બીજો કહે છે : 'ભાઈ, તમારો મારા પ્રત્યે સદ્‌ભાવ બહુને, એટલે તમારે ત્યાં મારે આવ્યા વગર કેમ ચાલે ?" આનો ભાવાર્થ એ કે 'તમારો મારા પ્રત્યે જોઈયે તેવો સદ્‌ભાવ નથી એટલે હું તમારે ત્યાં

નથી આવવાનો.' બીજાની બોલવાની રીત ઉપરથી એના હૃદયનો આશય સમજી શકાય; પછી શબ્દાર્થ ભલે ઊલટો જ હોય.

અર્વાચીન ગુજરાતી કવિતાના આરંભકાળમાં અને હજી પણ ક્વચિત્ જૂની પદ્ધતિના કવિઓ ચિત્રકાવ્યો—ચિત્ર, અંતર્લાપિકા, બહિર્લાપિકા, ગૂઢોત્તર, ક્રિયાગુપ્તિ વગેરે પ્રયોજતા કે પ્રયોજે છે. આમાં માત્ર શબ્દ ને અક્ષરના નિરર્થક ભાર સિવાય વિશેષ મહત્ત્વ નથી.

## ૨. અર્થના અલંકાર

લોકમાં પ્રચલિત અર્થાલંકારોનો સાહિત્યશાસ્ત્રીઓએ સૂક્ષ્મ વિચાર કર્યો છે; અને એમ કરતાં એવું માલૂમ પડ્યું છે કે એઓના મૂળમાં ઉપમા, વિરોધ, સામાન્યવિશેષભાવ, હેતુહેતુમદ્ભાવ વગેરે હોય છે. સંસ્કૃત સાહિત્યમાં પ્રયોજાયેલા અલંકારોની સંખ્યા તો ઘણી મોટી છે; પરંતુ અહીં તો ગુજરાતીમાં સામાન્ય રીતે પ્રયોજાતા કે મળી આવતા અલંકાર જ આપવામાં આવ્યા છે.

### ૧. ઉપમા

એક વસ્તુનું વર્ણન કરતી વેળા એના અમુક ગુણનો સચોટ રીતે ખ્યાલ આપવા એને એવા ગુણવાળી બીજી એકાદે વધારે વસ્તુ સાથે સરખાવવામાં આવે તે **ઉપમા**. દા. ત. 'એ સજ્જનનું હૃદય નવનીત જેવું કોમળ છે.' આ પ્રમાણે નવનીત સાથે સરખાવતાં સજ્જનના હૃદયની કોમળતાનો જેવો સચોટ ખ્યાલ આવે છે તેવો 'એ સજ્જનનું હૃદય કોમળ છે' એવી સાદી ઉક્તિથી નથી આવતો; માટે આ અલંકાર.

આગળના અલંકાર સમજવામાં અનુકૂળ થાય એ માટે અહીં કેટલાક પારિભાષિક શબ્દ સમજી લેવા જરૂરના છે. જેનું વર્ણન આપણે કરવા માગિયે છિયે તે **ઉપમેય** અથવા **પ્રસ્તુત** કહેવાય છે. ઉપરના વાક્યમાં 'સજ્જનનું હૃદય' ઉપમેય અથવા પ્રસ્તુત છે. જેની સાથે સરખાવવામાં આવે તે **ઉપમાન** અથવા **અપ્રસ્તુત**. અહીં

'નવનીત' ઉપમાન અથવા અપ્રસ્તુત છે. જે ગુણનો સચોટ ખ્યાલ આપવા સરખામણી કરવામાં આવી છે તે સાધારણ ધર્મ. અહીં 'કોમળતા' સાધારણ ધર્મ છે. સરખામણીનો બોધક શબ્દ તે ઉપમા-વાચક અથવા વાચક. અહીં 'જેવું' એ ઉપમાવાચક છે.

જે ઉપમામાં ચારે અવયવ સ્પષ્ટ હોય તે પૂર્ણોપમા; જેમકે—
"દેવે દીધી દયા કરી કેવી મને, અહા ! મૂર્તિ મનોહર માશુકની !
નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી, મૃદુ, મૂર્તિ મનોહર માશુકની !" (કાંત)

એક અથવા વધારે અંગ લુપ્ત હોય તે લુપ્તોપમા. 'એ સજ્જનનું હૃદય નવનીત જેવું છે' તે લુપ્તોપમા : 'કોમળ' શબ્દ ન પ્રયોજ્યો.

વળી જુઓ :

"જનેતા ! ને ભ્રાતા ! પ્રિયતમ સખા ! ને પ્રિયતમા !
જણાવું છું, મારે તમ વગર કોની નથી તમા;
નહિ લેખું કાંઈ સકરુણ રૂહો સ્વલ્પ પણ જો,
તમારી પાસે તો કુસુમ સરખો 'કાંત' ગણજો." (કાંત)

બંનેમાં ધર્મ-લોપ છે.

અંગ્રેજીમાં Simile (સિમિલી) એ આ અલંકાર છે.

## ૨. ઉપમેયોપમા

એક વાક્યમાંનાં ઉપમેય અને ઉપમાન બીજા વાક્યમાં ઉપમાન અને ઉપમેય-રૂપે રજૂ કરવામાં આવે તે ઉપમેયોપમા. ઉદાહરણ :

"જગતભરનાં સાહિત્યનો અભ્યાસ કરતાં મને એમ પ્રતીત થયું કે 'શેક્સ્પિયરનો જોટો કાલિદાસ છે, અને કાલિદાસનો જોટો શેક્સ્પિયર છે.'

પૂર્વાર્ધમાં શેક્સ્પિયર ઉપમેય છે અને કાલિદાસ ઉપમાન છે; અને ઉત્તરાર્ધમાં શેક્સ્પિયર ઉપમાન બને છે અને કાલિદાસ ઉપમેય બને છે. આ પ્રમાણે કહેવાનો ફલિતાર્થ એ કે 'આ બે કવિની સાથે જેની સરખામણી થઈ શકે તેવો ત્રીજો કોઈ કવિ જગતભરમાં નથી.' આ સીધી સાદી વાત આડકતરી રીતે કહેવી એનું નામ અલંકાર.

આમા પૂર્વાર્ધમાં સ્મરણ અલંકાર નથી અને ઉત્તરાર્ધમાં છે. પૂર્વાર્ધમાં ચાતક અને મેઘ કાંઈ સરખા નથી, જ્યારે ઉત્તરાર્ધમાં મેઘ અને શ્રીકૃષ્ણ શ્યામ વર્ણને લઈ સરખા છે. અથવા જુઓ—

"સમાન તસ સ્વત્વ-શાળો પરમાર રાજ સ્મરું,
પ્રસિદ્ધ સુરતાનસિંહ, મુગલાઈની તેગનું
ન તેજ નમવી શક્યું શિર ઊંચું લવે જેહનું." (પૂજાલાલ)

૬. ૩૫૬

## ૮. ભ્રાંતિમાન

ઉપમેય વિશે ઉપમાનની ભ્રાંતિ તે **ભ્રાંતિમાન** અલંકાર. ઉદાહરણ:

" કેસૂડું સમજી જતો ભમરો શુક-ચાંચમાં;
જાંબુડું સમજી એને પકડે શુક ચાંચમાં."

ભમરાને પોપટની ચાંચમાં કેસૂડાની ભ્રાંતિ થયેલી છે અને પોપટને ભમરામાં જાંબુડાની ભ્રાંતિ થયેલી છે.

## ૯. ઉલ્લેખ

એક જ વસ્તુમાં જુદી જુદી વ્યક્તિને જુદી જુદી પ્રતીતિ થાય તે **ઉલ્લેખ.** આ પ્રતીતિ વાસ્તવિક હોય છે, ભ્રાંતિમત્ નહિ. ઉદાહરણ :

" રામકૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણાં રાતાં ચોળ.
માતપિતા, ને મલ્લ, મામો, જુએ મર્મે માહાવ,
અનંતરૂપે કૃષ્ણ દીઠા, જેહને જેહવો ભાવ.
વૈષ્ણવે વ્યાપકરૂપે દીઠા, સંન્યાસીએ શંકર.
કામિનીએ કંદર્પરૂપે દીઠા, નાથ નંદકુંવર.
બાળમુકુંદ દીઠા બાળકે, તેડે પ્રીત આણી પર્મ,
સુભટે દીઠા શૂરધીર, જ્ઞાનીએ પરબ્રહ્મ.
પંચ મલ્લે મલ્લ દીઠા, માત-તાતે દીઠા બાળ,
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ." (પ્રેમાનંદ)

## ૧૦. અપહ્નુતિ

ઉપમેયનો નિષેધ કરી ઉપમાનનું સ્થાપન કરવું તે અપહ્નુતિ. ઉદાહરણ :

બુદ્ધિહીન માણસના સંબંધમાં કોઇ કહે કે—

" આ માણસ નથી, પણ ગધેડો છે " એ અપહ્નુતિ-અલંકાર.

## ૧૧. ઉત્પ્રેક્ષા

ઉપમેય વિશે ઉપમાનની ઉત્કટ સંભાવના તે ઉત્પ્રેક્ષા. ઉદાહરણ:

" ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ." (કાંત)

આમા પૂર્વાર્ધમા સ્મરણુ અલંકાર નથી અને ઉત્તરાર્ધમાં છે. પૂર્વાર્ધમાં ચાતક અને મેઘ કોઈ સરખા નથી, જ્યારે ઉત્તરાર્ધમાં મેઘ અને શ્રીકૃષ્ણ શ્યામ વર્ણને લઈ સરખા છે. અથવા જુઓ—

" સમાન તવ સ્વત્વ–શાર્ણો પરમાર રાજ્ય સ્મરું
પ્રસિદ્ધ સુરતાનસિંહ, મુગલાઈની તેગનું
ન તેજ નમવી શક્યું શિર ઊંચું લવે જેહનું." (પૂજાલાલ)

## ૬. રૂપક

ઉપમેય અને ઉપમાન વચ્ચે જ્યા અભેદનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તે રૂપક. ઉદાહરણ :

**"રામ-રમકડું જડિયું, રાણાજી, મને રામ-રમકડું જડિયું;**
રૂમઝૂમ કરતુ મારે મંદિરિયે પધાર્યું નહિ કોઇને હાથે ઘડિયું." (મીરાં)

અથવા

" સ્વયંવરના સુભટ જીતવા ધરે શ્યામા સાજ :
**પ્રેમ-પાશ લીધો પ્રેમદા નાખવા મંડપ-ક્ષેત્ર**
ભ્રકુટિધનુષ આકર્ષિયુ બાણુ બન્યો નેત્ર " (પ્રેમાનંદ)

પ્રથમ ઉદાહરણમા 'રામ' અને 'રમકડુ' એ બને વચ્ચે અભેદ બતાવવામા આવ્યો છે; અને દ્વિતીય ઉદાહરણમાં 'પ્રેમ' અને 'પાશ', 'મંડપ' અને 'ક્ષેત્ર', 'ભ્રુકુટિ' અને 'ધનુષ', તેમ 'નેત્ર' અને 'બાણુ' વચ્ચે અભેદ બતાવવામા આવ્યો છે.

અગ્રેજીમાં આ અલકારને Metaphor (મેટાફર) કહે છે.

## ૭. સસંદેહ

ઉપમેય વિશે ઉપમાનનો સંદેહ તે સસદેહ અલંકાર. ઉદાહરણ :

" તને હું ચાહું છું. નહિ ભડકતી આ વચનથી.
તને સૌએ ચાહે અર્થો નમણી તુ છે જ રમણી.
કુટુંબી–કાસારે અનુપ વિકસેલી કમલિની !
વનોની દૂર્વા કે ચરી ઊછરી શુ કામ્ય હરિણી ! " (સુન્દરમ્)

## ૮. ભ્રાંતિમાન

ઉપમેય વિશે ઉપમાનની ભ્રાંતિ તે **ભ્રાંતિમાન** અલંકાર. ઉદાહરણ:

"કેસૂડું સમઝી જાતો ભમરો શુક–ચાંચમાં;
જાંબુડું સમઝી એને પકડે શુક ચાંચમાં."

ભમરાને પોપટની ચાંચમાં કેસૂડાની ભ્રાંતિ થયેલી છે અને પોપટને ભમરામાં જાંબૂડાની ભ્રાંતિ થયેલી છે.

## ૯. ઉલ્લેખ

એક જ વસ્તુમાં જુદી જુદી વ્યક્તિને જુદી જુદી પ્રતીતિ થાય તે ઉલ્લેખ. આ પ્રતીતિ વાસ્તવિક હોય છે, ભ્રાંતિમત્ નહિ. ઉદાહરણ:

"રામકૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણાં રાતાં ચોળ.
માતપિતા, ને મલ્લ, મામો, જુએ મર્મે માહાવ,
અનંતરૂપે કૃષ્ણ દીઠા, જેહને જેહવો ભાવ.
વૈષ્ણવે વ્યાપકરૂપે દીઠા, સંન્યાસીએ શંકર.
કામિનીએ કંદર્પરૂપે દીઠા, નાથ નંદકુંવર.
બાળમુકુંદ દીઠા બાળકે, તેડે પ્રીત આણી પર્મ,
સુભટે દીઠા શૂરધીર, જ્ઞાનીએ પરબ્રહ્મ.
પંચ મલ્લે મલ્લ દીઠા, માત–તાતે દીઠા બાળ,
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ." (પ્રેમાનંદ)

## ૧૦. અપહ્નુતિ

ઉપમેયનો નિષેધ કરી ઉપમાનનું સ્થાપન કરવું તે **અપહ્નુતિ**.

ઉદાહરણ:

બુદ્ધિહીન માણસના સંબંધમાં કોઇ કહે કે—
"આ માણસ નથી, પણ ગધેડો છે" એ અપહ્નુતિ અલંકાર.

## ૧૧. ઉત્પ્રેક્ષા

ઉપમેય વિશે ઉપમાનની ઉત્કટ સંભાવના તે **ઉત્પ્રેક્ષા**. ઉદાહરણ:

*"ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,*
*વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ."* (કાંત)

## ૧૨. અતિશયોક્તિ

સીધેસીધો ઉપમાનથી જ જ્યાં ઉપમેયનો નિર્દેશ કરવામાં આવે તે **અતિશયોક્તિ** અલંકાર. ઉદાહરણ :

"આ ગામમાં બેપગાં પશુ જ વસે છે."

આ વાક્યમાં માણસોને બેપગાં પશુ જ કહ્યાં છે.

અથવા "નવ સૂઝે ઉપાય કૈં, ડોલાય મારી કિસ્તી !
આવા તોફાનમાં જરૂર, ડૂબશે મારી કિસ્તી !"　　(કલ્ત)

અહીં કવિએ જીવન-નાવને સીધેસીધી 'કિસ્તી' કહી છે.

"જૂનું રે થયું દેવળ જૂનું રે થયું, મારો હંસલો નાનો ને દેવળ જૂનું રે થયું" એ અતિશયોક્તિનું અચ્છું ઉદાહરણ છે.

અંગ્રેજીમાં Hyperboli (હાઇપરબોલી) નામનો એક અલંકાર છે તેમાં વસ્તુનું ખૂબ વધારીને વર્ણન કરવું—સાદા અર્થમાં અતિશયોક્તિ કરી કહેવું—છે; એ કાંઈ શુદ્ધ 'અતિશયોક્તિ' અલંકાર નથી જ.

## ૧૩. વ્યતિરેક

ઉપમાન કરતાં ઉપમેયનું ચડિયાતાપણું બતાવવામાં આવે તે **વ્યતિરેક** અલંકાર. ઉદાહરણ :

"અહેશ ને શર્વરીપતિ તે ગોખ્ય ઊભા રહે.
વૈદર્ભીના વક્ત્ર આગળ અમર તે આરતી કરે." (પ્રેમાનંદ)

'અહેશ' એટલે સૂર્ય અને 'શર્વરીપતિ' એટલે ચંદ્ર એ દમયંતીના સુંદર મુખનું ભક્તિભાવપૂર્વક પૂજન કરી રહ્યા છે, એમ કહેવાનો આશય એ કે ઉપમેય જે દમયંતીનું મુખ તે ઉપમાન જે ચંદ્ર અને સૂર્ય તેના કરતાં ઘણું ચડિયાતું છે.

**પ્રતીપ** અને વ્યતિરેક બંનેમાં ઉપમેયનું ચડિયાતાપણું હોય છે; પરંતુ જ્યારે વ્યતિરેકમાં આ ઉપમેયનું ચડિયાતાપણું કવિ દર્શાવવા માગે છે ત્યારે પ્રતીપમાં એની વૃત્તિ ઉપમાનને ઉતારી પાડવાની હોય છે.

## ૧૪. નિદર્શના

એક ક્રિયા એ એક ક્રિયા અને બીજી એ બીજી છતાં એ બંનેને

એક કહેવામાં આવે અને એનો ભાવાર્થ એ નીકળે કે એક ક્રિયા બીજી ક્રિયા જેવી છે, ત્યાં તે **નિદર્શના.** ઉદાહરણ :

"તું આ પ્રમાણે વાત કરે છે એ તું ધૂળ ફાકે છે."

આ પ્રમાણે વાત કરવી અને ધૂળ ફાકવી એ બંને કાંઈ એક વસ્તુ નથી, છતાંયે બોલનારે એ બંનેને એક તરીકે વર્ણવી છે અને એમ કરવામાં એનો આશય તો એક ક્રિયા બીજી ક્રિયા જેવી છે, એટલે કે આ પ્રમાણે વાત કરવી એ ધૂળ ફાકવા જેવું છે, એ છે.

## ૧૫. દીપક, ૧૬. તુલ્યયોગિતા

પ્રસ્તુત અને અપ્રસ્તુત વસ્તુનો ધર્મ એક જ શબ્દ કે શબ્દ-સમૂહથી નિરૂપિત કરવામાં આવે તે દીપક. ઉદાહરણ :

"સિંહમૂછ, ભોરિંગમણિ, કરપીધન, સતી-નાર,
પ્રાણ ગયે પર કર ચડે, ત્યમ ક્ષત્રી—તલવાર."

આ એક ક્ષત્રિય વીરની ઉક્તિ છે. એની તલવાર પ્રસ્તુત છે; સિંહમૂછ વગેરે બધાં અપ્રસ્તુત છે. એ પ્રસ્તુત અને અપ્રસ્તુત બધાંનો સાધારણ ધર્મ એક જ વાર પ્રયોજાયેલ 'પ્રાણ ગયે પર કર ચડે' એ શબ્દસમૂહથી નિરૂપિત કરવામા આવેલ છે.

વસ્તુઓ બધી અપ્રસ્તુત હોય કે બધી પ્રસ્તુત હોય તો તુલ્ય-યોગિતા સ્વધર્મચિહ્ન માલાનિલક ખાતર પ્રાણ આપવા તૈયાર એવા કોઇ ભક્તજનની ઉપર પ્રમાણેની ઉક્તિ હોય તો તે તુલ્યયોગિતા, કારણ કે પછી ક્ષત્રી—તલવાર પણ અપ્રસ્તુત બની જાય છે. બધાં પ્રસ્તુતોનું ઉદાહરણ નીચે મુજબ છે :

"રાત પડતાં આકાશમાં તારા અને જમીન ઉપર આગિયા ઝબકવા લાગ્યા."

અહીં રાતની શરૂઆતનુ વર્ણન છે, એટલે તારા અને આગિયા બંને પ્રસ્તુત છે.

## ૧૭. પ્રતિવસ્તૂપમા

એક જ સમાનધર્મ બંને વાક્યોમાં ભિન્ન ભિન્ન શબ્દોથી નિરૂપિત કરવામાં આવ્યો હોય તે પ્રતિવસ્તૂપમા. ઉદાહરણ :

" ચાલ્યો ગયો અરે પ્યારો, પ્યારી, જીવન શે ટકે ?
માછલું આ'ર પાણીની શ્વાસ કેમ ભરી શકે ? "

પ્યારાથી અલગ થતાં પ્યારી મરી જાય છે, અને પાણીથી અલગ થતાં માછલું મરી જાય છે. આ 'મરી જવું' એ પ્રમાણેનો સાધારણ ધર્મ જે એક જ છે તે 'જીવન શે ટકે' અને 'શ્વાસ કેમ ભરી શકે' એ પ્રમાણેના જુદા જુદા શબ્દોથી નિરૂપિત કરવામાં આવ્યો છે.

૧૮. દૃષ્ટાંત

એક જ નહિ પરંતુ સરખા એવા બે ધર્મ બે વાક્યોમાં નિરૂપિત કરવામાં આવે તે દૃષ્ટાંત. ઉદાહરણ :

" મરતાં મરતાં સંતો બીજાઓને સુખી કરે,
બળતો બળતો ધૂપ સુવાસિત બધું કરે. "

બીજાઓને સુખી કરવા અને બધું સુવાસિત કરવું એ બે ધર્મ સરખા છે, પરંતુ એક નથી. દૃષ્ટાંત અને પ્રતિવસ્તૂપમા વચ્ચે આ જ મોટું તારતમ્ય.

૧૯ અર્થાંતરન્યાસ

એક વાતનું બીજી વાતથી જ્યાં સમર્થન થતું હોય તે અર્થાંતરન્યાસ. આ બંને વાતો વચ્ચે કાં સામાન્યવિશેષભાવ કાં હેતુહેતુમદ્‌ભાવ હોય છે. પ્રતિવસ્તૂપમા અને દૃષ્ટાંતમાં પણ બીજી વાતથી એક વાતનું સમર્થન થાય છે; પરંતુ બંને વાત વચ્ચે જે સબંધ અર્થાંતરન્યાસમાં હોય છે તે સંબંધ એમાં નથી હોતો. ઉદાહરણ :

" કરેણ પણ આપતી કુસુમ તો ગુલાબી ઘણાં,
અને મૂરખ માનશે કુસુમ તે ગુલાબો તણાં;
ગુલાબ નિત મસ્ત જે હૃદયમાં ન લાવેય તે :
કરી કદર જે શકે નર કરોડમાં કોક તે."

'મૂરખ માણસે કરેણના ફૂલોને અને ગુલાબના ફૂલોને એકસરખાં ગણ્યાં' આ વિશેષ વાતનું સમર્થન 'મોટે ભાગે માણસો કદરહીન હોય છે' એ સામાન્ય વાતથી થયું આ રીતે બંને વાતો વચ્ચે સામાન્યવિશેષ

ભાવ છે. આ ઉદાહરણ હેતુહેતુમદ્‌ભાવનું પણ છે 'મૂર્ખ માણસે ગુનાગના ફૂલોને કરેણના ફૂલોની હરોળમા મૂક્યા એ વાત ગુનાગ મનમાયે નથી લાવતુ' માટે ભાગે લોકો મૂર્ખ હોય કે અને મૂરખને દુખ શુ?'

## ૨૦ અપ્રસ્તુત પ્રશંસા

પ્રસ્તુત વાત કહેવી હોય એને બદલે અપ્રસ્તુત વાત કહે અને તેથી આડકતરી રીતે પ્રસ્તુત વાતનો જ બોધ થાય તે અપ્રસ્તુત પ્રશંસા. ઉપરની કવિતા અપ્રસ્તુતપ્રશંસાનું પણ ઉદાહરણ બની શકે કે કોઈ ઉત્તમ પ્રકારના કવિને સાધારણ કવિની હરોળમા લોકો મૂકે ત્યાર જો એ આ રીતે પોતાની વાત રજૂ કરે તો એ અપ્રસ્તુત પ્રશંસા. ઉત્તમ પ્રકારનો કવિ જેની કદર લોકોએ નથી કરી તે પ્રસ્તુત છે, એના મનમા સીધે સીધુ ન કહેતા એ પરિસ્થિતિમા મુખ્યત્વેન અપ્રસ્તુત ગુલાબનું અહી કથન છે, માટે એ અપ્રસ્તુતપ્રશંસા અપ્રસ્તુતપ્રશંસાના આ પ્રકારને 'અન્યોક્તિ' પણ કહેવામા આવે છે બીજા એક પ્રકારનુ ઉદાહરણ નીચે મુજબ છે

જમના બેઠેલો 'દૂધપાક આપો' એમ કહેવાને બદલે 'દૂધપાક બહુ જ સરસ થયો છે' એમ કહે તે અપ્રસ્તુતપ્રશંસા

## ૨૧. પર્યાયોક્ત

પ્રસ્તુત વાતને જ બીજે પ્રકારે કહેવી એ પર્યાયોક્ત અપ્રસ્તુત પ્રશંસામા પ્રસ્તુત વાત નથી કહેવાતી, જ્યારે પર્યાયોક્તમા પ્રસ્તુત વાત જ કહેવાય છે ઉદાહરણ.

'તે પરમ ધાર્મિક રાજાના રાજ્યમા એકે દુર્ગુણી માણસ નહોતો એમ કહેવાને બદલે 'તે પરમ ધાર્મિક રાજાએ પોતાના રાજ્યમાથી દુર્ગુણને દેશવટો દીધો હતો" એમ કહેવામાં આવે એ પર્યાયોક્ત આમ વાત તો તેની તે જ કહી છે, પરંતુ પ્રકાર-ભેદે કરીને કહી છે, જ્યારે અપ્રસ્તુતપ્રશંસામા બીજી વાત જ કહી હોય છે

અગ્રેજીના Euphemism (યુફીમિઝમ) અને Litotes (લાઇટોટીઝ) એ બેઉ અલંકારનો 'પર્યાયોક્ત'મા અંતર્ભાવ છે

## ૨૨ શ્લેષ

એના તે શબ્દોમાંથી બીજો અર્થ પણ નીકળે તે શ્લેષ ઉદાહરણ :

"ઉદય ભાનુ તણો જગમાં થતા
તિમિર સર્વ તુરત સરી જતાં,
વિમલ ચિત્ત બધા જનના થતા,
ધરમ-કાર્ય શરૂ સઘળા થતા."

આ વર્ણન 'ભાનુ' નામના રાજાને તેમ સૂર્યને બનેને એક સરખુ લાગુ પડે છે. 'ભાનુ' શબ્દ પૂરતો આ શબ્દશ્લેષ છે, બાકી અર્થશ્લેષ છે એ શબ્દ છોડી બાકીના શબ્દોને સ્થાને પર્યાયો મૂકો તોપણ અર્થ તો તેનો તે જ રહે છે.

## ૨૩ સમાસોક્તિ

કેવળ વિશેષણો શ્લિષ્ટ હોય તે સમાસોક્તિ 'શ્લેષ'મા વિશેષણો ઉપરાન્ત વિશેષ્ય પણ શ્લિષ્ટ હોય છે ઉદાહરણ :

'યુદ્ધમા અન્યને છોડી જયલક્ષ્મી તને વરી."

વિશેષ્યભૂત 'યુદ્ધ' અને 'જયલક્ષ્મી' એ બીજાને લાગુ નથી પડતા, બાકી વિશેષણો 'અન્યને છોડી' અને 'વરી' એ સ્વયંવરમાં બીજાઓને છોડી અમુક એકને પસદ કરતી કન્યાને પણ લાગુ પડે છે.

## ૨૪ સહોક્તિ

બે બનાવોનું ચમત્કારજનક સાહચર્ય તે સહોક્તિ ઉદાહરણ :

"આકાશમાથી વરસાદના ટીપા સાથોસાથ વિરહિણીના નેત્રમાથી આસુના ટીપા પડયા."

વર્ષાઋતુમા વિરહિણી બહુ ઉત્કંઠિત બને છે અને પતિના વિરહની વેદનાને લઈ આસુ સારે છે એ વાત અહી સુદર રીતે દર્શાવવામા આવી છે

**નોંધ**. ઉપર આપેલા અર્થાલંકાર પ્રાય. ઉપમામૂલક છે. હવે થોડાક વિરોધમૂલક અર્થાલંકાર અને પછી થોડાક પ્રકીર્ણ અલંકાર આપવામાં આવ્યા છે.

૨૫. વિરોધ

નૈસર્ગિક રીતે સંબંધ ન રાખનારાનો સંબંધ તે વિરોધ અલંકાર
ઉદાહરણ

એક નાનો બાળક એની બાને પૂછે છે કે 'બા, આપણી ગાય તો કાળી છે પણ એનું દૂધ કાં ધોળું ?' આ વિરોધાલંકાર

૨૬. વિશેષોક્તિ, ૨૭ વિભાવના

નૈસર્ગિક રીતે જ્યાં કારણ હોય ત્યાં કાર્ય હોવું જોઈએ અને જ્યાં કારણ ન હોય ત્યાં કાર્ય પણ ન હોય, એથી ઊલટું જ્યાં કારણ છે પરંતુ કાર્ય નથી એવું નિરૂપણ કરવામાં આવે તે વિશેષોક્તિ; અને જ્યાં કારણ નથી છતાં કાર્ય છે એવું નિરૂપણ છે તે વિભાવના
ઉદાહરણ

"આકાશની કોમળ કાંતિ જે રવિ
જોઈ શક્યો ના નિજ તેજપુંજમાં,
અંધારની આંખ વડે નિશીથ તે
પેખી શક્યો સૌ સુખ નિશ્ચકુંજમાં" (ઉમાશંકર)

પૂર્વાર્ધમાં વિશેષોક્તિ અલંકાર છે સામાન્ય રીતે જ્યાં તેજ હોય ત્યાં વસ્તુ દેખી શકાય, પરંતુ અહીં સૂર્ય તેજોરૂપ હોવા છતાંયે આકાશની કાંતિ જોઈ નથી શક્યો ઉત્તરાર્ધમાં વિભાવના અલંકાર છે સામાન્ય રીતે જ્યાં અંધકાર હોય ત્યાં વસ્તુ ન દેખાય, પરંતુ અહીં અંધકાર હોવા છતાં નિશીથ જોઈ શકે છે

૨૮ અસંગતિ

સામાન્ય રીતે કાર્ય અને કારણ સમાન દેશમાં રહે છે, તેથી ઊલટું, કારણ ક્યાંક અને કાર્ય ક્યાંક એવું જ્યાં વર્ણવવામાં આવે તે અસંગતિ ઉદાહરણ

પૃથ્વીની પટરાણીની લજ્જા રક્ષાઈ દૈવથી
ખેંચાતાં દ્રૌપદીવસ્ત્રો નવસ્ત્રા કીર્તિ કૌરવી' (સુંદરમ્)

દ્રૌપદીના વસ્ત્ર ખેંચાતાં દ્રૌપદી નવસ્ત્રા થવી જોઈયે પરંતુ અહીં તો એને બદલે કૌરવી કીર્તિ નવસ્ત્રા (ઉઘાડી) થઈ છે, માટે આ અસંગતિ

## ૨૬. વિષમ

સામાન્ય રીતે સરખેસરખાનો મેળ ખાય અને જે માણસ ચાદનો હોય તે એને મળે; તેથી ઊલટું, જ્યાં જેનો મેળ ન ખાવો જોઈયે તેનો મેળ ખાય અને જ્યાં ચાહે કાંઈક અને આવી મળે કાંઈક તે **વિષમ** અલંકાર. ઉદાહરણ:

(૧) " ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી ! "

(૨) " સૈરંધ્રીની સોડ ચહત કીચક
　　અગ્નિ તણી ઉવટ સોડ પામ્યો."

## ૨૮. વ્યાજસ્તુતિ

ઉપરથી નિંદા અથવા સ્તુતિ હોય અને અંદરથી સ્તુતિ અથવા નિંદા હોય ત્યાં **વ્યાજસ્તુતિ**. ઉદાહરણ :

(૧) " હે ગંગા, આ તારો વિવેક શો ? કાંઈ ના સમજ પડતી;
　　પાપી જનને પણ તુ કર પકડી સ્વર્ગમાં લઈ જ જતી."

પાપી કોણ અને પુણ્યશાળી કોણ એનું ગંગાજીને ભાન નથી, એ ઉપરથી નિંદા; પરંતુ અન્દરથી સ્તુતિ એ કે તારા વગર પાપીઓનો ઉદ્ધાર કોણ કરત.

(૨) " ચાતક, ચકવા, ચતુર નર પ્રતિદિન ફરે ઉદાસ;
　　ખર, ઘૂવડ, ને મૂર્ખ નર સુખે સૂએ નિજવાસ."

આના પૂર્વાર્ધમા ઉપર નિંદા અને અંદર સ્તુતિ છે, જ્યારે ઉત્તરાર્ધમાં ઉપર સ્તુતિ અને અંદર નિંદા છે.

અંગ્રેજીમાંનો Irony (આયરની) અલંકારનો આ અલંકારમાં સમાવેશ કરી શકાય.

## ૨૯. વ્યાજોક્તિ

છાની રાખવાની વાત બહાર પડી જાય તેને ખૂબીથી ઢાંકી દેવી તેનું નામ **વ્યાજોક્તિ**. ઉદાહરણ:

" પહેલી સખી—સખી, આજ તો આખી રાત જાગી.
　બીજી સખી—શું, પિયામિલનની આશથી ?
　પહેલી સખી—ના સખી, માંકડના ત્રાસથી. "

### ૩૦. આક્ષેપ

વાતને વધારે સચોટ રીતે કહેવા અધવચથી તોડી નાખવી, એનું નામ આક્ષેપ ઉદાહરણ

"દૂતી—તું પરદેશ તો જાય છે, પણ તારી પ્રિયાની અહીં સ્થિતિ શી થશે એનો તો વિચાર કર અથવા સુખેથી જા, જે થશે તેની તને ત્યા ખબર પડશે"

દૂતી એમ કહેવા માગે છે કે વિયોગના પાગનાર દુખ પ્રિયાને સહન કરવા પડશે. આ દુઃખો વિસ્તારથી વર્ણવે એના કરતા વાત તોડી એમ કહે કે એના મરણના ખબર તને પરદેશમા મળશે તો એ પોતાની વાત વધારે સચોટ રીતે કહી શકે, માટે એણે એમ કર્યું છે

### ૩૧ સ્વભાવોક્તિ

યથાસ્થિત વસ્તુને આબેહૂબ સુંદર રીતે વર્ણવવી તે સ્વભાવોક્તિ ઉદાહરણ

"વેશ પૂરો આપ્યો મ્હારે વ્હાલાને, નાથ ચૌટાની ચાલે ચાલે<br>
છે અવળા આંટાની પાઘડી, વ્હાલાજીને કેમ બાંધતા આવડી?<br>
દીસે વાણિયો બીને વાન, એક લેખણ ખોસી છે કાન<br>
હસતા ખાડા પડે બહુ ગાલ, મોટું કપાળ જાણિયે ઢાલ<br>
અધરબિંબ જાણે પરવાળી, મોટી આંખ દીસે અણિયાળી.

× × ×

સેલું કેડે બાંધ્યું બેવડું, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડું?<br>
કરે હીંડતાં હાથનો લટકો, સાદી દોરીનો કેડે પટકો

× × ×

એક ઓઢી પછેડી ખાંધે, નાથ દૂદાળો ને મોટી ફાંદે.<br>
નગ્ન પહેર્યા તે પાયે સોળા, પાયે પહેર્યા તે સુંદર મોજાં.<br>
કાંઈ વાઘો બિરાજે કેસરી બન્યા મોટા પરીખ લખેસરી.<br>
મારો નાથજી નીચે ખાસણે, ભટ્ટ પ્રેમાનંદ જાય ભામણે."

(પ્રેમાનંદ)

નરસિંહ મહેતાની 'હૂંડી'માં રણછોડરાય શામળશા શેઠને રૂપે આવ્યા એ વખતનું આ વર્ણન છે, જેમાં વણિક શરાફનું આબેહૂબ ચિત્ર પ્રેમાનદે સુંદર રીતે ખડું કર્યું છે.

### ૩૨. સંસૃષ્ટિ, ૩૩. સંકર

એવું પણ બને કે એક કવિતામાં બે અથવા વધારે અલંકાર એકી સાથે આવે. ત્યારે બંને અલગ અલગ તરી આવે ત્યારે સંસૃષ્ટિ; બાકી સંકર. ઉદાહરણ :

> " આકાશની કોમળ કાંતિ જે રવિ
> જોઈ શકયો ના નિજ તેજપુંજમાં,
> અંધારની આંખ વડે નિશીથ તે
> પેખી શકયો સૌ મુખ વિશ્વકુંજમાં." (ઉમાશંકર)

પૂર્વાર્ધમાં વિશેષોક્તિ અલંકાર છે અને ઉત્તરાર્ધમાં વિભાવના અલંકાર છે. બંને અલગ અલગ છે, એક બીજાનું અંગ નથી; માટે આ કાવ્યમાં આ બે અલંકારોની સંસૃષ્ટિ છે.

> " કરેણ પણ આપતી કુસુમ તો ગુલાબી ઘણાં
> અને મૂરખ માનશે કુસુમ તો ગુલાબો તણાં.
> ગુલાબ નિત મસ્ત જે હૃદયમાં ન લાવેય તે :
> કરી કદર જે શકે નર કરોડમાં કોક તે."

આમાં અર્થાંતરન્યાસ અને અપ્રસ્તુતપ્રશંસાનો સંકર છે. જેમ ઉપરના કાવ્યમાં તેમ આમાં એ અલગ પાડી શકાતા નથી.

## ૩. અંગ્રેજી અલંકારો

અંગ્રેજી ભાષામાં અલંકારોનો વિસ્તૃત વિચાર નથી. ઉપરનાઓમાં સમાવેશ પામતા સિવાયના બાકીના મહત્ત્વના નીચે મુજબ છે :

(૧) Personification (પર્સોનિફિકેશન)=સજીવારોપણ : 'પ્રભાત હસી રહ્યું છે.' સંસ્કૃતમાં પ્રાચીન સાહિત્યશાસ્ત્રીઓને મતે 'સમાધિ' નામનો ગુણ.

(૨) Apostrophe (એપોસ્ટ્રોફી)=સંબોધન : 'અરે દયા, દુનિયાને છોડી તું ક્યાં ગઈ!' સંસ્કૃતમાં અને ગુજરાતીમાં આવા પ્રયોગ છે; પણ એને શોભાકર ધર્મ માનવામાં આવેલ નથી.

(૩) Antithesis (એન્ટિથીસિસ)=તુલ્યાઘટન : 'નાને મરવું, નાતે તરવું.' સંસ્કૃતમાં આવા પ્રયોગ પ્રાયઃ નથી.

(૪) Epigram (એપિગ્રામ)=સુભાષિતક. સંસ્કૃતમાં અને ગુજરાતીમાં આવાં અનેક વાક્ય છે; પરંતુ એને કાવ્યનો શોભાકર ધર્મ માનવામાં નથી આવેલો.

(૫) Paradox (પૅરૅડોક્સ)=વિરુદ્ધવચન : 'જીવનમાં કીમતીમાં કીમતી વસ્તુ સાવ મફત મળે છે. દા. ત. હવા, ઉજાસ, પાણી વગેરે.' સંસ્કૃતના વિરોધમૂલક અલંકાર આમાં સમાવિષ્ટ થઇ શકે.

(૬). Oxymoron (ઑક્સિમોરૉન)=વિશેષ્ય-વિશેષણવિરોધ : 'એ નિયમિત રીતે અનિયમિત આવે છે!' સંસ્કૃત-ગુજરાતીમાં આ પ્રયોગ પ્રચલિત નથી.

(૭) *Metonymy* (મેટૉનિમી)=સંબંધિનિર્દેશ : 'પરસેવાના પૈસા.' સંસ્કૃતમાં આવા પ્રયોગને લાક્ષણિક કહેવામાં આવે છે.

(૮) Synecdoche (સાઇનેકડોકી)=અવયવનિર્દેશ : 'ઝાઝા હાથ રળિયામણા.' આ પણ લાક્ષણિક પ્રયોગ છે.

(૯) Climax (કલાઇમૅક્સ)=ઊર્ધ્વગ ક્રમ : 'પરદેશ ગયો, પૈસા કમાયો, રાજ છતી આવ્યો.' સંસ્કૃતમાં આવો પ્રયોગ પ્રાયઃ નથી.

(૧૦) Anti-climax (ઍન્ટિકલાઇમૅક્સ)=અધોગ ક્રમ : 'ફાંસી દો, જેલમાં પૂરો, કાઢી મૂકો.' આવુંયે કાંઇ સંસ્કૃતમાં નથી.

(૧૧) Transferred Epithet (ટ્રાન્સ્ફર્ડ એપિથેટ)=અન્યત્ર યોગ : 'મોડી રાતે મને ઊંઘ આવી.' 'મોડી'નો સંબંધ ઊંઘ આવવા સાથે છે, રાત સાથે નથી. સંસ્કૃતમાં આવું ખાસ ક્યાય જોવામાં નથી આવતું.

(૧૨) Tautology (ટૉટૉલૉજી)=પુનરુક્તિ : 'મીઠી મધુરી વાણી.' સંસ્કૃતમાં આવા પ્રયોગ ખાસ પ્રાપ્ત નથી થતા, ઊલટો એ તો વાણીનો દોષ છે.

## અભ્યાસ

૧. અલંકાર એટલે શું ! એના કેટલા અને કયા પ્રકાર છે, એ બબ્બે ઉદાહરણ આપી સ્પષ્ટ કરો.

૨. અનુપ્રાસના પેટાપ્રકાર ગણાવી, પ્રાસ શું છે એ ચાર પાંચ દાખલા આપી સમઝાવો.

૩. યમક અને શ્લેષ દાખલા આપી બતાવો.

૪. 'ઉપમા' એટલે શું ! ઉપમામાં કઇ કઇ વસ્તુની જરૂર પડે છે, એનાં નામ ઉદાહરણ સાથે સમઝાવો.

૫. ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, પ્રતિવસ્તૂપમા અને વ્યતિરેક અલંકાર વચ્ચેનો તફાવત તમારાં જાણીતાં ઉદાહરણ આપી સમઝાવો.

૬. સ-સંદેહ ભ્રાંતિમાન અને અપહ્નુતિ વચ્ચેનો તફાવત ઉદાહરણ આપી સમઝાવો.

૭. રૂપક અને અતિશયોક્તિ વચ્ચે શો ભેદ છે? એક જ વિષયનાં બે ઉદાહરણ આપી સ્પષ્ટ કરો.

૮. અપ્રસ્તુત-પ્રશંસા દૃષ્ટાંત અને અર્થાંતરન્યાસ વચ્ચેનો ભેદ ઉદાહરણો સાથે સમઝાવો.

૯. વિભાવના અને વિશેષોક્તિ વચ્ચેનો ભેદ વ્યક્ત કરો.

૧૦. શબ્દાલંકારમાંના શ્લેષ અને અર્થાલંકારમાંના શ્લેષ વચ્ચે તારતમ્ય હોય તો ઉદાહરણો આપી સમઝાવો.

૧૧. વ્યાજસ્તુતિ અને વ્યાજોક્તિ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરો.

૧૨. અસંગતિ અલંકાર ઉદાહરણ સાથે સ્પષ્ટ કરો.

૧૩. સ્વભાવોક્તિ એટલે શું ? તમે જ વર્ણન રજૂ કરી આપો.

૧૪. નીચેનાં ગદ્ય-પદ્યોમા કયાં કયો અલંકાર છે એ તે તે અલંકારનાં લક્ષણ આપી સ્પષ્ટ કરો.

( અહીં શિક્ષકે યથેચ્છ ગદ્ય-પદ્ય-ખંડ પસંદ કરી પૂછવા. )